

જેણે

પ્રાણ પ્રસારીને ગુજરાતમા 'વીસમી સદી' જેવા અજોડ માસિકને જન્મ આપી
ગુજરાતના વિવિધ જીવનક્ષેત્રોમા વિહરતા રક તેમજ રાજવી જનોને સાહિત્ય તરફ આકર્ષ્યા
અને કળાને સાહિત્યની સહોદરી ગણી તેનો માનભર્યો આદર કર્યો

સાહિત્યના કુમપુરનામા ગુજરાતને જાતિ, ધર્મ અને અધિકારના ભેદો ભુલાવી
એકતાનતાનો અનુભવ આપ્યો અને આ ગ્રંથના લેખકને પોતાના આત્માની [illegible]મા આપી મિત્ર મનાવ્યો
તથા ગુજરાતી સાહિત્યમા વિહરતા કર્યા

તે

## સ્વ. હાજીમહુમ્મદ અલારખિયા શિવજીને

આ ગ્રંથનુ કલાર્પણ

રવિશંકર મ રાવળ



જન્મ
૧૬ ઑગસ્ટ ૧૮૯૬

નિધન
૯ માર્ચ ૧૯૪૭

સ્વ ભાઈશ્રી

ઝવેરચંદ મેઘાણી

આ પુસ્તકના પ્રેરક અને પ્રસ્તાવક

વિધિસંકેત હશે ધારેલી પ્રસ્તાવના તેઓ લખી ન શકયા
પણ તેઓ તેનો પ્રસ્તાવ કરી ચૂકયા હતા
તેમજ આ ગ્રંથને તેમની સદ્પ્રેરણા અને શુભેચ્છા મળી ગયા હતા
તેથી આ ગ્રંથના પ્રસ્તાવક તરીકે
તેમની સ્મૃતિ હમેશા રહેશે

# લેખકનું સંવેદન

છૂટાછવાયા છપાયેલા મારા લેખોને ગ્રંથસ્થ કરવાની પ્રેરણા આપનાર ભાઈશ્રી ઝવેરચંદ મેઘાણીએ આ પુસ્તકની પ્રસ્તાવના લખવાનું સ્વીકાર્યું હતું. એનાં બધાં પાનાં છપાઈ ગયાં હતાં અને તેમની પ્રસ્તાવના આવે એટલો જ વિલંબ હતો. પણ ઘણીવાર વિધાતા માણસની ગમેતેવી ગણતરીને ધૂળમાં મેળવે છે, તેમ મારી આ સ્વલ્પ સાહિત્યસેવાને એમનાં વચનોના શણગાર વગરની રાખીને એ સમર્થ સાહિત્યસર્જકનું પરલોક પ્રસ્થાન થયું.

એ ખોટ તો સમસ્ત ગુજરાતની અને આખા યુગની છે. વ્યક્તિગત મને તો સ્વ૦ હાજી મિયાંજી જેવી જ આ બીજી ખોટ આમરણ સાલશે. પ્રસ્તાવના લખવા માટે એમણે છાપેલાં ફોર્મ વાંચી લીધાં હતાં. કંઈક અશુદ્ધિઓ પર નિશાની કરી હતી. તેમ જ તેમને ગમી ગયેલાં કે વિવેચન માટે પસંદ કરેલાં વાક્યો અને ફકરાઓ પર નોંધ કરી હતી. એ પ્રસ્તાવના કંઈ નવલરૂપની જ થાત. મને અને વાંચકોને તેમના પરીક્ષણથી કોઈ નવો જ પ્રકાશ અને માર્ગ-દર્શન પ્રાપ્ત થાત. સાહિત્ય સમીક્ષાનો કોઈ નવો પ્રકાર નીપજત, એ આશા કાળના કારી ઘાથી છૂંદાઈ ગઈ છે. છતાં આ ગ્રંથ પરની તેમની મમતા ચિરંજીવ કરવા તેમણે નોંધેલાં થોડાં વાક્યો અસ્તરના અંતરભાગમાં ઉતાર્યાં છે અને પ્રસ્તાવનાની અપેક્ષાએ તેમની છબીથી જ મનનું સમાધાન કરવા પ્રયત્ન કર્યો છે.

ગુજરાતી સાહિત્યમાં હું ગ્રંથલેખક બનીશ એવું મારા વિદ્યાર્થીજીવનમાં સ્વપ્નું એ નહોતું. સન્મિત્રો અને સાક્ષરોના

સમાગમથી મારી કલમ કામ કરતી થઈ છે. અને મારા માનસિક સંવેદનોમાં હજારો વાંચનારા સદ્ભાગી બને છે એ વિચાર મને સંતોષ આપે છે.

આ ગ્રંથના પ્રકાશક ભારતી સાહિત્ય સંઘના મુખ્ય વ્યવહારક ભાઈશ્રી પ્રમિરલાલ દવેએ ગ્રંથની સજાવટ અને શોભા માટે રસ લઈ મારો ઉત્સાહ વધાર્યો છે. પુસ્તકનું કેટલુંક નેપથ્યકાર્ય ભાઈ પુષ્કર ચંદરવાકરનું છે. દીલના ઉત્સાહથી તેણે લેખોની ચાળણી કરી ક્રમ યોજના કરી આપી મારો ભાર હળવો કર્યો છે.

પુસ્તકના ચિત્રો ખાસ તૈયાર કર્યાં નથી. પાનાં ફેરવનારના આનંદ માટે મારી જૂની આલેખપોથીઓમાંથી ઠીક જણાયાં તેટલાં ચિત્રો અહીં વેરી નાખ્યાં છે. મુખ્ય ચિત્રો (પ્લેટો) પણ શ્રેષ્ટ કૃતિઓ નથી. પણ તેથી ભારતીય વાતાવરણની ગરજ સરે તો બસ!

છાપખાનાની પ્રત હું છેવટ સુધી તપાસી શક્યો નથી તેથી ઘણે ઠેકાણે સમજફેર અને અશુદ્ધિ રહી ગઈ છે, તેની દરગુજર કરી વાંચકો સંભાળથી સુધારી લેશે એવી વિનંતી કરું છું.

ચિત્રકૂટ, તા. ૨૧-૩-૪૭ રવિશંકર મ. રાવળ

# વિષયસૂચિ

માટે ઉચિત પાત્રોને કામ સોંપાય તો થોડી ઘણી બાંધછોડ કરી શકાય.

ચિત્રો સારાં અને કલાનિષ્ઠ ચિત્રકારોને હાથે થવાં જોઇએ. સારાં રૂપમાં છપાવાં જોઇએ, અને પ્રમાણિક વ્યાપારથી વેચાવાં જોઇએ, જેથી સાધારણ આવકવાળા માતપિતા તે લઈ શકે.

આ માટે બાળકોની ચિત્રપોથીઓ મોટી સંખ્યામાં અને અનેક ભાષાઓમાં છપાવવાની તૈયારી કરવી જોઇએ. જેથી બ્લૉક અને ચિત્રોનો ખર્ચ બધા ઉપર વહેંચાઈ જતાં પરિણામે સસ્તાં પડે.







# ૫
# શાળા અને કળાશિક્ષણ

થોડાંએક વર્ષો પહેલાં જો કોઈએ શાળાની સાથે કળાનો ઉચ્ચાર કર્યો હોય તો કાનને તે બહુ અતડું લાગતું. મામલતદારની કે કોર્ટની કચેરી જેવી નિશાળોમાં ચોપડીઓ અને સ્લેટો લઇ ફરતાં છોકરાઓ અને છોકરીઓ એક વર્ગમાંથી બીજા વર્ગમાં જતાંઆવતાં હોય, અને શિક્ષકોના કરડા અવાજો ગાજતા હોય તેની વચ્ચે કળાની વાંસળીનું શ્રવણ અસંભવિત જ હતું. ચિત્રો દોરનારો કે શિલ્પમાં હસ્તકૌશલ્ય ધરાવતો કોઈ વિદ્યાર્થી ગામનો નફ્ફટ કે ભણવાને નાલાયક ગણાતો. સંગીતની સુરાવટથી કવિતા કે ગીત ગાનારને તો ગણિત–વ્યાકરણના શિક્ષકો સંભળાવતા કે 'નાટકમાં જા, નાટકમાં.' પણ આજે તો ભાગ્યે જ કોઈ શાળા એવી હશે કે જ્યાં એકાદ વાર પણ શિક્ષકો તેમના ઘુવડસમા ચહેરા બદલી નાખી છોકરાઓને શાળાની વચ્ચે નાટ્યમંચ રચવાને ઉત્સાહ આપતા ન હોય. કોઇ ઓરડામાં સંગીત અને તાલની માથાફોડ ચાલે છે; કન્યાઓ ઘેરઘેરથી ભાતભાતના વસ્ત્રો અને શણગારો લાવવાની દોડાદોડ કરતી હોય છે; છોકરાઓ પાત્ર-પરિધાન માટે ચોપડીઓનાં ચિત્રો, સિનેમાનાં ચિત્રો, કે કોઇ કુશળ નટનો અભિપ્રાય મેળવવા મથે છે; રંગમંચની રચનાઓ અને શોભાઓની દોરવણી કરતા ચિત્રશિક્ષક કે સાહિત્યશિક્ષક તે પ્રસંગના વિદ્યાર્થીજગતના માનીતા નેતા બની રહે છે; અને શાળાના આચાર્ય

તેમજ તેમના મદદનીશો પણ ગામને આમંત્રણ આપવાની, અધિકારીઓને માન આપવાની, હારતોરા ધરવાની વિધિ કેમ કરવી તેની મંત્રણામાં પડી ગયા હોય છે. આ બધું સૂચવે છે કે સુવાન પ્રજાની અંતરની ઝંખનામાં કળા એક પરમ આરાધ્યમૂર્તિ બની બેઠેલી છે. અને જ્યારે કોઈ શાળાને લોકપ્રિયતા મેળવવી હોય; વિદ્યાર્થી વિદ્યાર્થિનીઓની ભરતી કરવી હોય ત્યારે જ એ મૂર્તિનું આવાહન થાય છે. પરંતુ હજી કોઈ વિરલાએ જ એને જીવનની મહાન શિક્ષણદાયિની, જીવનસંજીવની કે રાષ્ટ્રની પ્રેરણામૂર્તિ તરીકે સ્વીકારી વિદ્યામંદિરમાં તેનું સ્વાગત કર્યું હશે.

આજકાલની કેળવણીમાં કોઈ એક વિષયમાં નિષ્ણાત બની બેઠેલા શિક્ષકો ભાગ્યે જ કેળવણીના સર્વાંગ સ્વરૂપનો વિચાર કરી શકે છે. અંગ્રેજી કેમ શીખવવું, ગણિત કેમ શીખવવું, ઇતિહાસ કે ભૂગોળને કેવી પદ્ધતિથી રસમય કરવાં તેનો વિચાર કરનાર શિક્ષકો શાળાઓમાં ચોકબંધ ઉભરાય છે; પણ કેળવણી એટલે ભાષાપ્રાવીણ્ય જ નહિ, ગણિતશક્તિ જ નહિ, કે માત્ર વેપારવહીવટ નહિ; પરંતુ મનુષ્યમાં રહેલાં મૂળ તત્ત્વોનો સર્વાંગ વિકાસ સાધી પ્રત્યેક પરિસ્થિતિમાં રસમય અને જાગ્રત જીવન જીવવાની તાલીમ લેવી એ જ ખરી કેળવણી છે. આપણો મેટ્રિક કે ગ્રેડ્યુએટ થયેલો વિદ્યાર્થી એવી કેળવણીના આંકથી હંમેશાં ઊતરતો જણાયો છે. અને છતાં બીજા પ્રગતિમાન દેશોની પેઠે એ બાબતમાં જે સંશોધન કે પરિવર્તન થવાં જોઇએ તેનો પ્રસ્તાવ કેટલી સંસ્થાઓએ કર્યો છે?

દેશજનોના ૯૫ ટકા તો હજી અક્ષરજ્ઞાનની કેળવણીથી પણ વંચિત રહે છે. અને જે પાંચ ટકા આ નવી કેળવણીના કારખાનામાંથી પસાર થાય છે તેમાંથી કેટલામાં તેના પાઠ્યવિષયો, આજીવન જ્ઞાન, સંદર્શ કે સંસ્કાર પૂરી શકે છે? કેટલાય પરાણે પઢાવેલા પાઠો–વિષયો, ગણિત, વ્યાકરણ, શાળા છોડ્યા પછી ક્યાં સુધી યાદ રહ્યાં છે તે

વિચારીશું તો જણાશે કે જીવનનો કેવો અનર્થ અને અપવ્યય કરી આપણે સંસ્કારને નામે પ્રજાનો દ્રોહ કરી રહ્યા છીએ!

એક વાત ખરી છે કે સરકારી તંત્રે ઠરાવેલ પરીક્ષાઓ અને અને પદવીઓનું તૂત તેના ભૂવાઓ ચલાવે છે, તેથી માબાપો અને શિક્ષણ સંસ્થાઓને તેની આમન્યા લોપતાં ભય લાગે છે. એમની મંત્રદીક્ષા સાચી જ હશે, એમના વગર આપણે બીજું શું કરી શકીએ એ કેળવણી નહિ લઈએ તો નોકરી કોણ આપશે, ખાઈશું શું, વગેરે પ્રશ્નો હાલની કેળવણીની સદ્દર વકીલાત કરે છે, અને મનુષ્યને મનુષ્ય તરીકેના સાચા અનુભવો અને સંસ્કારોથી કાયમ ઉન્મુખ રાખે છે. જે કેળવણી મનુષ્યની અનેક શક્તિઓને જાગૃત કરી શકતી નથી, જે કેળવણી તેનામાં સ્વાશ્રયબળ પૂરી શકતી નથી, જે કેળવણી તેના જીવનના સર્વ પ્રસંગોમાં અભય અને આનંદ આપવા અસમર્થ નીવડે છે તે કેળવણી નામને પાત્ર છે એમ કોણ કહી શકે?

જીવનમાં આનંદ અને અભય આપનાર મનુષ્યની સર્વશક્તિ સજીવન અને વહેતી ન થાય ત્યાં લગી કોઈ પણ શિક્ષણપ્રણાલીની સંગીનતા સિદ્ધ ન જ થઈ શકે. પશ્ચિમના સંસ્કૃતિકારો અને શિક્ષણવિધાયકોએ શાળામાંથી તાડનપ્રકારનો નિષેધ કર્યો અને માનસશાસ્ત્રના સૂક્ષ્મતમ પ્રયોગો કરી સિદ્ધ કર્યું છે કે, મનુષ્યની સર્વ શક્તિઓને સંપૂર્ણ અને સુખપ્રદ બનાવવા તેનામાં સર્જનદ્વારા આનંદ મેળવવાની તાકાત રહેવી જોઈએ. જગતની પ્રાથમિક દશાની માનવશ્રેણીઓમાં અજ્ઞાતપણે પણ આ વિધાન સચવાયું છે. ગમે તેવા સંકટો યાતનાઓ ભુલાવનારા તેમના રાસો, ઉત્સવો શુદ્ધોઝનો અને અલંકારભરી રચનાઓ પાછળ તેમની રંજનવૃત્તિ જ ખૂબ બળ પૂરે છે.

એમર્સન કહે છે: 'કળાની નિષ્પત્તિ થતાં કળાકારને જેવો આનંદ થાય તેવો જ આનંદ તેટલી જ ઊર્મિલતાથી તેના જોનારમાં પ્રગટે અને ગરીબ તેમજ તવંગરને એક સાથે લાગે કે એ આનંદરસ તેમને કોઈ ઉચ્ચ જીવન અને આત્મજાગૃતિ તરફ ખેંચી રહ્યો છે.'

'કળાની વ્યાખ્યા માત્ર ચિત્રમાં, શિલ્પમાં, શોભામાં કે ઝવેરાતમાં બંધાઈ ગયેલ નથી. એ તો એક એવા પ્રકારની માનવવૃતિ છે કે જે દરેકમાં હોય છે અને વિકસાવી શકાય છે; અને ખરેખર તો જીવનના પ્રત્યેક પ્રસંગમાં તેનો વ્યવહાર થાય છે.' શાળામાં કળાની વાત લાવતાં આપણે દરેકને કળાકાર બનાવી દેવાની આશા ન જ રાખીએ. થોડાંક વીણી લીધેલાં છોકરાછોકરીઓનો જ વર્ગ કરી બેસી રહીએ તેથી કંઈ જ સિદ્ધિ નથી. આપણે પ્રત્યેકને કળાનો પ્રસાદ પહોંચાડવો જોઈએ. અને તેનાથી પુષ્ટ થઈ તેમના ગુણો, અભિરુચિ, ભાવનાઓ, શક્તિઓ અને પ્રયોગો વિશેષ ખીલી નીકળે એટલું કળાપ્રવર્તન તો સહુ માટે થવું ઘટે છે. જીવનના દરેક વ્યવહારમાં ઉચિત અને સુંદર પારખી કાઢવાની શક્તિ દરેકમાં વિકસવી જોઈએ. અને આટલા ખાતર જ શ્રુતિની અને દૃષ્ટિની તીવ્રતાની સાધના અભ્યાસમાં હોવી જોઈએ.

કેળવણીના દળનો સાચો સૈનિક આ સાધનાની અગત્યનો અસ્વીકાર નહિ કરી શકે. ચારિત્ર્યબળનો સમગ્ર પાયો બુદ્ધિની વિષમતા ટાળવામાં છે: સારાસારનો વિવેક કરવામાં છે; અને જો એ કળાના સંપર્કથી સહ્ય બની શકતું હોય તો કળાને કેળવણીમાં અગ્રભાગે રાખ્યે જ છૂટકો છે.

કળાદ્વારા બાળક યા વિદ્યાર્થી સુંદર, સુડોળ અને સુવ્યવસ્થિત સૃષ્ટિની કદર કરી શકશે, સમજી શકશે; અને બેસૂર કુરૂપ, અને કિલષ્ટનો ત્યાગ કરતો થશે. એટલું જ નહિ પણ તે ઉચ્ચતર આનંદોનો ભોગી બનશે—એનું પરિણામ એ આવશે કે જગતમાંથી માનવી જીવનની કંગાલિયત, કુરૂપતા દૂર કરી તેને બદલે વ્યવસ્થા ને સૌંદર્ય સ્થાપનારનું દળ પ્રબળ થતું જશે.

આટલું છતાં શાળાના શિક્ષકસમુદાયમાં ભાગ્યે જ કળા અને સૌંદર્યનો આગ્રહ રાખનારા મળે છે. 'એ અમારો વિષય નથી,'. 'અમે એમાં શું સમજીએ', કહી દૂર રહેનાર અધ્યાપકોને પૂછીએ કે તેનું કારણ શું? ત્યારે કહેશે કે અને એક લીટી પણ દોરતાં

આવડતી નથી. સારા સારા કહીએ તેવાઓ પણ કળાના અભ્યુત્થાન કે પ્રોત્સાહનમાં મંદ અને નિરુત્સાહી જણાયા છે. તેમનાં બાળકો મધુરું ગાયન, નૃત્ય, રાસ કે અભિનય કરે, ઘરને શણગારે, ઉત્સવ કરે ત્યારે પણ તેઓ સમજતા નથી કે માનવીની આદ્ય પ્રેરણા કળા તેમને આંગણે ખીલી રહી છે; છતાં તેના પરિપોષણ માટે આ શિક્ષણાચાર્યો ચિંતન કરી શકતા નથી! જો તેઓ કોલેજમાં કાલિદાસના મેઘદૂતનો આસ્વાદ લઈ શકે છે. વર્ડ્ઝવર્થનું નિસર્ગદર્શન માણી શકે છે, કલાપીનાં પાત્રોમાં રીઝે છે તો એવું શું છે કે જેથી તેમને કલાસૃષ્ટિના આનંદથી વંચિત રહેવું પડે, અને તેમની શાળા, આંગણાં, કે ઘરોને રમ્યતાથી મઢતાં કે તેમના આસપાસના માનવ-સમુદાયના ચિત્રવિચિત્ર પ્રસંગોનું કાવ્ય અવલોકતાં મુશ્કેલી પડે? શાળામાં કળાને અવકાશ આપતાં તેમને પરીક્ષાના અનેક વિષયોની ભીડ નડે છે એવી દલીલ ઘણાની હોય છે; છતાં ટેનિસ ટૂર્નામેંટ, ક્રિકેટમેચ, અને ઘણા વિદ્વાનોનાં વ્યાખ્યાનો માણતાં વખતનો વ્યય થતો તેમને લાગતો નથી.

અને કળાશિક્ષણના સાધારણ પાઠો અને પ્રસંગોની ગાવજત શું એવી અઘરી છે કે મોટા નિષ્ણાતો હોય તો જ તે પાર પડે? બાળકોને છૂટે હાથે થોડી આકૃતિ કરવાની તક આપો. કાગળો કાપી રંગબેરંગી ધ્વજા-માળાઓ કરવા દો. બાળકો સુંદર અક્ષરો એકમેકની સહાયથી કરે, શાળાના ખંડોની જાતજાતની ગોઠવણો અને છબીઓની યોજનાઓ કરે, એ બધું શું અઘરું છે? કળાકાર બનવાને લાંબાં ઓડિયાં રાખી ફરવાની જરૂર નથી. અથવા વધુ પડતાં છોગાં લગાવવાની પણ જરૂર નથી. કળા તો આપણો સામાન્ય વ્યવહાર બની શકે તેમ છે. અને ખરી રીતે તો આહાર કે નિંદ્રાની માફક તેનું આપણને વ્યસન થવું જોઇએ.

તમે એક વાર સંસ્કારી ઉચ્ચારણ અને ભાષા શીખ્યા હશો તો કદી તમારા મોંમાંથી અશુદ્ધ કે ક્ષુદ્ર વાક્ય નહિ નીકળે. એક

વાર તમે આકૃતિ અને રંગોની પરીક્ષા અને પ્રમાણ સમજ્યા હશો તો તમે બેડોળપણું કે ખોટી રચના નિભાવી નહિ લો. જ્યારે શિક્ષકોને હું કળા તરફ ઉદાસીનતા બતાવતા જોઉં છું ત્યારે મારું મન બળી ઊઠે છે કે હાય રે ભવિષ્યની પ્રજાની શી દશા! જેમના સંપર્ક અને સમાગમથી તેમને જીવનનાં ઉત્તમ તત્ત્વોનો પરિચય મેળવવો રહ્યો તે જ તેનાથી બધીર અને અંધ હોય તે કેમ સહેવાય?

બાળક અને વિદ્યાર્થીની કળાદૃષ્ટિ વિકસાવવા તમારે કંઈ જ વધારે કરવાનું નથી. તમે તમારી જ નજર અને લાગણી બદલી નાખો. શાળામાં જેટલી શક્ય તેટલી રીતે કળાવૃત્તિને વિકસાવો, ઉત્તેજો. ચિત્રોનો ખર્ચ ન કરો પણ વિદ્યાર્થીઓમાંથી તેમને ત્યાં સારાં ચિત્રોનાં માસિકો, વગેરે આવતાં હોય તે રદ થતાં મંગાવો. સૌને રસ પડે એવાં ચિત્રો, પ્રાણીઓ, મનુષ્યો, પ્રસિદ્ધ કળાધામો, વગેરે તારવો. કાતર કે બ્લેડથી કાપી તેને જુદા જુદા સરખા કાગળો પર ચોડાવો. સારા અક્ષર લખનારને નામો અને ઉપયોગી હકીકત લખવા કહો. જૂઓ કે તમે તેમનામાંથી કેટલાયની નવી શક્તિઓ બહાર આણી ઉપયોગી થતી કરશો, અને તેમના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરી શકશો. સારી સારી ચીજો, જોવાલાયક પદાર્થો અને કુદરતી ચીજોનાં પ્રદર્શનો ભરો. તેમને જુદી જુદી રચનાથી ગોઠવો. સામાન્ય ચીજોમાં પણ ખૂબી હોય તે જોતાં શીખો અને શીખવો.

બને તો શાળાની આસપાસ સારો બગીચો કરાવો. ઋતુઋતુનાં ફૂલો, તથા પંખીઓનું પિછાન કરો અને કરાવો. તે પર ચિત્ર, નોંધ વગેરે બને તેટલું એકઠું કરો. સ્કાઉટીંગ કે શાળાના નાટ્ય પ્રયોગોમાં પાત્રો પર લક્ષ દેતાં શીખવો, દીવાથી અભિનયનાં ચિત્રો કરો અને તેવાં કોઈ ચીતરે તેને પ્રોત્સાહન આપો. વિદ્યાર્થીઓ યુગયુગના ઐતિહાસિક પોશાકો યુગવાર ઓળખતા થાય, શાળાના મેળાવડામાં હારબંધ રહેવું, વ્યવસ્થિત પ્રાર્થના કે મહેમાનોને વળાવવા, વગેરે પ્રસંગોમાં શોભા અને છટા કેમ કેળવવાં તે વિદ્યાર્થીઓને સમજાવો.

ઇતિહાસના પ્રસંગોની સાથે તે તે યુગના સુપ્રસિદ્ધ પાત્રોનાં ચિત્રોનો તેમ જ તે યુગનાં શિલ્પનો પરિચય કરાવો અને દરેક યુગના પ્રતિકો-ચિહ્નો પિછાનતાં વિદ્યાર્થીઓને શિખવો. સવારસાંજનાં દશ્યો ચર્ચો, નિબંધમાં ગઈ કાલની સાંજ કે આજની સવારનું દશ્ય વર્ણવવા કહો. જીવનનો સાક્ષાત પરિચય સાધી તેમાંથી ધ્વનિત થતાં કાવ્ય અને લય સમજાવો.

નાના નાના ઉદ્યોગ માટે વિદ્યાર્થીઓને તક આપો. કોઈ પતંગ બનાવે અને બીજા કોઇ વણાટ કે ગૂંથણ બનાવે. કોઇવાર ગામનાં બજાર ઉદ્યોગો, રાહદારીઓ, વેચનારાનાં વર્ણનો માગો; તેનાં ચિત્ર કરાવો. શાળાના નાટયપ્રયોગો વખતે પણ અનેક કલામય રચનાઓ અને કામ કરાવી શકાય.

આજના વ્યવસાયબદ્ધ જીવનમાં આપણે જુદા જુદા ખોખામાં પુરાયેલાં પ્રાણીઓ જેવું જીવન જીવીએ છીએ. આપણી આસપાસની સૃષ્ટિમાં શો આનંદ ભર્યો છે, તેનો તો આપણને વિચાર જ થતો નથી. પ્રજાજીવનમાં આનંદ અને કળાનાય અનેક પ્રકારો છે. તે તરફ કેળવણીના વિધાતાઓ અને પ્રચારકો સાવ બેપરવા છે, અને તેથી જ નવીન શિક્ષણપદ્ધતિઓમાં તેનાં બળો, અસરો અને શક્તિનો પ્રયોગ કરી શકતા નથી.

વ્યક્તિ અને સમાજના જીવનમાં કળા તો અનાદિ કાળથી મહાન પ્રેરક બળ બની રહી છે. અને શિક્ષણનિષ્ણાતો હજુ હમણાં જ તેનો સ્વીકાર કરતા થયા છે. તે પૂર્વે ચીન, ગ્રીસ અને ભારતની જનતાની ગરીબ કે તવંગર વ્યક્તિઓએ તેનો લહાવો લીધો છે, અને વખતોવખત સુંદર કળાકૃતિઓને સર્જી યુગાન્તરો સુધીનું અમરત્વ મેળવ્યું છે.

આજે તો સમાજનું પ્રગતિકાર્ય શાળાઓ હસ્તક ગયેલું છે, અને સમાજમાં જે ગુણો કે તત્ત્વની પ્રતિષ્ઠા કરવી હોય તે શાળાઓ મારફત નહિ કરવામાં આવે તો શિક્ષિત સમાજ તો જડ રહેશે જ; પણ

નીચેની પંક્તિઓમાં યે કળાનો ઉલ્લાસ મરી જશે, અને પ્રજાજીવન મૃત્યુ પામશે. માટે પ્રત્યેક શાળા કળા અને સૌન્દર્યનો આદર કરતી ન થાય તો પ્રજાના મહાન થવાનાં સ્વપ્ન સિદ્ધ થવાં મુશ્કેલ છે. કળા તત્ત્વરૂપે પ્રજાજીવનનો જ પ્રકાર છે. પ્રજાનાં સુખદુઃખની લાગણીનાં સ્વરૂપોમાં એકતાની ભાવના ઉત્પન્ન કરવામાં કળાનાં જ સ્વરૂપો કામ લાગે છે. કળાકૃતિની સાથે નાત, જાત, કે વર્ગનો અંતરાય રહેતો નથી, તે પ્રત્યેકને સમાન આદર છે. પ્રત્યેકને સમાન છાયા પ્રસારે છે. એટલે શાળામાં કળા દ્વારા પ્રજાજીવનનું ખરું ઘડતર થવાનું સ્વીકાર્ય હોય તો પ્રત્યેક શાળાની પ્રવૃત્તિમાં, વ્યવહારમાં અને સજાવટમાં કળા-પ્રયોગોની આવશ્યકતા રહેવાની જ. અને તે માટે એકાદ કળાપ્રવીણ આચાર્યની યોજના પણ અનિવાર્ય બને છે. શાળાનો એકાદ ખંડ તો કળાની કળાત્મક ઉપાસના માટે અલગ રાખવો જ જોઈએ. અહીં પદ્ધતિસર કામ કરનારા પણ સાધના કરે તેમ જ વખતોવખત કળાની સુવાસ ભોગવનારા પણ આવીને ચિત્ર, સંગીત કે શિલ્પનો સંપર્ક મેળવી શકે એવી યોજના હોવી જોઈએ. રંગ અને આકૃતિનાં સાદાં વિધાનોથી માંડી કળા અને શિલ્પની ઉત્કૃષ્ટ કૃતિઓ સમજવાની પ્રજામાં દૃષ્ટિ નહિ કેળવાય તો જગતના કલાસ્વામીઓની પ્રસાદી અને પ્રેરણા પામેલા નાગરિક જગતના સંસ્કારી વર્ગમાં પોતાના દેશની કળા, વગેરેનું અજ્ઞાન બતાવનારને સ્થાન નથી; એટલું જ નહિ પણ તેના ઈતર વિષયોના જ્ઞાન અને રસપરીક્ષા માટે બીજાઓને શંકા કરવાનો હક પ્રાપ્ત થાય છે.

આ દલીલથી કળાની વકીલાત કર્યા પછી હું આજની શાળાઓમાં અપાતા ચિત્રશિક્ષણનો જરાય બચાવ કરી શકતો નથી. પરંતુ ચિત્રશિક્ષણ અને કળાના ઉચ્ચ આશયો અને હેતુઓ અનુસાર વિશેષ કાર્યભાગ અને સંસ્કારપ્રયોગમાં યોજવામાં આવે તો મારી ખાતરી છે કે તે કેળવણીના સમસ્ત પ્રદેશમાં નવીન જ પ્રેરણાદાયી અને શક્તિપ્રદ તત્ત્વ બની રહેશે. આજે અપાતી ચિત્રશિક્ષા અને

ચિત્રશિક્ષકોનો શાળામા જે કરુણ ફેજ થાય છે તે બાબતની જવાબદારી શાળાના વહીવટદારોની અને મુખ્ય નિયામકોની જ હું સમજું છું. તેઓ યુનિવર્સિટીની આડત રૂપે જ માત્ર કામ કરતા હોવાથી તેમના શિક્ષણપ્રકારમાં તેઓ જરા પણ વધુ શ્રમ લેવા કે ખર્ચ કરવા તૈયાર નથી હોતા એ બધું જાણીતું છે. પણ જેઓ પોતાના શહેરમાં સાચા શિક્ષણપ્રણેતાઓ હોવાનો ગર્વ ધરાવતા હોય તેમની તો ફરજ છે કે આ વિષયમાં કંઈક દેશસેવાની ભાવના અને સંસ્કૃતિપ્રેમ ખાતર તેઓ થોડો પણ ભોગ આપી શાળામાં કળાનો સમાદર કરી ઊગતી પ્રજાના જીવનમાં સુખ, આનંદ અને ઉત્સાહ પૂરવાનું પુણ્ય પ્રાપ્ત કરશે જ. અને કળા અને સંગીતના સાદાં રમ્ય સ્વરૂપો અને ક્રિયાઓથી શાળાનું વાતાવરણ વધુ દિવ્ય અને તેજસ્વી બનાવશે, કે જેથી શાળાના બીજા સર્વ વિષયોમાં નવીન દષ્ટિ અને રસ વહાવી શકશે.

માનવીનું વાસ્તવિક જીવન રસોનો સુયોગ્ય આસ્વાદ પામવામાં જ છે.





૬

## કળા કયાંથી જન્મે છે?

### ( એક સંવાદ )

“કળાની કોઈ ચોખ્ખી વ્યાખ્યા કરી શકયું છે ભાઈ!” મંજુભાઈએ પૂછ્યું: “મારું કહેવું એમ છે, જે આ કળા કળા કરો છો તેની શરૂઆત કયારથી?”

“કળા? આહ!” વિવેચક વસંતરામે નિશ્વાસ નાખ્યો; “આ સૃજનજૂનો પ્રશ્ન ફરી ફરી પૂછાયો છે. રામાયણથી આજ સુધી અનેક જણના હૃદયમાં એનો એ ધ્વનિ!”

“તમે અમસ્તા એમાં ગુંચાઈ જાવ છો.” મંજુભાઈ ઝળકયા, “શુ આ પ્રશ્ન એટલો બધો પ્રાચીન છે? કળા સંસ્કૃતિનું લક્ષણ હોય તો વાનરયુગમાંથી કેટલાં ય વર્ષે સંસ્કૃતિનાં પગરણ થયા હશે? વાંદર ઝાડ પરથી નીચે કૂદી રહેવા લાગ્યાં ત્યારથી તો નહીં જ.”

“શું એ બધો યુગ સાવ કળાવિહોણો હતો એમ તમે ધારો છો?” વિવેચક સતેજ થયા, “વાંદરાથી જરાક આગળ વધેલા પ્રાચીન માણસ પાસે તેની કળા, કળા કહીએ એવી હતી જ અને તે શું સંસ્કૃતિકાળ ગણાય?”

“હં-હં. પેલા ગુફાવાસી જંગલીઓનાં ચીતરામણોની વાત કરો

છો; એ તે કળા કહેવાય ?" મંજુભાઈથી ન રહેવાયું, "કળાની સાથે બુદ્ધિ અને સંસ્કાર જોઇએ અને એ તો જ્યારે મનુષ્યે રાક્ષસીજીવન તજ્યું ત્યારે જ એ ગુણો વિકસ્યા."

"એમ ગાળો દઇને એ જંગલી ચિતરામણોને તમે તિરસ્કારી નહીં શકો, અને કબૂલ કરવું પડશે કે એ ચિત્રો પાછળ હેતુ હતો અને તેના ભાવ પ્રકટ કરવા જેટલી કળાબુદ્ધિ પણ હતી—" વસંતરામે વાત ઉપાડી લીધી, "હું તો છાતી ઠોકીને કહું છું કે આદમ જાતની હસ્તી સાથે કલા ઉત્પન્ન થઈ છે."

"જરા ખામોશ," વિજ્ઞાની યશવંતરાવ બોલી ઉઠયા, "એમનો પ્રશ્ન તો એટલો જ છે કે કળા હતી તો કયારથી તેનો આરંભ થયો. તેની દલીલમાં તો તમારે સિદ્ધ કરવું જોઇએ કે પેલા વાનરમનુષ્યમાં કળાબુદ્ધિ રહેલી હતી અને એ બુદ્ધિ કયાંથી આવી, તેનાં કારણો આપો. મનુષ્ય જાતમાં જ એ ગુણ હોય એવો ખ્યાલ કેમ પકડી રાખો છો?"

"હાં, હવે બરોબર! જુઓ કળાની સાથે કલ્પનાશક્તિ અને વિવેકબુદ્ધિ જોઇએ તે મનુષ્યના વિકાસમાં જ મળી છે." વસંતરામ વિવેચક ફરી ઊતરી પડયા, "આદી માનવના મગજની શક્તિઓ જૂજ હતી, પણ તે મગજ તો માણસનું જ એટલે તેમાં કળાબુદ્ધિ હતી જ."

"સજાગૃતપણે અને હેતુપુરઃસર કરેલી કલાકૃતિઓ માટે ઘણુંખરું એ સાચું છે." વિજ્ઞાનવાદી જરા ઠંડકથી ઉચર્યા, "જો માણસમાં રહેલી કલાવૃત્તિનું મૂળ તમારે શોધવું જ હોય તો તમારે પ્રથમ તો જોવું જોઇએ કે ઇતર પ્રાણીઓમાં તે કઈ રીતે વ્યક્ત થઈ રહી છે."

"શું પ્રાણીઓમાં કલાવૃત્તિ હોય ખરી? અરે જાઓ મારા મહેરબાન!" મંજુભાઈ ઠંડા પડયા.

"હા, હાજર હોય." યશવંતરાય ગંભીરતાથી ટટાર થઈ બોલ્યા,

"કલાવૃત્તિનો હું જે અર્થ કરૂ છુ તેમા બે બાબતોનો સમાવેશ થાય છે. એક તો સર્જનની ઇચ્છા યાને જન્મ આપવાની વૃત્તિ અને બીજી તે સૌંદર્યચાહના વસ્તુ પસંદ કરવામા મદદગાર બને છે આ બને પ્રાણી માત્રની સામાન્ય પ્રેરણા છે અને તે પખી, પશુ કે માણસમા સરખી જ છે. પરતુ મનુષ્યમા પ્રાણી કરતાં વિશેષ વિવેકબુદ્ધિનું પ્રાધાન્ય હોવાથી એ પ્રેરણા ઉપર તેણે એક કલ્પનાનુંજગત નિર્માણ કર્યું. તેને આપણે કળા ઠરાવી અને આ કલ્પનાજગતનો વિસ્તાર માણસના મનોવ્યાપારની સાથે વધતો જ રહ્યો છે"

'તો તમારી આ દલીલોથી તો સિદ્ધ થાય છે કે કળા અનિવાર્ય તત્ત્વ છે" વિવેચકે ઉમેર્યું, "માણસ જંગલી હોય કે સસ્કારી હોય છતા તે તેના વિના રહી શકવાનો નથી. ટુકમા સર્જનકાર્ય તેના સ્વભાવમાં જ અજ્ઞાતપણે રહેલું છે"

"અસ્તુ એમ જ છે." વિજ્ઞાનવેત્તાએ મજુર કર્યું, 'તેની બુદ્ધિની કક્ષા પ્રમાણે તે આ સર્જન કાર્યના સ્વરૂપોમાં અને લક્ષણોમાં અવનવા રૂપાતરો કરે છે. બાકી સર્જનની ઈચ્છા તો અત પ્રેરણાને જ આભારી છે અને તેથી અનિવાર્ય રહે છે."

" વાહ ભાઈ વાહ, ઠીક કહી " મજુભાઇને સતોપ થયો.





૯

# ક્યાં છે કળા?

આપણાં બધાં માસિકો, ચોપાનીઆં, સંસ્થાઓ તથા નાની મંડળીઓ કળા ઉપર બહુ ભાર દઈ વિચાર કરતાં થયાં દેખાય છે. કલાત્મક, કલાયુક્ત, કલાપ્રિય, કલાકુશળ, ભાવાત્મક વગેરે વિશેષણો તો આપણા લેખકો અને તંત્રીની કલમમાંથી ઊછળતાં કૂદતાં બહાર પડે છે. અદ્દ્ભુત કૃતિ, ભવ્ય ચિત્ર, સૌંદર્ય એ શબ્દો ન હોય તો ભાષા મીઠા વિનાના ભોજન જેવી લાગે છે. કોઈ પરદેશી વાંચનારને એમ જ લાગે કે ગુજરાતમાં કલાનો ફાલ બહુ ઊતર્યો હશે. ગુજરાતનાં રસિક નરનારીઓ આખો દિવસ ને રાત કલારસના પ્યાલા જ પીતાં હશે, અને કલાકારો તો દેશના આરાધ્ય દેવતા થઇ પડ્યા હશે.

× × ×

રસવૃત્તિનો પરિપાક થાય ત્યારે જ કલાની નિષ્પત્તિ સંભવે છે. રસ આત્માની એક સ્થિતિ છે. રસો વૈ સઃ મનુષ્યનો આત્મા જીવનના અનેકાનેક અનુભવોમાંથી પસાર થઇ શુદ્ધ થાય છે ત્યારે તેને રસનાં દર્શન થાય છે. એ સ્થિતિમાં આત્મા સમદર્શી, સ્થિર દૃષ્ટિવાળો અને સૌંદર્યદર્શી થાય છે. એને સુખ અને દુઃખ બન્નેમાં જીવનજ્યોત પ્રકાશતી લાગે છે. શૃંગાર, કરુણ, હાસ્ય વગેરે નવે રસો દ્વારા એનો વિકાસ થતો જ રહે છે. એ રસોમાંથી કોઇનું પણ સ્વર, રેખા, રંગ કે અભિનય દ્વારા યોગ્ય નિરુપણ થાય ત્યારે આપણને કલાનું દર્શન કે અનુભવ થાય; અને તે વખતે આત્માને–કલા દ્વારા–રસ–મળતાં–તૃપ્તિ થાય. તૃપ્તિથી અસંતોષ મટી આનંદ થાય. એ આનંદ એટલે

બીજાનું દુઃખ જોઈ હસવાનો કે મશ્કરીનો આનંદ નથી સમજવાનો, પણ મનુષ્યમાં એક એવી વિશેષતા રહેલી છે કે જેથી આત્મા બીજા આત્માની વ્યથા કે લીલાને સંસ્પૃશી શકે છે, તેના ઊંડાણ સુધી પહોંચી શકે છે અને દેખીતી જુદાઈની પાછળ રહેલી એકતા અનુભવી શકે છે અને એક જાતની જીવને નિરાંત થાય છે.

× × ×

આ રીતે પોતાનો આનંદ કે વ્યથા બહાર પાડવાની મથામણ દરેક જીવમાં કુદરતી રહેલી છે, અને તે પ્રગટ કરવામાં જ્યારે સફળ થાય છે ત્યારે એ ક્રિયા કલા રૂપે કાયમ સ્થિર જીવન પામે છે. નાગ ડોલે છે, હરિણ સ્તબ્ધ થઈ ચકિત નેત્રોથી બીન પાસે ઊભું રહે છે, બાળ હાલરડું સાંભળી સૂઈ જાય છે, ચાંદનીમાં કુમારિકાઓ રાસ લેવા નીકળે છે, પહાડોમાં ગોપ દુહા લલકારે છે એ બધાં સીધેસીધા કલાના પ્રકારો છે. જીવને પૂર્વના અનુભવો, વ્યથા કે આનંદનો સાક્ષાત્કાર કરાવી આપે એવી કોઈ પણ ક્રિયા કે વાતાવરણ મળે છે ત્યારે તેના હૃદયમાંથી રસઝરણ છૂટે છે. તે વખતે પોતે તે બહાર પાડે અથવા તદ્રૂપ બની તે માટે સાધન થયેલ કલાકૃતિમાં આનંદ લે છે. તે વખતે કલાપ્રેમી અને કલાકારના આત્માની સ્થિતિ એક જ છે. બન્નેની ઊર્મિઓનું પ્રમાણ એક સરખું જ છે. કલાકારે પ્રગટ કરવા પૂરતી કુશળતા સિદ્ધ કરી એટલો તે બીજા સમયે વિશેષ પણ કલાનાં સ્વરૂપ આગળ તો ભોક્તા અને કર્તાને સરખો યશ છે.

× × ×

આપણો સંસ્કારી યુવક કલાની ઊર્મિઓ ઝીલવા અશક્ત બની ગયો છે. એમાં દોષ તેની કેળવણીનો હો, સોબતનો હો, બેસમજ ગુરુવર્યોનો હો કે કનિષ્ઠ ગૃહસંસ્કારનો હો, પણ જરૂર તેની આંખ રંગ, રૂપ કે અભિમાનની કુમાશ, માર્દવ કે છટા કે શૈલીનું સૌંદર્ય જોવા

અસમર્થ જણાઈ છે. એનો અર્થ એટલો જ કે એના હૃદયના ઊંડાણ સુધીનો માર્ગ કોઈ વિકૃતિથી ભરાઈ રહ્યો છે. નિર્મળતા, સાદાઈ અને સુવ્યવસ્થિત જીવન પ્રણાલિવાળા જીવનથી તે દૂર છે.

કલા હમેશાં કોઈ પણ પ્રકારનો સ્વાત્મભોગ માગે છે. કલાની સૃષ્ટિમાં જનારે ક્રિયાની અને વાણીના સરળતા સિદ્ધ કરવી જ પડે. કલાનો ઉપભોગ ઇચ્છનારે તે મેળવવા તેની યોગ્ય કીમત ભરવી જ પડે. જે પાત્ર કે સ્થળમાં કળા હોય તેનું રક્ષણ કે નિર્વાહ જે સમાજ કરી ન શકતો હોય તે કળાની પ્રસાદી શી રીતે પામે? પ્રભુની ભક્તિ પામવા આપણે ઘરમાં દેવાયતન કે પ્રાર્થનામંદિર રચીએ છીએ તેમ કલા આપણા ગૃહમાં પધારે એવી ઇચ્છા હોય તો તેને માટે મનમાં યોગ્ય આદર અને પ્રેમ હોવો જ જોઈએ. કલા કોઈની ખુશામત કરવાની નથી. કલા તો તમારા હૃદયની પ્રમાણિકતા અને નિર્માની વૃત્તિ પર આફરીન થનાર છે. સ્પર્ધા અને ઇર્ષા કલાના વાતાવરણમાં વિષ સમાન છે.

× × ×

જ્યારે જ્યારે મનુષ્ય પ્રેમથી અને આદરથી કંઈ ક્રિયા કે વિધાન કરે છે ત્યારે તેનો વ્યવહાર અને કૃતિ કલાનાં રૂપો પામે છે. તેમાં એક બહારનું તત્ત્વ પ્રવેશે છે, જેથી તે આકર્ષક બને છે, એ તત્ત્વ 'શ્રી' આત્માની સુવાસ કે સૌંદર્ય.

આપણે જે પદાર્થો વાપરીએ છીએ, જે રીતે ગૃહની સજાવટ કરીએ છીએ, જે રીતે આપણે સુશોભનો કે ચિત્રોનો ઉપયોગ કરીએ છીએ અને આપણા સ્નેહીઓ, મિત્રો કે સંબંધીઓ જોડે જે વ્યવહાર નિભાવીએ છીએ તેની પાછળ આપણી કઈ વૃત્તિઓ અને ભાવનાઓ છે એનું નિદાન કરીશું કે તુરત આપણે પ્રશ્ન કરીશું, 'ક્યાં છે કળા!'

માટે ઉચિત પાત્રોને કામ સોંપાય તો થોડી ઘણી બાંધછોડ કરી શકાય.

ચિત્રો સારાં અને કલાનિષ્ઠ ચિત્રકારોને હાથે થવાં જોઇએ. સારાં રૂપમાં છપાવાં જોઇએ, અને પ્રમાણિક વ્યાપારથી વેચાવાં જોઇએ, જેથી સાધારણ આવકવાળા માતપિતા તે લઈ શકે.

આ માટે બાળકોની ચિત્રપોથીઓ મોટી સંખ્યામાં અને અનેક ભાષાઓમાં છપાવવાની તૈયારી કરવી જોઇએ. જેથી બ્લોક અને ચિત્રોનો ખર્ચ બધા ઉપર વહેંચાઈ જતાં પરિણામે સસ્તાં પડે.







## ૫
## શાળા અને કળાશિક્ષણ

થોડાંએક વર્ષો પહેલાં જો કોઈ એ શાળાની સાથે કળાનો ઉચ્ચાર કર્યો હોય તો કાનને તે બહુ અતડું લાગતું. મામલતદારની કે કોર્ટની કચેરી-જેવી નિશાળોમાં ચોપડીઓ અને સ્લેટો લઇ ફરતાં છોકરાઓ અને છોકરીઓ એક વર્ગમાંથી બીજા વર્ગમાં જતાંઆવતાં હોય, અને શિક્ષકોના કરડા અવાજો ગાજતા હોય તેની વચ્ચે કળાની વાંસળીનું શ્રવણ અસંભવિત જ હતું. ચિત્રો દોરનારો કે શિલ્પમાં હસ્તકૌશલ્ય ધરાવતો કોઈ વિદ્યાર્થી ગામનો નવરો કે ભણવાને નાલાયક ગણાતો. સંગીતની સુરાવટથી કવિતા કે ગીત ગાનારને તો ગણિત–વ્યાકરણના શિક્ષકો સંભળાવતા કે 'નાટકમાં જા, નાટકમાં.' પણ આજે તો ભાગ્યે જ કોઈ શાળા એવી હશે કે જ્યાં એકાદ વાર પણ શિક્ષકો તેમના ઘુવડસમા ચહેરા બદલી નાખી છોકરાઓને શાળાની વચ્ચે નાટ્યમંચ રચવાને ઉત્સાહ આપતા ન હોય. કોઇ ઓરડામાં સંગીત અને તાલની માથાફોડ ચાલે છે; કન્યાઓ ઘેરઘેરથી ભાતભાતનાં વસ્ત્રો અને શણગારો લાવવાની દોડાદોડ કરતી હોય છે; છોકરાઓ પાત્ર-પરિધાન માટે ચોપડીઓનાં ચિત્રો, સિનેમાનાં ચિત્રો, કે કોઇ કુશળ નટનો અભિપ્રાય મેળવવા મથે છે; રંગમંચની રચનાઓ અને શોભા-ઓની દોરવણી કરતા ચિત્રશિક્ષક કે સાહિત્યશિક્ષક તે પ્રસંગના વિદ્યાર્થીજગતના માનીતા નેતા બની રહે છે; અને શાળાના આચાર્ય

તેમજ તેમના મદદનીશો પણ ગામને આમંત્રણ આપવાની, અધિકારી-ઓને માન આપવાની, હારતોરા ધરવાની વિધિ કેમ કરવી તેની મંત્રણામાં પડી ગયા હોય છે. આ બધું સૂચવે છે કે યુવાન પ્રજાની અંતરની ઝંખનામાં કળા એક પરમ આરાધ્યમૂર્તિ બની બેઠેલી છે. અને જ્યારે કોઈ શાળાને લોકપ્રિયતા મેળવવી હોય; વિદ્યાર્થી વિદ્યાર્થિની-ઓની ભરતી કરવી હોય ત્યારે જ એ મૂર્તિનું આવાહન થાય છે. પરંતુ હજી કોઈ વિરલાએ જ એને જીવનની મહાન શિક્ષણદાયિની, જીવનસંજીવની કે રાષ્ટ્રની પ્રેરણામૂર્તિ તરીકે સ્વીકારી વિદ્યામંદિરમાં તેનું સ્વાગત કર્યું હશે.

આજકાલની કેળવણીમાં કોઈ એક વિષયમાં નિષ્ણાત બની બેઠેલા શિક્ષકો ભાગ્યે જ કેળવણીના સર્વાંગ સ્વરૂપનો વિચાર કરી શકે છે. અંગ્રેજી કેમ શીખવવું, ગણિત કેમ શીખવવું, ઇતિહાસ કે ભૂગોળને કેવી પદ્ધતિથી રસમય કરવાં તેનો વિચાર કરનાર શિક્ષકો શાળાઓમાં થોકબંધ ઉભરાય છે; પણ કેળવણી એટલે ભાષાપ્રાવીણ્ય જ નહિ, ગણિતશક્તિ જ નહિ, કે માત્ર વેપારવહીવટ નહિ; પરંતુ મનુષ્યમાં રહેલાં મૂળ તત્ત્વોનો સર્વાંગ વિકાસ સાધી પ્રત્યેક પરિસ્થિતિમાં રસમય અને જાગૃત જીવન જીવવાની તાલીમ લેવી એ જ ખરી કેળવણી છે. આપણો મેટ્રિક કે ગ્રેડ્યુએટ થયેલો વિદ્યાર્થી એવી કેળવણીના આંકથી હંમેશાં ઊતરતો જણાયો છે. અને છતાં બીજા પ્રગતિમાન દેશોની પેઠે એ બાબતમાં જે સંશોધન કે પરિવર્તન થવાં જોઈએ તેનો પ્રસ્તાવ કેટલી સંસ્થાઓએ કર્યો છે?

દેશજનોના ૯૫ ટકા તો હજી અક્ષરજ્ઞાનની કેળવણીથી પણ વંચિત રહે છે. અને જે પાંચ ટકા આ નવી કેળવણીના કારખાનામાંથી પસાર થાય છે તેમાંથી કેટલામાં તેના પાઠ્યવિષયો, આજીવન જ્ઞાન, સંદર્ભ કે સંસ્કાર પૂરી શકે છે? કેટલાય પરાણે પઢાવેલા પાઠો–વિષયો, ગણિત, વ્યાકરણ, શાળા છોડ્યા પછી ક્યાં સુધી યાદ રહ્યાં છે તે

વિચારીશું તો જણાશે કે જીવનનો કેવો અનર્થ અને અપવ્યય કરી આપણે સંસ્કારને નામે પ્રજાનો દ્રોહ કરી રહ્યા છીએ!

એક વાત ખરી છે કે સરકારી તંત્રે ઠરાવેલ પરીક્ષાઓ અને અને પદવીઓનું તૂત તેના ભૂવાઓ ચલાવે છે, તેથી માબાપો અને શિક્ષણ સંસ્થાઓને તેની આમન્યા લોપતાં ભય લાગે છે. એમની મંત્રદીક્ષા સાચી જ હશે, એમના વગર આપણે બીજું શું કરી શકીએ એ કેળવણી નહિ લઈએ તો નોકરી કોણ આપશે, ખાઈશું શું, વગેરે પ્રશ્નો હાલની કેળવણીની સદ્ધર વકીલાત કરે છે, અને મનુષ્યને મનુષ્ય તરીકેના સાચા અનુભવો અને સંસ્કારોથી કાયમ ઉન્મુખ રાખે છે. જે કેળવણી મનુષ્યની અનેક શક્તિઓને જાગૃત કરી શકતી નથી, જે કેળવણી તેનામાં સ્વાશ્રયબળ પૂરી શકતી નથી, જે કેળવણી તેના જીવનના સર્વ પ્રસંગોમાં અભય અને આનંદ આપવા અસમર્થ નીવડે છે તે કેળવણી નામને પાત્ર છે એમ કોણ કહી શકે?

જીવનમાં આનંદ અને અભય આપનાર મનુષ્યની સર્વશક્તિ સજીવન અને વહેતી ન થાય ત્યાં લગી કોઈ પણ શિક્ષણપ્રણાલીની સંગીનતા સિદ્ધ ન જ થઇ શકે. પશ્ચિમના સંસ્કૃતિકારો અને શિક્ષણવિધાયકોએ શાળામાંથી તાડનપ્રકારનો નિષેધ કર્યો અને માનસશાસ્ત્રના સૂક્ષ્મતમ પ્રયોગો કરી સિદ્ધ કર્યું છે કે, મનુષ્યની સર્વ શક્તિઓને સંપૂર્ણ અને સુખપ્રદ બનાવવા તેનામાં સર્જનદ્વારા આનંદ મેળવવાની તાકાત રહેવી જોઇએ. જગતની પ્રાથમિક દશાની માનવશ્રેણીઓમાં અજ્ઞાતપણે પણ આ વિધાન સચવાયું છે. ગમે તેવા સંકટો યાતનાઓ ભુલાવનારા તેમના રાસો, ઉત્સવો શુશોભનો અને અલંકારભરી રચનાઓ પાછળ તેમની રંજનવૃત્તિ જ ખૂબ બળ પૂરે છે.

એમર્સન કહે છે: 'કળાની નિષ્પત્તિ થતાં કળાકારને જેવો આનંદ થાય તેવો જ આનંદ તેટલી જ ઊર્મિલતાથી તેના જોનારમાં પ્રગટે અને ગરીબ તેમજ તવંગરને એક સાથે લાગે કે એ આનંદરસ તેમને કોઈ ઉચ્ચ જીવન અને આત્મજાગૃતિ તરફ ખેંચી રહ્યો છે.'

'કળાની વ્યાખ્યા માત્ર ચિત્રમાં શિલ્પમા, શોભામાં કે ઝવેરાતમાં બંધાઈ ગયેલ નથી એ તો એક એવા પ્રકારની માનવવૃતિ છે કે જે દરેકમા હોય છે અને વિકસાવી શકાય છે, અને ખરેખર તો જીવનના પ્રત્યેક પ્રસગમા તેનો વ્યવહાર થાય છે' શાળામા કળાની વાત લાવતા આપણે દરેકને કળાકાર બનાવી દેવાની આશા ન જ રાખીએ થોડાક વીણી લીધેલાં છોકરાછોકરીઓનો જ વર્ગ કરી બેસી રહીએ તેથી કઈ જ સિદ્ધિ નથી આપણે પ્રત્યેકને કળાનો પ્રસાદ પહોચાડવો જોઈએ અને તેનાથી પુષ્ટ થઈ તેમના ગુણો, અભિરુચિ, ભાવનાઓ, શક્તિઓ અને પ્રયોગો વિશેષ ખીલી નીકળે એટલું કળાપ્રવર્તન તો સહુ માટે થવુ ઘટે છે જીવનના દરેક વ્યવહારમા ઉચિત અને સુંદર પારખી કાઢવાની શક્તિ દરેકમા વિકસવી જોઈએ અને આટલા ખાતર જ શ્રુતિની અને દષ્ટિની તીવ્રતાની સાધના અભ્યાસમા હોવી જોઈએ

કેળવણીના દળનો સાચો સૈનિક આ સાધનાની અગત્યનો અસ્વીકાર નહિ કરી શકે ચારિત્ર્યબળનો સમગ્ર પાયો બુદ્ધિની વિષમતા ટાળવામા છે. સારાસારનો વિવેક કરવામા છે, અને જો એ કળાના સપર્કથી સદ્ય બની શકતું હોય તો કળાને કેળવણીમા અગ્ર ભાગે ગણ્યે જ છૂટકો છે

કળાદ્વારા બાળક યા વિદ્યાર્થી સુંદર, સુડોળ અને સુવ્યવસ્થિત સૃષ્ટિની કદર કરી શકશે, સમજી શકશે, અને બેસૂર કુરૂપ અને કિનષ્ટનો ત્યાગ કરતો થશે એટલું જ નહિ પણુ તે ઉચ્ચતર આનદોનો ભોગી બનશે—એનું પરિણામ એ આવશે કે જગતમાથી માનવી જીવનની કઢગાનિયત, કુરૂપતા દૂર કરી તેને બદલે વ્યવસ્થા ને સૌદર્ય સ્થાપનારનું દળ પ્રબળ થતું જશે.

આટલું છતા શાળાના શિક્ષકસમુદાયમા ભાગે જ કળા અને સૌદર્યનો આગ્રહ રાખનારા મળે છે 'એ અમારો વિષય નથી,' 'અમે એમા શુ સમજીએ', કહી દૂર રહેનારા અધ્યાપકોને પૂછીએ કે તેનું કારણ શુ? ત્યારે કહેશે કે મને એક લીટી પણ દોરતા

આવડતી નથી. સારા સારા કહીએ તેવાઓ પણ કળાના અભ્યુત્થાન કે પ્રોત્સાહનમાં મંદ અને નિરુત્સાહી જણાયા છે. તેમનાં બાળકો મધુરું ગાયન, નૃત્ય, રાસ કે અભિનય કરે, ઘરને શણગારે, ઉત્સવ કરે ત્યારે પણ તેઓ સમજતા નથી કે માનવીની આદ્ય પ્રેરણા કળા તેમને આંગણે ખીલી રહી છે; છતાં તેના પરિપોષણ માટે આ શિક્ષણાચાર્યો ચિંતન કરી શકતા નથી! જો તેઓ કૉલેજમાં કાલિદાસના મેઘદૂતનો આસ્વાદ લઈ શકે છે. વર્ડ્ઝવર્થનું નિસર્ગદર્શન માણી શકે છે, કલાપીનાં પાત્રોમાં રીઝે છે તો એવું શું છે કે જેથી તેમને કલાસૃષ્ટિના આનંદથી વંચિત રહેવું પડે, અને તેમની શાળા, આંગણાં, કે ઘરોને રમ્યતાથી મઢતાં કે તેમના આસપાસના માનવ-સમુદાયના ચિત્રવિચિત્ર પ્રસંગોનું કાવ્ય અવલોકતાં મુશ્કેલી પડે? શાળામાં કળાને અવકાશ આપતાં તેમને પરીક્ષાના અનેક વિષયોની ભીડ નડે છે એવી દલીલ ઘણાની હોય છે; છતાં ટેનિસ ટૂર્નામેંટ, ક્રિકેટમેચ, અને ઘણા વિદ્વાનોનાં વ્યાખ્યાનો માણતાં વખતનો વ્યય થતો તેમને લાગતો નથી.

અને કળાશિક્ષણના સાધારણ પાઠો અને પ્રસંગોની માવજત શું એવી અઘરી છે કે મોટા નિષ્ણાતો હોય તો જ તે પાર પડે? બાળકોને છૂટે હાથે થોડી આકૃતિ કરવાની તક આપો. કાગળો કાપી રંગબેરંગી ધ્વજ–માળાઓ કરવા દો. બાળકો સુંદર અક્ષરો એકમેકની સહાયથી કરે, શાળાના ખંડોની જાતજાતની ગોઠવણો અને છબીઓની યોજનાઓ કરે, એ બધું શું અઘરું છે? કળાકાર બનવાને લાંબાં ઓડિયાં રાખી ફરવાની જરૂર નથી. અથવા વધુ પડતાં છોગાં લગાવવાની પણ જરૂર નથી. કળા તો આપણો સામાન્ય વ્યવહાર બની શકે તેમ છે. અને ખરી રીતે તો આહાર કે નિંદ્રાની માફક તેનું આપણને વ્યસન થવું જોઇએ.

તમે એક વાર સંસ્કારી ઉચ્ચારણ અને ભાષા શીખ્યા હશો તો કદી તમારા મોંમાંથી અશુદ્ધ કે ક્ષુદ્ર વાક્ય નહિ નીકળે. એક

વાર તમે આકૃતિ અને રંગોની પરીક્ષા અને પ્રમાણ સમજ્યા હશો તો તમે બેડોળપણું કે ખોટી રચના નિભાવી નહિ લો. જ્યારે શિક્ષકોને હું કળા તરફ ઉદાસીનતા બતાવતા જોઉં છું ત્યારે મારું મન બળી ઊઠે છે કે હાય રે ભવિષ્યની પ્રજાની શી દશા! જેમના સંપર્ક અને સમાગમથી તેમને જીવનનાં ઉત્તમ તત્ત્વોનો પરિચય મેળવવો રહ્યો તે જ તેનાથી બધીર અને અંધ હોય તે કેમ સહેવાય?

બાળક અને વિદ્યાર્થીની કળાદૃષ્ટિ વિકસાવવા તમારે કંઈ જ વધારે કરવાનું નથી. તમે તમારી જ નજર અને લાગણી બદલી નાખો. શાળામાં જેટલી શક્ય તેટલી રીતે કળાવૃત્તિને વિકસાવો, ઉત્તેજો. ચિત્રોનો ખર્ચ ન કરો પણ વિદ્યાર્થીઓમાંથી તેમને ત્યાં સારાં ચિત્રોનાં માસિકો, વગેરે આવતાં હોય તે રદ થતાં મંગાવો. સૌને રસ પડે એવાં ચિત્રો, પ્રાણીઓ, મનુષ્યો, પ્રસિદ્ધ કળાધામો, વગેરે તારવો. કાતર કે બ્લેડથી કાપી તેને જુદા જૂદા સરખા કાગળો પર ચોડાવો. સારા અક્ષર લખનારને નામો અને ઉપયોગી હકીકત લખવા દ્યો. જૂઓ કે તમે તેમનામાંથી કેટલાયની નવી શક્તિઓ બહાર આણી ઉપયોગી થતી કરશો, અને તેમના જ્ઞાનમાં અભિવૃદ્ધિ કરી શકશો. સારી સારી ચીજો, જોવાલાયક પદાર્થો અને કુદરતી ચીજોનાં પ્રદર્શનો ભરો. તેમને જુદી જુદી રચનાથી ગોઠવો. સામાન્ય ચીજોમાં પણ ખૂબી હોય તે જોતાં શીખો અને શીખવો.

બને તો શાળાની આસપાસ સારો બગીચો કરાવો. ઋતુઋતુનાં ફૂલો, તથા પંખીઓનું પિછાન કરો અને કરાવો. તે પર ચિત્ર, નોંધ વગેરે બને તેટલું એકઠું કરો. સ્કાઉટીંગ કે શાળાના નાટ્ય પ્રયોગોમાં પાત્રો પર લક્ષ દેતાં શીખવો, દીવાથી અભિનયનાં ચિત્રો કરો અને તેવાં કોઈ ચીતરે તેને પ્રોત્સાહન આપો. વિદ્યાર્થીઓ યુગયુગના ઐતિહાસિક પોશાકો યુગવાર ઓળખતા થાય, શાળાના મેળાવડામાં હારબંધ રહેલું, વ્યવસ્થિત પ્રાર્થના કે મહેમાનોને વળાવવા, વગેરે પ્રસંગોમાં શોભા અને છટા કેમ કેળવવાં તે વિદ્યાર્થીઓને સમજાવો.

ઇતિહાસના પ્રસંગોની સાથે તે તે યુગના સુપ્રસિદ્ધ પાત્રોનાં ચિત્રોનો તેમ જ તે યુગનાં શિલ્પનો પરિચય કરાવો અને દરેક યુગના પ્રતિકો-ચિહ્નો પિછાનતાં વિદ્યાર્થીઓને શિખવો. સવારસાંજનાં દશ્યો ચર્ચો, નિબંધમાં ગઈ કાલની સાંજ કે આજની સવારનું દશ્ય વર્ણવવા કહો, જીવનનો સાક્ષાત પરિચય સાધી તેમાંથી ધ્વનિત થતાં કાવ્ય અને લય સમજાવો.

નાના નાના ઉદ્યોગ માટે વિદ્યાર્થીઓને તક આપો. કોઈ પતંગ બનાવે અને બીજા કોઈ વણાટ કે ગૂંથણ બનાવે. કોઈવાર ગામનાં બજાર ઉદ્યોગો, શાકહારીઓ, વેચનારાનાં વર્ણનો માગો; તેનાં ચિત્ર કરાવો. શાળાના નાટ્યપ્રયોગો વખતે પણ અનેક કલામય રચનાઓ અને કામ કરાવી શકાય.

આજના વ્યવસાયબદ્ધ જીવનમાં આપણે જુદા જુદા ખોખામાં પુરાયેલાં પ્રાણીઓ જેવું જીવન જીવીએ છીએ. આપણી આસપાસની સૃષ્ટિમાં શો આનંદ ભર્યો છે, તેનો તો આપણને વિચાર જ થતો નથી. પ્રજાજીવનમાં આનંદ અને કળાનાય અનેક પ્રકારો છે. તે તરફ કેળવણીના વિધાતાઓ અને પ્રચારકો સાવ બેપરવા છે, અને તેથી જ નવીન શિક્ષણપદ્ધતિઓમાં તેનાં બળો, અસરો અને શક્તિનો પ્રયોગ કરી શકતા નથી.

વ્યક્તિ અને સમાજના જીવનમાં કળા તો અનાદિ કાળથી મહાન પ્રેરક બળ બની રહી છે. અને શિક્ષણનિષ્ણાતો હજુ હમણાં જ તેનો સ્વીકાર કરતા થયા છે. તે પૂર્વે ચીન, ગ્રીસ અને ભારતની જનતાની ગરીબ કે તવંગર વ્યક્તિઓએ તેનો લહાવો લીધો છે, અને વખતોવખત સુંદર કળાકૃતિઓને સરજી યુગાન્તરો સુધીનું અમરત્વ મેળવ્યું છે.

આજે તો સમાજનું પ્રગતિકાર્ય શાળાઓ હસ્તક ગયેલું છે, અને સમાજમાં જે ગુણો કે તત્ત્વની પ્રતિષ્ઠા કરવી હોય તે શાળાઓ મારફત નહિ કરવામાં આવે તો શિક્ષિત સમાજ તો જડ રહેશે જ; પણ

નીચેની પંક્તિઓમાં યે કળાનો ઉલ્લાસ મરી જશે, અને પ્રજાજીવન મૃત્યુ પામશે. માટે પ્રત્યેક શાળા કળા અને સૌન્દર્યનો આદર કરતી ન થાય તો પ્રજાના મહાન થવાનાં સ્વપ્ન સિદ્ધ થવાં મુશ્કેલ છે. કળા તત્ત્વરૂપે પ્રજાજીવનનો જ પ્રકાર છે. પ્રજાનાં સુખદુઃખની લાગણીનાં સ્વરૂપોમાં એકતાની ભાવના ઉત્પન્ન કરવામાં કળાનાં જ સ્વરૂપો કામ લાગે છે. કળાકૃતિની સાથે નાત, જાત, કે વર્ગનો અંતરાય રહેતો નથી, તે પ્રત્યેકને સમાન આદર છે. પ્રત્યેકને સમાન છાયા પ્રસારે છે. એટલે શાળામાં કળા દ્વારા પ્રજાજીવનનું ખરું ઘડતર થવાનું સ્વીકાર્ય હોય તો પ્રત્યેક શાળાની પ્રવૃત્તિમાં, વ્યવહારમાં અને સજાવટમાં કળા-પ્રયોગોની આવશ્યક્તા રહેવાની જ. અને તે માટે એકાદ કળાપ્રવીણ આચાર્યની યોજના પણ અનિવાર્ય બને છે. શાળાનો એકાદ ખંડ તો કળાની કળાત્મક ઉપાસના માટે અલગ રાખવો જ જોઈએ. અહીં પદ્ધતિસર કામ કરનારા પણ સાધના કરે તેમ જ વખતોવખત કળાની સુવાસ ભોગવનારા પણ આવીને ચિત્ર, સંગીત કે શિલ્પનો સંપર્ક મેળવી શકે એવી યોજના હોવી જોઈએ. રંગ અને આકૃતિનાં સાદાં વિધાનોથી માંડી કળા અને શિલ્પની ઉત્કૃષ્ટ કૃતિઓ સમજવાની પ્રજામાં દૃષ્ટિ નહિ કેળવાય તો જગતના કલાસ્વામીઓની પ્રસાદી અને પ્રેરણા પામેલા નાગરિક જગતના સંસ્કારી વર્ગમાં પોતાના દેશની કળા, વગેરેનું અજ્ઞાન બતાવનારને સ્થાન નથી; એટલું જ નહિ પણ તેના ઈતર વિષયોના જ્ઞાન અને રસપરીક્ષા માટે બીજાઓને શંકા કરવાનો હક પ્રાપ્ત થાય છે.

આ દલીલથી કળાની વકીલાત કર્યા પછી હું આજની શાળા-ઓમાં અપાતા ચિત્રશિક્ષણનો જરાય બચાવ કરી શકતો નથી. પરંતુ ચિત્રશિક્ષણ અને કળાના ઉચ્ચ આશયો અને હેતુઓ અનુસાર વિશેષ કાર્યક્રમ અને સંસ્કારપ્રયોગમાં યોજવામાં આવે તો મારી ખાતરી છે કે તે કેળવણીના સમસ્ત પ્રદેશમાં નવીન જ પ્રેરણાદાયી અને શક્તિપ્રદ તત્ત્વ બની રહેશે. આજે અપાતી ચિત્રશિક્ષા અને

ચિત્રશિક્ષકોનો શાળામાં જે કરુણ કેર થાય છે તે બાબતની જવાબદારી શાળાના વહીવટદારોની અને મુખ્ય નિયામકોની જ હું સમજું છું. તેઓ યુનિવર્સિટીની આડત રૂપે જ માત્ર કામ કરતા હોવાથી તેમના શિક્ષણપ્રકારમાં તેઓ જરા પણ વધુ શ્રમ લેવા કે ખર્ચ કરવા તૈયાર નથી હોતા એ બધું જાણીતું છે. પણ જેઓ પોતાના શહેરમાં આદ્ય સિક્ષણપ્રણેતાઓ હોવાનો ગર્વ ધરાવતા હોય તેમની તો ફરજ છે કે આ વિષયમાં કંઈક દેશસેવાની ભાવના અને સંસ્કૃતિપ્રેમ ખાતર તેઓ થોડો પણ ભોગ આપી શાળામાં કળાનો સમાદર કરી ઊગતી પ્રજાના જીવનમાં સુખ, આનંદ અને ઉત્સાહ પૂરવાનું પુણ્ય પ્રાપ્ત કરશે જ. અને કળા અને સંગીતનાં સારાં રમ્ય સ્વરૂપો અને ક્રિયાઓથી શાળાનું વાતાવરણ વધુ દિવ્ય અને તેજસ્વી બનાવશે, કે જેથી શાળાના બીજા સર્વ વિષયોમાં નવીન દૃષ્ટિ અને રસ વધારી શકશે.

માનવીનું વાસ્તવિક જીવન રસોનો સુયોગ્ય આસ્વાદ પામવામાં જ છે.





६

## કળા ક્યાંથી જન્મે છે?

( એક સંવાદ )

"કળાની કોઈ ચોખ્ખી વ્યાખ્યા કરી શકશું છે ભાઈ!" મંજુભાઈએ પૂછ્યું: "મારું કહેવું એમ છે, જે આ કળા કળા કરો છો તેની શરૂઆત ક્યારથી?"

"કળા? આહ!" વિવેચક વસંતરામે નિશ્વાસ નાખ્યો; "આ સૃજનજૂનો પ્રશ્ન ફરી ફરી પૂછાયો છે. રામાયણથી આજ સુધી અનેક જણના હૃદયમાં એનો એ ધ્વનિ!"

"તમે અમસ્તા એમાં ગુંચાઇ જાવ છો." મંજુભાઈ ઝળક્યા, "શું આ પ્રશ્ન એટલો બધો પ્રાચીન છે? કળા સંસ્કૃતિનુ લક્ષણ હોય તો વાનરયુગમાંથી કેટલાં ય વર્ષે સંસ્કૃતિનાં પગરણ થયા હશે? વાંદર ઝાડ પરથી નીચે કૂદી રહેવાં લાગ્યાં ત્યારથી તો નહીં જ."

"શું એ બધો યુગ સાવ કળાવિહોણો હતો એમ તમે ધારો છો?" વિવેચક સતેજ થયા, "વાંદરાથી જરાક આગળ વધેલા પ્રાચીન માણુસ પાસે તેની કળા, કળા કહીએ એવી હતી જ અને તે શું સંસ્કૃતિકાળ ગણાય!"

"૯૦-૯૦ પેલા ગુફાવાસી જંગલીઓનાં ચીતરામણોની વાત કરો

છો, એ તે કળા કહેવાય ?" મંજુભાઈથી ન રહેવાયું, " કળાની સાથે બુદ્ધિ અને સંસ્કાર જોઇએ અને એ તો જ્યારે મનુષ્યે રાક્ષસીજીવન તજ્યું ત્યારે જ એ ગુણો વિકસ્યા."

" એમ ગાળો દઈને એ જંગલી ચિતરામણોને તમે તિરસ્કારી નહીં શકો, અને કબૂલ કરવું પડશે કે એ ચિત્રો પાછળ હેતુ હતો અને તેના ભાવ પ્રકટ કરવા જેટલી કળાબુદ્ધિ પણ હતી—" વસંતરામે વાત ઉપાડી લીધી, " હું તો છાતી ઠોકીને કહું છું કે આદમ જાતની હસ્તી સાથે કલા ઉત્પન્ન થઈ છે."

" જરા ખામોશ," વિજ્ઞાની યશવંતરાવ બોલી ઉઠ્યા, " એમનો પ્રશ્ન તો એટલો જ છે કે કળા હતી તો ક્યારથી તેનો આરંભ થયો. તેની દલીલમાં તો તમારે સિદ્ધ કરવું જોઈએ કે પેલા વાનરમનુષ્યમાં કળાબુદ્ધિ રહેલી હતી અને એ બુદ્ધિ ક્યાંથી આવી, તેનાં કારણો આપો. મનુષ્ય જાતમાં જ એ ગુણ હોય એવો ખ્યાલ કેમ પકડી રાખો છો ?"

" હાં, હવે બરાબર ! જુઓ કળાની સાથે કલ્પનાશક્તિ અને વિવેકબુદ્ધિ જોઇએ તે મનુષ્યના વિકાસમાં જ મળી છે." વસંતરામ વિવેચક ફરી ઊતરી પડ્યા, "આદી માનવના મગજની શક્તિઓ જૂજ હતી, પણ તે મગજ તો માણસનું જ એટલે તેમાં કળાબુદ્ધિ હતી જ."

"સજાગૃતપણે અને હેતુપુરઃસર કરેલી કલાકૃતિઓ માટે ઘણુંખરું એ સાચું છે." વિજ્ઞાનવાદી જરા ઠંડકથી ઉચર્યા, "જો માણસમાં રહેલી કલાવૃત્તિનું મૂળ તમારે શોધવું જ હોય તો તમારે પ્રથમ તો જોવું જોઇએ કે ઇતર પ્રાણીઓમાં તે કઈ રીતે વ્યક્ત થઈ રહી છે."

"શું પ્રાણીઓમાં કલાવૃત્તિ હોય ખરી ? અરે જાઓ મારા મહેરબાન !" મંજુભાઈ ઠંડા પડ્યા.

"હા, હાજર હોય." યશવંતરાય ગંભીરતાથી ટટાર થઈ બોલ્યા,

"કલાવૃત્તિનો હું જે અર્થ કરું છું તેમાં બે બાબતોનો સમાવેશ થાય છે. એક તો સર્જનની ઇચ્છા યાને જન્મ આપવાની વૃત્તિ અને બીજી તે સૌંદર્યચાહના વસ્તુ પસંદ કરવામાં મદદગાર બને છે. આ બંને પ્રાણી માત્રની સામાન્ય પ્રેરણા છે અને તે પંખી, પશુ કે માણસમાં સરખી જ છે. પરંતુ મનુષ્યમાં પ્રાણી કરતાં વિશેષ વિવેકબુદ્ધિનું પ્રાધાન્ય હોવાથી એ પ્રેરણા ઉપર તેણે એક કલ્પનાનુંજગત નિર્માણ કર્યું. તેને આપણે કળા ઠરાવી અને આ કલ્પનાજગતનો વિસ્તાર માણસના મનોવ્યાપારની સાથે વધતો જ રહ્યો છે."

"તો તમારી આ દલીલોથી તો સિદ્ધ થાય છે કે કળા અનિવાર્ય તત્ત્વ છે." વિવેચકે ઉમેર્યું, "માણસ જંગલી હોય કે સંસ્કારી હોય છતાં તે તેના વિના રહી શકવાનો નથી. ટુંકમાં સર્જનકાર્ય તેના સ્વભાવમાં જ અજ્ઞાતપણે રહેલું છે."

"અસ્તુ એમ જ છે." વિજ્ઞાનવેત્તાએ મંજુર કર્યું, "તેની બુદ્ધિની કક્ષા પ્રમાણે તે આ સર્જન કાર્યના સ્વરૂપોમાં અને લક્ષણોમાં અવનવાં રૂપાંતરો કરે છે. બાકી સર્જનની ઇચ્છા તો અંતઃપ્રેરણાને જ આભારી છે અને તેથી અનિવાર્ય રહે છે."

" વાહ ભાઈ વાહ, ઠીક કહી. " મંજુભાઇને સંતોષ થયો.





૭

## ક્યાં છે કળા?

આજકાલ પણ બધાં માસિકો, ચોપાનીઆં, સંસ્થાઓ તથા નાની મંડળીઓ કળા ઉપર બહુ ભાર દઈ વિચાર કરતાં થયાં દેખાય છે. કલાત્મક, કલાયુક્ત, કલાપ્રિય, કલાકુશળ, ભાવાત્મક વગેરે વિશેષણો તો આપણા લેખકો અને તંત્રીની કલમમાંથી ઊછળતાં ફૂદનાં બહાર પડે છે. અદ્‌ભુત કૃતિ, ભવ્ય ચિત્ર, સૌંદર્ય એ શબ્દો ન હોય તો ભાષા મીઠા વિનાના ભોજન જેવી લાગે છે. કોઈ પરદેશી વાંચનારને એમ જ લાગે કે ગુજરાતમાં કલાનો ફાલ બહુ ઊતર્યો હશે. ગુજરાતનાં રસિક નરનારીઓ આખો દિવસ ને રાત કલારસના પ્યાલા જ પીતાં હશે, અને કલાકારો તો દેશના આરાધ્ય દેવતા થઈ પડ્યા હશે.

× × ×

રસવૃત્તિનો પરિપાક થાય ત્યારે જ કલાની નિષ્પત્તિ સંભવે છે. રસ આત્માની એક સ્થિતિ છે. रसो वै सः મનુષ્યનો આત્મા જીવનના અનેકાનેક અનુભવોમાંથી પસાર થઈ શુદ્ધ થાય છે ત્યારે તેને રસનાં દર્શન થાય છે. એ સ્થિતિમાં આત્મા સમદર્શી, સ્થિર દૃષ્ટિવાળો અને સૌંદર્યદર્શી થાય છે. એને સુખ અને દુઃખ બન્નેમાં જીવનજ્યોત પ્રકાશતી લાગે છે. શૃંગાર, કરુણ, હાસ્ય વગેરે નવે રસો દ્વારા એનો વિકાસ થતો જ રહે છે. એ રસોમાંથી કોઈનું પણ સ્વર, રેખા, રંગ કે અભિનય દ્વારા યોગ્ય નિરુપણ થાય ત્યારે આપણને કલાનું દર્શન કે અનુભવ થાય; અને તે વખતે આત્માને કલા દ્વારા રસ મળતાં તૃપ્તિ થાય. તૃપ્તિથી અસંતોષ મટી આનંદ થાય. એ આનંદ એટલે

બીજાનુ દુ:ખ જોઈ હસવાનો કે મશ્કરીનો આનંદ નથી સમજવાનો, પણ મનુષ્યમાં એક એવી વિશેષતા રહેલી છે કે જેથી આત્મા બીજા આત્માની વ્યથા કે લીલાને સ્પર્શી શકે છે, તેના ઊંડાણ સુધી પહોચી શકે છે અને દેખીતી જુદાઈની પાછળ રહેલી એકતા અનુભવી શકે છે અને એક જાતની જીવને નિરાંત થાય છે

× × ×

આ રીતે પોતાનો આનંદ કે વ્યથા બહાર પાડવાની મથામણ દરેક જીવમા કુદરતી રહેલી છે, અને તે પ્રગટ કરવામા જ્યારે સફળ થાય છે ત્યારે એ ક્રિયા કલા રૂપે કાયમ સ્થિર જીવન પામે છે નાગ ડોલે છે, હરિણ સ્તબ્ધ થઈ ચકિત નેત્રોથી બીન પાસે ઊભુ રહે છે, બાળ હાલરડુ સાભળી સૂઈ જાય છે, ચાંદનીમા કુમારિકાઓ રાસ લેવા નીકળે છે, પહાડોમા ગોપ દુહા લલકારે છે એ બધા સીધેસીધા કલાના પ્રકારો છે જીવને પૂર્વના અનુભવો, વ્યથા કે આનંદનો સાક્ષાત્કાર કરાવી આપે એવી કોઈ પણ ક્રિયા કે વાતાવરણ મળે છે ત્યારે તેના હૃદયમાથી રસઝરણ છૂટે છે તે વખતે પોતે તે બહાર પાડે અથવા તદ્રૂપ બની તે માટે સાધન થયેલ કલાકૃતિમા આનંદ લે છે તે વખતે કલાપ્રેમી અને કલાકારના આત્માની સ્થિતિ એક જ છે. બન્નેની ઊર્મિઓનું પ્રમાણ એક સરખુ જ છે કલા પ્રગટ કરવા પૂરતી કુશળતા સિદ્ધ કરી એટલો તે બીજા સમયે વિશેષ પણ કલાના સ્વરૂપ આગળ તો ભોક્તા અને કર્તાને સરખો યશ છે.

× × ×

આપણો સરકારી યુવક કલાની ઊર્મિઓ ઝીલવા અશક્ત બની ગયો છે. એમા દોષ તેની કેળવણીનો હો, સોબતનો હો, બેસમજ ગુરુવર્ગનો હો કે કનિષ્ઠ ગૃહસંસ્કારનો હો, પણ જરૂર તેની આંખ રંગ, રૂપ કે અભિમાનની કુમાશ, માર્દવ કે છટા કે શૈલીનું સૌંદર્ય જોવા

અસમર્થ જણાઈ છે. એનો અર્થ એટલો જ કે એના હૃદયના ઊંડાણ સુધીનો માર્ગ કોઈ વિકૃતિથી ભરાઈ રહ્યો છે. નિર્મળતા, સાદાઈ અને સુવ્યવસ્થિત જીવન પ્રણાલિવાળા જીવનથી તે દૂર છે.

કલા હમેશાં કોઈ પણ પ્રકારનો સ્વાત્મભોગ માગે છે. કલાની સૃષ્ટિમાં જનારે ક્રિયાની અને વાણીની સરળતા સિદ્ધ કરવી જ પડે. કલાનો ઉપભોગ ઇચ્છનારે તે મેળવવા તેની યોગ્ય કીમત ભરવી જ પડે. જે પાત્ર કે સ્થળમાં કળા હોય તેનું રક્ષણ કે નિર્વાહ જે સમાજ કરી ન શકતો હોય તે કળાની પ્રસાદી શી રીતે પામે? પ્રભુની ભક્તિ પામવા આપણે ઘરમાં દેવાયતન કે પ્રાર્થનામંદિર રચીએ છીએ તેમ કલા આપણા ગૃહમાં પધારે એવી ઇચ્છા હોય તો તેને માટે મનમાં યોગ્ય આદર અને પ્રેમ હોવો જ જોઈએ. કલા કોઈની ખુશામત કરવાની નથી. કલા તો તમારા હૃદયની પ્રમાણિકતા અને નિર્મળી વૃત્તિ પર આફરીન થનાર છે. સ્પર્ધા અને ઇર્ષા કલાના વાતાવરણમાં વિષ સમાન છે.

× × ×

જ્યારે જ્યારે મનુષ્ય પ્રેમથી અને આદરથી કંઈ ક્રિયા કે વિધાન કરે છે ત્યારે તેનો વ્યવહાર અને કૃતિ કલાનાં રૂપો પામે છે. તેમાં એક બહારનું તત્ત્વ પ્રવેશે છે, જેથી તે આકર્ષક બને છે, એ તત્ત્વ 'શ્રી' આત્માની સુવાસ કે સૌંદર્ય.

આપણે જે પદાર્થો વાપરીએ છીએ, જે રીતે ગૃહની સજાવટ કરીએ છીએ, જે રીતે આપણે સુશોભનો કે ચિત્રોનો ઉપયોગ કરીએ છીએ અને આપણા સ્નેહીઓ, મિત્રો કે સંબંધીઓ જોડે જે વ્યવહાર નિભાવીએ છીએ તેની પાછળ આપણી કઈ વૃત્તિઓ અને ભાવનાઓ છે એનું નિદાન કરીશું કે તુરત આપણે પ્રશ્ન કરીશું, 'ક્યાં છે કળા!'



## ૮
# ચિત્ર–શિક્ષણ

વિચાર દર્શાવવાની અનેક રીતો હોવા છતાં, વિદ્વાન કે વિચારકનું બિરુદ આજકાલ માત્ર શબ્દપંડિતોને આપવામાં આવે છે. અને તેમના સન્માન અને મૂલ્ય સમાજમાં ઇતર વિચાર પ્રણેતાઓ કરતાં ઊંચા અંકાય છે. આથી સમાજમા વિચારનાં સ્વરૂપો ઉપજાવનાર અન્ય વ્યક્તિઓનો વિકાસનો અને વિરોધ તેમ જ માનહાનિ એટલાં બધાં થાય છે કે તે સ્થિતિમાંથી ઊગરવાને તેમનો કોક જ બારી રહી હશે.

તાજમહાલને કાવ્ય કહી પ્રશસ્તિ કરનારા શબ્દપંડિતો તમને કેટલાય મળશે પણ એક સલાટ, શિલ્પી, કે સુથારને મિત્ર જેવું સન્માન અને આદર આપનારા કેટલા હશે? કંઈ કામ કરી નહિ જાણનાર એક બોયડ મેટ્રિક્યુલેટ સભાની ખુરશીમાં બેસવાનો અધિકાર માગશે અને સાજ સુધીમાં એક ખુરશી કે ટેબલ કરી આપવાની શક્તિવાળો સુથાર તો ગમે ત્યાં બેસી પોતાના કામની લાયકાત બતાવી શકે છે ફેર માત્ર એટલો જ કે એક જણુ પોપટ પંડિત છે અને બીજો આકારમાં વિચારને વ્યક્ત કરનાર પંડિત છે. એક કાળે આપણા દેશમાં શિલ્પ નિર્માતાઓ પણ સંસ્કૃત ભાષા દ્વારા પોતાની કળાનું અધ્યયન કરતા તેની ક્રિયાઓ, પ્રયોગો, અને પ્રકારો લોકબદ્ધ સાહિત્યના દેશના એક છેડાથી બીજા છેડા સુધી પ્રચારી શકતા. એમને લીધે જ દેશની કળાસમૃદ્ધિ અને વ્યાપાર સમૃદ્ધિની

ભરચકતા રહેતી. પરંતુ આજે જે યુનિવર્સિટીઓએ સંસ્કાર અને કેળવણીનું ક્ષેત્ર શરૂ કર્યું છે તેણે આકાર પંડિતોનું સ્થાન ક્યાંય પણ રહેવા દીધું નથી.

મુંબઈ કે પૂનાની કૉલેજમાં યુરોપથી આવેલી પ્રથાઓ અને ઓજારોના પ્રયોગો, સમજ્યા વગર આપણા દેશમાં આયાત કરનાર ઇજનેરોએ એ પુરાણી શિલ્પ પ્રજાની કેટલી અવજ્ઞા કરી એ તો ઇતિહાસ બોલશે. પણ આપણી બધી બાબતમાં મુંબઈ તરફ જોવાની આદત પડી ગઈ છે. તેથી જ આપણા લાખો બાળકોની કેળવણીમાં જે ધૂળ ભરી છે તેનો વિચાર કેળવવા શિક્ષકો, અથવા માબાપો ન કરી શકે ત્યારે અસહ્ય વેદના થાય એવું છે. યુનિવર્સિટી કંઈ કાર્યક્રમ ન ઘડે અથવા ઉપજાવી આપે ત્યાં લગી શિક્ષણના ગોટાળા કે ગેર-સમજ દૂર કરવાની દૃઢ હઠ લઈ બેઠેલા મહેતાજીઓ અને સંસ્થા-દારીઓની બુદ્ધિ અને વ્યવહારુતા માટે શું ધારીશું? દાક્તર આપણને કહે કે તમારા બાળકને ક્ષયરોગ થયો છે, અથવા ટી. બી. થયો છે. તો તમે કેટલા ચોકી જાઓ છો? અને તે વખતે યુનિવર્સિટી કે પૂનાના ખાતાનો વિચાર કર્યા વિના તેના ઉપચાર માટે કેટલા તલપાપડ બની જાઓ છો? તે વખતે શાળાની ગેરહાજરી, દવાઓના ખર્ચો કે સ્થાનાન્તર અથવા આરોગ્યના સાધનો માટે કાંઈ બાકી રાખતા નથી. ડૉક્ટરો કહે કે તમારા બાળકોમાં વિટામિન અમુક ખૂટે છે, તો તમે ઉછીના પૈસા લાવીને પણ તેને તે આપો છો. અહીં તમારા બાળકના જીવનનો પ્રશ્ન સ્પર્શે છે એટલે જ તમે માસ્તરોને અને શાળાને અને અભ્યાસક્રમને કૂવામાં નાખી તરત આરોગ્યની સીધી સડક તરફ ધસો છો.

એવી જ રીતે આકાર અને રૂપ વિજ્ઞાનનું મહત્ત્વ આપણા જીવન વ્યવસાયોમાં એટલું જ ચૈતન્યપ્રદ છે. એ સમજાવનારા ડૉક્ટરો, આપણને આપણા અનેક પ્રોફેસરો શિક્ષણ અધિકારીઓ અને માસ્તરોમાંથી ભાગ્યે જ મળશે. શરીરની ક્રિયાઓ અને હાથપગની પ્રવૃત્તિઓ માત્ર કોઈ એક

વિચારથી પ્રેરાઈને જ ગતિ કરે છે એ નિર્વિવાદ હોય તો આકૃતિઓ અને રૂપની સૃષ્ટિ વિચારો અને ક્રિયાત્મક ગણ્યો જ છે આજના શબ્દ પંડિતોએ આ વસ્તુસ્થિતિની ઉપેક્ષા કરી છે, અને તેનું પ્રાયશ્ચિત આખા દેશને ભારે પડવાનું છે જ્યારે જ્યારે શિક્ષણમા ક્રિયાત્મકતા લાવવાનો પ્રશ્ન આવે છે ત્યારે શબ્દપંડિતો ખર્ચનો સાધનોનો સમયનો, જેવો ખોટો હાઉ ઊભો કરી દે છે તેમની માન્યતા છે કે તેમની ચોપડીઓ અને નોટબુકો વિના દુનિયાનું તંત્ર ચાલે જ નહિ! એ બધુ અનિવાર્ય જ છે! પણ એક શાળાને ગાટી કામ, ચિત્રકળા, કે સુથારી કામની સગવડો અને સાધનો ખર્ચનો બોજો માત્ર છે

લાખો કડીઆ, સુથારો અને ઇતર શીલ્પકારોએ મગે મોએ એમના જીવનનિર્વાહની તાલીમ આ અભ્યાસ અને બેપરવા છતા હાથોહાથ શીખી લીધી છે શાળામા એક મહેતાજી ખોટુ ભણાવતો માલૂમ પડશે પણ એક સૂથાર ભાગ્યે જ સાલ બેસાડવામા અચોક્કસ હશે અથવા એક કડીઓ ઈટ મૂકવામા તેની દોરી પકડ્યા વિના ભાગ્યે જ કામ કરશે, આવી શિસ્ત અને ચોકકસાઈ ન હોય તો આપણા ઘરો અને રાચરચીલાનુ શુ થયુ હોત તેની કલ્પના કોઈ પણ કરી શકશે!

આવી ધંધાર્થી તાલીમમા નૈતિક અને બૌદ્ધિક વિકાસનો અભાવ હોય છે, એમ પણ ઘણાની દલીલ હોય છે જે લોકો પોતાના દેશની કેળવણીનું ધોરણ ઉતારૂ પાડવામા પણ અચકાયા હોય તેમને તો એવુ બોલવાનો અધિકાર જ નથી ખોટા સાલ બેસાડનાર સુથાર કે ખોટુ ચણતર કરનાર કડીઆ કરતાં તેઓ ઓછા ગુનેગાર નથી!

ક્રિયા માત્ર માણસને ચોક્કસ અને પ્રમાણિક થવાની ફરજ પાડે છે અને શીખવે છે ક્રિયાત્મક પ્રવૃત્તિનું રૂપ સાદૃશ્ય હોવાથી બીજાઓ અને પોતા પર તેની અસર છે એવુ સમજનારના મન અને બુદ્ધિ ચોક્કસ થવાના, કે ગોખણીઆ આરો ચૌ પરીક્ષા પછી

તેને ફેંકી દેનારાં પંડિતોનાં અને નીતિનો વિચાર કરે તો બીડી, દારૂ કે બીજાં વ્યસનો જો પંડિતોને લાગ્યાં હોય તો તે ગરીબોનાં હોય, તો તેમનો વાંક નથી. જાતીય વિકૃતિઓ તો ગરીબોમાં અને શ્રીમંતોમાં આજકાલ સરખી જ જાહેર થાય છે.

ક્રિયાત્મકતા જ માનવસમાજને વ્યવસ્થિત, સુંદર અને સમૃદ્ધ કરી શકે છે. પરંતુ એ ક્રિયાત્મક પ્રવૃત્તિઓની શિસ્ત નિયમન અને વિચાર સર્જનનો બોધ ચિત્રશિક્ષા જ આપી શકે તેમ છે. ચિત્રશિક્ષા એટલે આકાર અને રૂપનું વિજ્ઞાન, પરિચય, અથવા પ્રયોગ સમજવાનું છે. તેના વિના કોઈ કેળવણી ચલાવી લઈ શકાય નહિ શરીરમાં ખૂટતાં દ્રવ્યો માટે ડૉક્ટર કે વૈદ્ય જે ચીવટ રાખે તે જ ચીવટથી આ તત્ત્વ આપણા બાળકોની તાલીમ અને કેળવણીમાં ભરપૂર. કરવું જોઈએ. મુંબઈના પ્રતાપે કેળવણીનો પ્રશ્ન આપણને ખર્ચની સાથે સાંકળીને વધુ મુંજવણ ઊભી કરી છે. મુંબઈમાં તાજા આવતા અંગ્રેજ અધિકારીઓ અથવા મુંબઈમાં કાયમ વસનારાઓ આ દેશના ગામો કે ગામડાની પરિસ્થિતિ જાણતા નથી અને યુરોપની શાળાઓ અને સાધનો પર જ કેળવણીનો કાર્યક્રમ ઘડી કાઢે છે. આ દેશની નૈસર્ગિક શક્તિ અને સાધનો અને તળપદ લોકલાગણીનો ખ્યાલ હોતો નથી, તેથી કરાંચીથી ધારવાડ સુધીની પ્રજાને એક દોરડે સાંકળે છે. આમાં વ્યક્તિત્વ અને સ્થાનિકત્વ કચરાય છે. એમાં મતિવિભ્રમ થાય છે, નથી બહારનાં સિદ્ધાંતો સમજતા મૌલિક સાધનો અને શક્તિઓનો નથી વિકાસ થતો. આ વિષયમાં આદિ યુગના માનવ આપણા કરતાં સ્વતંત્ર અને સુખી હતા. તેને કંઇ કરવું હોય તે નજરમાં એટલે છેરથી મેળવી શકતો, ચીતરવાને પટ જોઈએ તો પહાડોના ખડકો અને ગુફાઓની ભીંત વાપરતો અથવા છેવટ પોતાના શરીર ઉપર ચિત્રામણ કરીને પોતાની સૃષ્ટિનો પડછંદ પાડતો.

આજે તો ચિત્રકામ કરવા રંગોની પેટીઓ વગર ચાલતું નથી. મોંઘા કાગળો તો શહેરના વિદ્યાર્થીઓને જ મળે. પીંછીઓ સારી

તો કોકને જ મળે, માટીકામની શરમ લાગવાથી લગભગ બધે જ તે તરફ દુર્લક્ષ છે. પછી સુથારીકામ કે શિલ્પ કરનારાનાં ક્યાં ઠેકાણાં રહ્યાં ? પરંતુ રીવ્સ કે વીન્ડસરના રંગો વગર, વિલાયતી કાગળો વગર, આપણી રૂપરેખાની તાલીમ શું રહી જવી જોઈએ ?

કેળવણીમાં સિદ્ધાંત અને વ્યક્તિ બેનું જ મહત્ત્વ હોઈ શકે, સાધનો ઉપર ભાર દેનારને જડવાદી જ ગણવો જોઈ એ. વ્યક્તિ પાસે શિક્ષણનો ચોક્કસ સિદ્ધાંત હોય શ્રદ્ધા હોય તો સાધનો આપોઆપ સર્જી લે છે. કડીઆ અને સુતાર વગેરેની તાલીમની પાછળ ચોક્કસ મુદ્દાઓ સ્પષ્ટ હોવાથી તેઓ વગર શાળાએ પણ ટકી રહ્યા છે. આકારજ્ઞાન અને ચિત્રશિક્ષાની તાલીમ કેળવણીનું અનિવાર્ય અંગ છે, એ આજના મહેતાજીને સ્વીકાર્ય હોય તો તે માંદાને કે અશક્તને પોષણ આપવાની ચીવટથી ગમે તે પ્રકારે શીખવી શકશે. ઊભી લીટીનું જ્ઞાન વજન બાંધેલી દોરીથી પાકું સમજાવી શકાશે. એટલું જ નહિ પણ તે અનેક વ્યવહારોમાં ઉપયોગી છે તે બતાવી શકાશે. આડી લીટી કે સપાટી, કાચની શીશીમાં કે ગ્લાસમાં પાણી ભરી તે સમજાવી શકશે. દુનિયાની બધી જરૂરીઆતોમાં આવી રેખાઓ દરેકને જાણવાની જરૂર લાગશે આવી રેખાઓ ઉપર આખી ભૂમિતિની ઈમારત કરવી જોઈએ. વર્તુળ અને કેન્દ્ર સમજવા મેટ્રિકની જોમેટ્રિ સુધી કોઈને રાહ જોવડાવવી એ પણ ભૂલ જ ગણાશે. ખીલી સાથે દોરી બાંધી વર્તુલો કરનાર પરિઘ અને મધ્યબિંદુનો સંબંધ બરાબર જાણે છે.

ગોળ અને લીટીઓ હાથમાં આવ્યા પછી તેના પરિઘમાં અને બહાર, ચોરસ અને ખૂણાની આકૃતિઓના પ્રકારો સમજાવતા, બાળકમાં આકારોની વિચાર સૃષ્ટિ આપોઆપ ઉભરાશે. આ શિક્ષણમાં સ્મૃતિને કે મનને જરાય બોજો નહિ લાગતાં એ પ્રતર વિષય સમજાવતે હાસ્યમય બનશે. કુદરતી આકારો અને રંગનાપ્રકારો શીખવાને વિદ્યાર્થીઓને જ પસંદગીનો હક આપી શકાય. પદ્ધતિઓનો

વિચાર દૂર રાખી જે રીતે આકારની સ્પષ્ટતા ઉપજે અને પરિચય થાય તેવી તેની રીતો જ સ્વીકારવી. નાહીને દોડી જતા બાળકનાં પગલાં, આંખો નાકનાં કાગળ મહોરાં, માટલાનાં ચિત્રામણ, માટીનાં બીબાં, વસ્તુઓના પડછાયા વિગેરે સાચી ડ્રોઈંગ બુક્રોજ છે.

ભૂમિતિ આખી રચનારા પ્રાચીનો પાસે તો કાગળો નહોતા. સાફ કરેલી ભૂમિ ઉપર જ તેમણે તેમના સિદ્ધાંતો બતાવી દીધા હતા. અને આપણે ગરીબમાં ગરીબને પણ શીખવવાનું રાખીયે તો જૂનાં ન્યૂસ પેપરો ભીંત ઉપર આછા ગુંદરથી ચોડીને હાથના બનાવેલા લાકડાંના કંપાસો કે દોરીઓથી બધું જ અનુક્રમે તેને પઢાવી દઈએ. વસ્તુ જાણ્યા પછી :સાધનનો જરાપણ ખપ રહેતો નથી. જેમાં જેવી જરૂરિયાત તે પ્રમાણે સાધનો બનાવાય છે. મેદાનમાં ગોળ કરવું હોય તો દોરી જ લેવાશે, અને મુંબઇ જેવા શહેરોમાં કામ કરતી વખતે પેટી પણ મળી રહેશે.

ચિત્રશિક્ષણ માટે મુખ્ય જરૂર તો જોઈએ ભૂમિપટ કે ભીંતપટ; અને આલેખન કરવાના વિચારો તો પાર વગરના છે. રસ્કિન જેવાનું યુરોપિયન પ્રમાણ જોઇતું હોય તો તેણે કહ્યું છે કે, મને કાદવ અને ભીંત આપો, સાથે કામ કરવા પૂરતો સમય આપો, તો હું તમને એક સુંદર દૃશ્ય દોરી બતાવું. આસીરિયનોએ ભીની માટીમાં આકારો કોતર્યા અને પકવ્યા. સિંધના પ્રાચીનોએ પણ રેખા દૃઢ કરવાને માટીનો જ આશ્રય લીધો. ચૂનો, મેસ, ગેરૂ, ગળી, પીળી માટી અને બીજા અનેક કુદરતમાં સહજ મળી આવતા પદાર્થો સાથે ગુંદર, લાખ કે ચરબી કે તેલ મેળવીને અગાઉના માણસોએ કળા સિદ્ધ કરી છે, તેટલા પ્રમાણમાં આજે બધું જ તૈયાર મેળવનારાના હાથમાં આવ્યું નથી. પદાર્થનું પાકું જ્ઞાન અને ઉપયોગ આ જમાનામાં લગભગ અશક્ય બનાવી દીધો છે. કોઈ ચીજ ન હોય કે કંઇ બગડયું હોય તો કેમ રસ્તો કરી લેવો એ બાબતમાં તો શિક્ષકથી માંડી મિલમાલિકો

સુધી મુંઝવણભરી સ્થિતિમાં છે. યુરોપના અભિપ્રાયો સલાહ અને સાધનોનો ટેકો ન હોય તો બધી પ્રવૃત્તિ ભાંગી પડે તેવી દશા થઈ છે.

આમાંથી ઉગાર તો, શરૂઆતનું શિક્ષણ દેશનાં જ સાધનોથી અપાય તેમાં જ છે. ચિત્રશિક્ષામાં સૌ જાણે છે કે રંગો, પેન્સિલો, પીંછીઓ, ડ્રોઈંગબુકો પરદેશનાં જ હોય છે, અને દેશનો ઉત્કર્ષ કરનારી કેળવણીએ આ બાબતમાં સ્વદેશીનું દૃષ્ટિબિંદુ સ્થાપવું જ પડે. ગામડાંને કળા શીખવવી હોય તો ખડી, ગાર, માટી વગેરે પર જ કળાત્મક યોજનાઓ આપવી જોઈએ. કોઈ પણ શાળા થોડા ખર્ચે એકાદ સીમેન્ટની ભીંત ઘેરા રંગની કરી તેમાં બાળક દીઠ તક્તીઓ પાડી આપે તો કાગળો અને ડ્રોઈંગબુકો નીકળી જાય. બહુ નાના બાળકો માટે જમીન ઉપર તક્તીઓ આંકી આપીએ તો ભૂમિ ઉપર વિચાર પાથરતાં તેઓ ઝટ શીખી હાથનો કાબુ મેળવશે પછી ભીંત ઉપર જતાં વાર નહિ લાગે.

શરૂઆતમાં ડ્રોઈંગબુકો, ઝીણી પેન્સીલો અને રબરો ગળતાં શિક્ષણમાં તેનો અપાર દુરુપયોગ થાય છે. રબ્બર જેવી વસ્તુ પ્રાચીનો પાસે ન હતી, એટલે તેઓ આંખ અને હાથની ચોકખાઈ તથા ચીવટ બહુ કેળવી શક્યા હતા. બીજું આંગળીની અને બાવડાંની જડતા ઉડાડવાને માટે પણ ભીંત પર કે જમીન પર છૂટા હાથે કામ કરવાની ઘણી જરૂર છે. રોજના ઘણાં કામ બાવડાંના મજાગરા પર અવલંબે છે. અને ચિત્ર પણ તેજ રીતે થશે તો લોહીનું અભિસરણ ઠીક થશે અને વધુ ફાયદો તો આંખને થશે. શરૂમાં પેન્સિલથી કામ કરનારા એકદમ આલેખ્યપટની નજીક માથું ઝુકાવી દે છે. આંખ બે ફુટથી કે ત્રણ ફુટથી કામ કરવું હોય ત્યારે પાછી પડે છે. શરીર પર ખરાબ અસર કરતી આ ટેવ કોઈક જ ધ્યાનમાં લે છે. ઘણા વિદ્યાર્થીઓના તે જ દોષો ચિત્ર વેળા જણાઈ આવે છે. રંગોની બાબતમાં તો જેમ હાથને છૂટ મળે તેમ તેની તાલીમ વધુ મળે. યુરોપ કે અમેરિકાની બધી બાળશાળાઓમાં બાળ-

કોને કાગળો મોટા જ આપવામાં આવે છે અને રંગોની પેટીઓ નહિ પણ મોટા પાત્રોમાંથી તેમને જોઈએ તેટલો રંગ વાપરવાની છૂટ હોય છે. તેમાં મનુષ્યની પ્રાથમિક પ્રાકૃતવૃત્તિને સંતોષ મળે છે અને ક્રમે ક્રમે બારીકાઈ તરફ વળે છે. શરૂઆતમાં કોઈ મૂળ કે મિશ્ર રંગોની શાસ્ત્રીય ચર્ચામાં પડતું નથી. સામે પડેલા રંગોનો ઉચિત-પ્રયોગ અને સર્જન ક્રિયાને ઉત્તેજન આપવામાં આવે છે. રંગની સાથે જ પીંછીનો પ્રશ્ન ઊભો થાય છે. એ મોઘું સાહિત્ય આપણા ગરીબ વર્ગને કોઈ રીતે પરદેશથી લેવું પરવડે જ નહિ, છતાં મિત્ર શિક્ષણના અધિકારીઓએ કદી તેનું નિરાકરણ શોધવા પ્રયત્ન કર્યો નથી. પ્રાથમિક શાળાઓમાં સમય અને નિરાંત ખૂબ હોય છે. તેનો ઉપયોગ આ કામ માટે થઈ શકે. કુમળી વાંસીઓ કે વાંસની સળીઓ સાથે કુમળી બકરીના વાળ બાંધી પોતપોતાના કામના ખર પ્રમાણે જોઈએ એવી પીંછીઓ થઈ શકે છે. મારી પોતાની પહેલી પીંછી માટે મેં મારી જ શિખાના વાળનો ઉપયોગ કર્યો હતો અને સફળતા પણ મેળવી હતી. આવા સ્વાશ્રયના પ્રયોગોમાં ઘણો અનુભવ અને સ્વાભિમાન વધે છે. પીંછીઓ બનાવવાનો ઉદ્યોગ હજી કેમ કોઈ ઉપાડતું નથી? એ પણ કુંઠિત મનોદશાને આભારી છે. ચીતરવાની તમન્નાવાળા વિદ્યાર્થીઓ મંદિરની ભીંતો, ઘરની ભીંતો, કે શાળાની ભીંતોને જ પોતાની ચિત્રશાળા માની લે છે. કળાકાર રાજા રવિવર્મા, શિલ્પી કર્મારકર, વગેરેની જીવનકથા આ વાતની શાખ પૂરશે. હવે તો સાચા કેળવણીકારો આ વૃત્તિનો શાળા શિક્ષણમાં પ્રયોગ કરવા લાગ્યા છે. સ્વયંસ્ફુરિત અને આત્મનિર્ણયના સિદ્ધાંતો પર મરી ફીટતો પ્રૌઢશિક્ષક સમાજ તેની સક્રિયતા ક્યારે આચરશે?

કાળો કોલસો અને ધોળો રંગ, ખડીની દિવાલ અને ગેરૂઓ રંગ માટી માટલા પર કોતરેલા કે ઉપસાવેલા અને પછી પકવેલા આકારો, કૂવા આગળની કે ખેતરની ચીકણી માટી કોઈપણ બાળકના માટે શકવર્તી ચિત્રકાર થવાનાં કુદરતનાં મફત સાધનો છે. મોહેન-જોડેરો, પ્રાચીન અજન્ટા, ઈજીપ્ત, ગ્રીસ, તુર્કસ્તાન કે ચીનના

પ્રાચીન જગતમાં એ સાધનોએ જે કળાસૃષ્ટિ સર્જી છે તેને પહોંચી વળવાને સ્ટીમરો મારફત જગતના બજારો ભરી દેતાં સાહિત્યો સમર્થ બન્યા નથી.

માટીકામને ચિત્રશિક્ષણનું આવશ્યક અંગ બનાવવું જોઈએ. માટીનો પીંડ પકડી તેને દાબી વણી અને વાળીને દશ આંગળાં જે શક્તિ અને સર્જન પ્રાપ્ત કરે છે તેની કિંમત કોઈ શબ્દદ્વારા નોંધ કરી શકાય. આકારનું ઘનત્વ, ત્વચા, માપ, પ્રમાણ સપાટીઓ, વિગેરે દ્વારા તેનું સમગ્ર દર્શન અને જ્ઞાન આ ક્રિયા વિના ખરેખરું કેળવી શકાતું નથી. ચિત્રલેખકનું ધ્યેય પણ રેખાદ્વારા એ તત્વોનીજ નોંધ કરવા તરફ હોવું જોઈએ અને તેની નિર્દોષ અંગુલી ચાક કે કોલસો ચલાવે તે પૂર્વે તેની હથેળીઓ અને આંગળીઓમાં સર્જનનો તરવરાટ જાગવો જોઈએ. આખનાં કિરણોની ચોટમાં પદાર્થો ગ્રહણ કરતાં તે તેના સમગ્ર સ્વરૂપને આવરી લે છે. અને તે ઉપર ચિત્રશિલ્પ કે વિજ્ઞાનના નવા પ્રકારો ઉભા કરવાનો અધિકારી બની જાય છે. તેનું ચિત્ત ચપળતામય હોવા છતાં ક્રિયાકરતા સ્થિર અને ધ્યાનસ્થ બનવા માંડે છે. તેની ઇંદ્રિયો માત્ર તેની જ્ઞાનેન્દ્રિયને આધિન બની તેની સૌ શક્તિઓને આંતર અનુભવ તથા દર્શનનું બાહ્ય પ્રકટીકરણ આપવામાં રોકી લે છે. એ જાણે તટસ્થ પુરૂષ બને છે, તેનું આંતર જગત બાહ્ય જગતને ભેટે છે અને તેની સમગ્ર સમાધિનું યત્કિંચિત ફળ સર્જનદ્વારા જગતને આપી તે કૃતાર્થતા અનુભવે છે.





૯

## કલા જીવનની સુવાસ છે

ધરિત્રીના સર્વ રસો પીને વૃક્ષ પરિપુષ્ટ થાય છે. તેથી ડાળીઓ અને ડાળીઓથી પત્રેપત્રે એ રસ પહોંચી પુષ્પરૂપે દર્શન દે છે. ફળ અને વૃદ્ધિના સુંદર દૂત સમું તે શોભે છે, સાચી કલાનું લક્ષણ આ જ હોઈ શકે. સાચી કળા જે પાત્રમાં પ્રગટે, તેને તો તે તૃપ્ત કરી જ દે છે અને સારા સંસારને પણ સનાતન પ્રાણમાં સાંકળી દેહજીવન વીસરાવી આત્મજીવનનો અનુભવ આપે છે. કૈંકના સૂતા પ્રાણને જગાડી ચેતનનો વિધવિધ અનુભવ કરાવે છે.

વીણાપર આંગુલીઓ નૃત્ય કરે છે. ત્યારે જ ગવૈયો શું કહે છે તે સમજી શકો. એને માટે શબ્દો ન હોય. એ સ્વરસૃષ્ટિની ભાષા જુદી જ રહેવાની.

ચિત્રકારની પીંછી રંગો લઈ ઘૂમે છે, ત્યારે આછી ડાળીઓ, સોનેરી પહાડો, નીલમનાં પાણી, હીરા જેવી ચમક મારતી આંખોની વાત કરે છે. એવી સ્પષ્ટ વાત શબ્દોથી અધૂરી અને અસ્પષ્ટ જ રહેવાની.

કવિતા શા માટે જન્મી ? વ્યવહારની વાણી તેને અનુકૂળ ન નીવડી, એનું રૂપ વ્યવહારથી નિરાળું બન્યું. એનાં માપ વ્યવહારમાં ક્યાંય નહિ દેખાય, છતાં કવિતા બ્રહ્માંડનો તાગ લઈ શકતી લાગે.

એવું બધું લાગે ત્યારે કલાની સુવાસ તમે લઇ રહ્યા છો, એમ માનજો.

કલા હોય, ત્યારે માણસ મધુર ગીત ગાય, મનોહારી ગૃહરચના કરે. સુંદર વર્તન જીવી જાય.

દુ:ખમાંય કલા જન્મે, સુખમાંય જન્મે, પણ એટલું નક્કી જ કે તેના વિધાતાનો તે પરમપ્રિય તત્વ હોય.

દુ:ખીનું તે આશ્વાસન છે, તેની અપૂર્ણતાઓને તે પૂર્ણ બનાવી દે છે. અતૃપ્તિ ટાળી દે છે.

સુખીને તે સુખની બરોબર કદર કરાવે છે, રસનો કટોરો પૂરો ભરી દે છે.

ઝૂંપડીમાં વસતા વાલ્મિકીને કલા પ્રાપ્ત થઈ અને રામાયણ રચાયું. તેમણે જીવન ધન્ય કર્યું.

કવિશિરોમણિ કાલીદાસે વૈભવવિલાસ માણ્યા, પિછાન્યા અને તેમાંથી અખંડ રસની નદીઓ વહેતી કરી.

પત્નીના દુ:ખે રસિક શાહજહાને તાજ બંધાવ્યો.

જહાંગીરના વિલાસે આમામાં રસભવન ઉપજાવ્યાં.

કવિ જયદેવે ગીતગોવિંદ કેવી રીતે રચ્યું? જગતમાં વિરલ દામ્પત્ય ભોગવતા એ કવિએ રસનાં પાન કર્યાં અને જગતને પાયાં.

અને મીરાંબાઈ! રાણાજીએ વિષ મોકલ્યાં, કંડીઆમાં કાળીનાગ મોકલ્યો છતાં નટવરનાગરનું નૃત્ય તેનાં ગીતોમાં વિશ્વ આખું આજ પણ અનુભવી રહ્યું છે.

ગરીબ કાશ્મિરીઓ બરફની ઋતુમાં ઘર બહાર નીકળી શકતા નથી, ત્યારે કાશ્મિરનું સૌંદર્ય તેમના સુંદર વાસણોમા ગાલીચાઓમાં અને મનોહારી લક્કડકામમાં ઊડી આવે છે.

આજે યુરોપમાં કલાનાં અનેકવિધ તાલીમખાનાં હોવા છતાં પૂર્વના કંગાલોએ હાથે બનાવેલી ચીજોમાં જે સજીવ આનંદ છૂટતો દેખાય છે તે તેમના યંત્ર નિર્મિત સાફચટાક વાસણો અને રમકડામાં નથી પ્રગટતો.

કારણકે કલા જીવનની સુવાસ છે, કલાનું લક્ષણ સૌમ્ય જીવન છે. કલાવાન આત્મા જીવનની સર્વ ક્રીડાઓમાં એકતા જુએ છે. અનેક સૂરો મળી સંગીત બને છે. કલાકારો તેમના સર્વ વ્યવહાર યોગ્યરૂપે પ્રકટાવી સફળતા સાધે છે. જે માણસ પોતાના કામમાં પૂર્ણ રસ લઇ શકે છે તે પણ કલાકાર જ છે.

સ્પર્ધા, કીર્તિ અને બદલો કલાનાં વિઘાતકો છે.

હુકમ તળે થયેલ કવિતા, ચિત્ર કે ગાયનમાં કલા ભાગ્યે જ ઝળકી શકે.

કલાની ગેરહાજરી વખતે કારીગરી તેનો થોડો સંતોષ આપે—ખરી વાસ વિનાના ફૂલ શોભે એટલી.

કલાનું લક્ષ્યસૌંદર્ય ખરું, રૂપ નહિ. રૂપ એટલે ફૂલ પણ સૌંદર્ય એટલે સુવાસ. સૌંદર્ય અને રૂપ સાથે હોય ખરાં અને ન પણ હોય.

સૌંદર્ય શૌર્ય વિના ટકે નહિ, શૌર્ય રક્ષણ કરવાનું, પોતાના દુશ્મનોથી, દુષ્ટ વિકારોથી, દુષ્ટ રિવાજોથી,–સંયમના શૌર્ય વિના સંપત્તિ ટકે નહિ. સૌંદર્ય અને શૌર્ય ન હોય તો કલા જન્મે જ નહિ.

સંગીતાચાર્ય. કલાકાર કે સાક્ષરમાં અભ્યાસ અને ઉપાસનાનું શૌર્ય ન હોય તો એમની સૌંદર્યભાવના વિલાસરૂપ થઇ જાય, કલાનો પોષક આનંદ ન મળે પણ ભ્રષ્ટતાનો નિર્વેદ થાય. સ્વર્ગથી સરી નર્કમાં ગબડી પડે. આપણે ન ભૂલવું કે "કલા જીવનની સુવાસ છે."









## ૧૦
## સર્જકતા

પ્રભુતાની પ્રસાદીનો અદ્‌ભુત અંશ, એક અદૃશ્ય અને સૂક્ષ્મ તત્વ માનવી માત્રમાં રહેલું છે. એનો પ્રભાવ એના પ્રત્યેક સ્વતંત્ર હલનચલન, વિચાર, વાણી અને ક્રિયામાં પ્રકટ થાય છે. પણ એની સિદ્ધિ તો એનાં વ્યક્તિગત સંકટો, આફતો, અગવડો વગેરે હટાવવાના કે તેનાં નિરાકરણો શોધવાના પ્રસંગોએ જ સમજાય છે. ત્રાસ, દુઃખ, રોગ તથા ભયથી શિથિલ અને મંદ પડેલા જગતમાં ઉલ્લાસ અને આશા, આનંદ અને ઊર્મિ પ્રગટ કરનારાં સાધનો સાહિત્ય તેમજ વિચાર ઉત્પન્ન કરનારાઓ પણ સર્જનસ્વામી બને છે. એ શક્તિના વિકાસ વિના રાષ્ટ્રો અને પ્રજાઓ અતિમૂઢ બની સત્વર નાશ પામે છે. એ શક્તિનો વિકાસ પ્રગતિશીલ રાષ્ટ્રોનું અનુષ્ઠાન છે.

તૈયાર સામાન સરંજામ અને સાહિત્યની જ્યાં બજારો ભરી છે એવાં આ શહેરમાં સર્જકતાનું મૂલ્ય સમજાવવું મુશ્કેલ છે. છતાં બજારોના સંચાલકો, અને ઉદ્યોગપતિઓની નજર લેબોરેટરીને ખૂણે બેસી રસાયણો, યંત્રો, ગણિત અને અનેક નવા અગોચર જ્ઞાન તથા વિજ્ઞાનના પ્રદેશોમાં યથેચ્છ પરિભ્રમણ કરી રહેલા વિરલ સંશોધકોનાં પરિણામો પર મંડાઈ રહી હોય છે. મહાન વિશ્વવ્યાપી યુદ્ધોના સેનાપતિઓ કે રાજ્ય સંચાલકોની મહેચ્છાઓ રાષ્ટ્રની એવી કોઈ એકાદ ઓરડીમાં વિકસી રહેલ સર્જકસ્વામીની આરાધના

પર વિજયની ઘડીઓ આંકે છે, સમૃદ્ધિનાં સ્વપ્નાં જુએ છે. એમની શકિતની પિછાન જે દેશોને થઈ છે તેઓએ પોતાના રાષ્ટ્રના પ્રત્યેક માનવીમાં જ્યાંજ્યાં સર્જકતાનો અંશ હોય કે દેખાય ત્યાંત્યાં તેને ઉત્તમ સહકાર અને વાતાવરણદ્વારા વિકસાવી વિરાટ વૃક્ષ રૂપે ફળ દાતા થાય એવી શિક્ષણ પ્રણાલીઓ યોજી છે. અને જેમ જેમ સમય જાય છે તેમતેમ વધુ ને વધુ સર્જકતા ખીલવવા માટે એ પ્રણાલીઓ સુધારતા જાય છે.

આપણે ત્યાં તો સર્જકતાને પિછાનવા જેટલી યે અંકકલ-સામગ્રી કેળવણીના કારખાનામાં સંઘરવામાં આવી નથી. અનેક નાનામોટા અનુભવો અને અવલોકનોને સાંકળતો વિચાર જ્યારે કલ્પના પર સવાર થાય છે ત્યારે જ સર્જન પ્રગટે છે. સ્વરૂપ લેવાને તે અનેક માર્ગો શોધે છે. અવાજ ઢીલચાલો, રંગો, લાકડાં, ખીલા તાર કે ધાતુઓના સંયોગોમાંથી, નહતું એવું પણ મનમાં અટવાતું સ્વરૂપ બહાર ઉપજાવવાની દરેક મથામણ સર્જકતાનો પ્રકાર છે. પણ આંખો મીચીને three R's.–ત્રણ પાઠય વિષયોનો નશો ચડાવી તૈયાર કરવામાં આવેલાં વાચન, લેખન અને ગણિતના ચોથાંમાં બાળકની બધી પ્રવૃત્તિઓને નિષેધાત્મક પંજાથી ગૂંગળાવી મારતા શિક્ષકોએ સર્જકતાને માનવીની પ્રાથમિક અને આદ્યશકિત તરીકે પિછાની કે સન્માની નથી.

ઈંગ્લંડમાં એક છોકરાએ ઉકળતા પાણીની કીટલીનું મોઢું બંધ કર્યું તે પહેલાં તેના મનમાં કેટલા વિચારોએ ગડમથલ કરી હશે એ તો એ જાણે, પણ જે ઘડિએ તેણે ઉપરનું ઢાંકણું ઊછળી પડતું જોયું તે ક્ષણે નવાં બળો અને શકિતઓને જગતમાં માર્ગ મળી ગયો. અને આજે વરાળયંત્રે જગતની સંપત્તિમાં શી ઉથલપાથલ કરી નાખી છે તેનો હિસાબ પેલા ત્રણ વિષયો કર્યા કરે તોયે પાર આવે એમ નથી.

આપણી કેળવણીએ આવી અનેક સર્જક અને મોલિક શકિતઓના વિકાસના માર્ગો પોતાના વહીવટી ધારાધોરણોના અંકુશોથી

સદંતર બંધ રાખી હિંદની પેઢીઓના અવતારમાં આગ ફૂંકી દીધી છે; કારીગર અને ઘડતર કરનારી કોમોને એ ત્રણના જ્ઞાનના અભાવને કારણે જ નાગરિક પંક્તિમાં નીચી ગણી, એટલે તેમનાં બચ્ચાં પણ આજે બાપદાદાનાં ઓજારો મૂકી ઓફિસના કામદારો કે કારકુનો બની ગયા અને દેશની સંપત્તિ તથા શક્તિ અળપાઇ ગઇ, દેશની જરૂરિયાતો ઉપજાવનારા અસંખ્ય કારીગરો અને ક્રિયાવાન કુટુમ્બોની કારકિર્દી મંદકાઇ ગઇ. યુરોપ, અમેરિકા અને જાપાને જ્યારે એના ધંધા અને કારીગરીનાં કેંદ્રોમાં તેમની ધંધાની કારકિર્દીનો ભોગ લીધા વિના તેમને ઘર આંગણે ધંધાની વિશેષ તાલીમ અને તેમની સગવડે અક્ષરજ્ઞાન આપવાની યોજના કરી છે, ત્યારે આપણે ઊલટી જ રીતે તેમને કામ ભૂલાવ્યા છે. આપણે જે પેઢી સરજી છે તેની આગળ હવે અવસર વીત્યા મેહુલાની જેમ એન્જીનીઅરિંગ કે સાયન્સ કોલેજના થાળ ધરીએ છીએ, અને થાકેલા બળદિયા જેવી મોટી ઉંમરે એકાદ ડીગ્રી લઇ બહાર પડતાં કોઇ ખાતામાં નોકરી લેવા પૂરતી જ તેમને એ સંસ્થાઓ ઉપયોગી બને છે. નવાં સાહસો ઊભાં કરી નવી યંત્ર રચનાઓ કે સંસ્થાઓ સર્જે, નવા પદાર્થો ને નવી સામગરીઓના પ્લાન કરનારા સર્જકતાના થનગનાટવાળા યુરોપિયન વિશારદો આગળ તેમને શાગિર્દ બનવું પડે તો નવાઇ નથી. એનું કારણ એમની મહેનત અભ્યાસ કે ચિંતન ઓછાં છે એવું નથી. જે વખતમાં મનુબાળક જગતને અપાર કુતૂહલથી જોવા લાગે છે, પ્રત્યેક નવી લાગણી નવો અનુભવ નવી સુરાવટ કે રંગના પ્રકારોથી તેનું હૃદય નાચી ઊઠે છે, આલ્હાદ અનુભવે છે, અને પોતાની રીતે તેની લીલા સમજવા કે માણવા ઇચ્છા કરે છે, તે વખતે તે તેને માટે પ્રયોગો અને સાહસ કરવાની ઉતેજારીઓ પણ સેવે છે. એવા વખતમાં તેને પ્રોત્સાહન કે પોષણનો સર્વપ્રકાશ અને ખાતર પાણી આપવાને બદલે એ કળી-ફૂટતા રોપ ઉપર ખાતાએ તૈયાર કરેલા મામૂલી અભ્યાસક્રમના ટોપલા ઊંધા

વાળી દેવામાં આવે છે. અને પરીક્ષાની નજરે કંઈ થયું છે કે નહિ તે જોવા દરસાલ પ્રયત્ન થાય છે.

અમે ધારેલા આંક, અમે ધારેલા જવાબ, અમે નક્કી કરેલ સુખપાઠો જેમને આવડયા તેને અમે લાયક ઠરાવ્યા. કોઈ છોકરાએ માટીના ગોળા કર્યા, કોઈએ નદીની રેતીમાં ઘર બાંધ્યાં, કોઈએ ગામની ભીંતો પર ચીતરામણ કર્યાં, કોઈએ ઘરની રમતો કરી કે કોઈએ ઢીંગલીઓ શણગારી, કોઈએ વળી નાટકો કર્યા કે કૂતરાં પાળ્યાં એ બધીને તો અર્થ વગરની, અવતાર વ્યર્થ કરનારી પ્રવૃત્તિઓ ગણી શિક્ષકો અને મા-બાપોએ બેમાં મળી નિંદી છૂંદી નાખી.

કેળવણીના આ ભયંકર કાવતરામાં દેશની કેટલીએ ઊગતી શક્તિઓ છેદાઈ ગઈ. તેની કલમો પર આજે હજારો ગ્રેજ્યુએટોના આંકડા બતાવી તે ઢાંકી દેવામાં આવે છે. પણ શરીર અને મનની લાચારી, કામ તરફનો અભાવ, સમાજ પ્રતિ તિરસ્કાર અને સાહિત્ય તથા કળાના રસો સમજવાની બધિરતા જોઈ કરોડોના ખર્ચે ઊભું કરેલું એ કેળવણીનું યંત્ર કેટલું કામનું છે તેનો પ્રશ્ન ઊભો થાય છે.

કેટલાયે નૂતન-શિક્ષણ-વિશારદોએ લાખો બાળકોનાં વૈજ્ઞાનિક અવલોકનો કરી એવું નક્કી કરી કર્યું છે કે મનુષ્યની સૂક્ષ્મતમ શક્તિઓ અને ઇન્દ્રિયગમ્ય ઊર્મિઓનો સાચો વિકાસ ૩થી ૧૩ વર્ષમાં જો સાધી લેવામાં ન આવે તો તેનાં દ્વાર હંમેશ માટે બંધ થઈ જાય છે. આ વર્ષોમાં તેના મનની જિજ્ઞાસાઓ, કલ્પનાઓ અને સાહસવૃત્તિ આસપાસના જગતમાંથી પોતાને પોસાતો રસકસ ખેંચી પ્રૌઢ બનવાની તાલીમ અને પ્રક્રિયા કરે છે. પૃથ્વીના પેટાળમાં અનેક રસાયણો પડ્યાં હોય છે. પાણી, હવા અને સૂર્યપ્રકાશ પણ બધે એક સરખાં હોય છે. છતાં પ્રત્યેક બીજક એ બધાનાં સંયોગોમાં પડતા પોતપોતાના તત્ત્વ પ્રમાણે ભીતરમાંથી માર્ગ કરી બહાર અનોખા વૃક્ષરૂપે દર્શન આપે છે. સંસારના આ નિયમમાંથી માનવી પણ અપવાદ ન થઈ શકે. કોઈ નહિ કદી શકે કે એ માનવ

બીજાકો એકસરખાં છે અને એકસરખાં રહેશે. પ્રત્યેકનાં શરીર, મન અને ભાવનાઓના અંકુરો જુદા હોય છે, એ તો દરેક જણ અનુભવથી કહી શકશે. પ્રત્યેક જણ મોટી ઉંમરે પણ પોતાના ધ્યેય અને વિકાસ માટે જુદાં જુદાં સાધનો અને સમાગમનો લોભ સેવે છે, અને જેને એ તકો સાંપડે છે કે જે મેળવી શકે છે તે પોતાના જીવનમાં નવો પ્રકાર ઉપજાવી શકે છે. તો પછી જે વય વિશેષ અસર ગ્રહણ કરી શકે. સંસ્કાર અને ઊર્મિનાં આંદોલનોની જે વયે તીવ્રતા હોય એવી વયતે જો પોતાની તકો અને સાધનોની છૂટ રહે તો તેના પરિપાકને અને સંવૃદ્ધિને કેટલો લાંબો સમય મળી જાય! જીવનનો હિસાબ રાખીને પણ જો આ વયનો ઉપયોગ કરવામાં આવે તો મોટી ઉંમરે સર્જરી, ઇજનેરી કે રસાયણી પ્રવૃત્તિમાં પડનારાને અક્ષર સિવાય સ્પર્શ, ગંધ, સ્વર કે શરીરબળની કેટલીયે ક્રિયાઓ વહેલી સાધ્ય થઈ જાય, અને તેની કિંમત કેટલી બધી ગણાય.

પરંતુ બાલવયની સર્જકતા માત્ર મોટી પદવીની તૈયારીઓ કે અભિલાષાના આકર્ષણે નમે એ ખોટું છે. ખરી વાત તો એ છે કે, પ્રત્યેક માણસમાં પોતાની સામેની પરિસ્થિતિમાંથી માર્ગ કરવાની, પોતાનાં સાધનો મેળવવાની કે ઉત્પન્ન કરવાની અથવા વેપાર કે વહીવટના નવા પ્રકારો ઉપજાવવા માટે સ્વતંત્ર વિચાર અને વ્યવહાર કરવાની શક્તિ કેળવવાની જરૂર છે. આ વાતનો સ્વીકાર કરી, બાળકને પોતાના ક્ષેત્રમાં તેનાં મંડાણ કરવાની સગવડો અને સમય આપવાં જોઈએ. સુતાર પોતાનાં ઓજારો લઈ બહાર નીકળે છે ત્યારે તેને ખબર નથી હોતી કે કોઇને ત્યાં શું સમારકામ કરવાનું છે, પણ વસ્તુ જોયા પછી તે તુરત ખીલા, મિજાગરાં, ચીપો કે લાકડું લઇ જોઇએ તે સગવડો કરી આપે છે. આવી તૈયારી જીવનના પ્રત્યેક ક્ષેત્ર માટે હોવી જોઇએ.

લેખન, વાચન, ગણિત માણસના મુખ્ય વિષયો ન બનવા જોઈએ, પણ તેની સામાજિક પરિસ્થિતિનાં સેવક સાધનો તરીકે

સ્વીકારાવાં જોઈએ. તેમાં પણ ખાસ કરીને શિશુ વયમાં જ્યારે તેની ઉપયોગિતા અને જરૂરિયાત સમજાયાં ન હોય તે વખતે તો તે બાળક પર આવરણ અને બોજો કરનારાં જ બને છે. તેની રમતોમાં કે તેની સર્જક પ્રવૃત્તિઓમાં જેમ જેમ જરૂર ઉપસ્થિત થાય, તેને ગણવાની, માપવાની કે તોળવાની જરૂર જેમ જેમ પડે તેમ તેમ જે ઉમંગથી તે તેનું જ્ઞાન લેવા તૈયાર થશે, એટલું તેને પ્રિય, સરળ અને સાદું બીજી રીતે નહિ જ બનાવી શકાય. ગરબા કે રાસના પ્રકારોમાં તેને એક જોડી બીજું પગલું લેતાં કદમનું કે અંતરાનું ભાન થાય છે. તેને પણ એક ગણિત જ કહેવું જોઈએ. કાગળો કાપતાં સરખાં માપ કરવા માટે ગડી પાડવી, માટીના ગોળા એક સરખા કરવા વગેરેમાં ગણિતી અંદાજની તાલીમ છે. નાટકો, ગીતો, રંગરચનાઓ આદિ તેની સાહિત્યકલાનાં પોરણો ઘડે છે. વાળવું, ઝાડવું, શણગારવું વગેરે તેનો કાર્યપ્રેમ અને મમતા કેળવે છે. એ બધાને યોગ્ય માર્ગ અને સગવડ આપી નવા પ્રદેશો રજૂ કરવાનું કામ શાળા ન કરી શકે તો શાળાઓને બાળકોની જેલો સિવાય બીજું નામ ઘટે નહિ.

અક્ષર અને ગણિત એ તો માણસની જમાનાઓએ પરિપક્વ કરેલી શોધો છે. પણ માણસની સ્વર–પરીક્ષા, રંગ-પરીક્ષા અને ગંધ–પરીક્ષા એ તો તેની આદિ શક્તિઓ છે. તેનાથી થતી ઊર્મિઓ અને ઉપજતા વિચારોનો અમલ તેના હાથ અને પગનાં આંગળાં, અને સપાટીઓ કરી આપે છે. અક્ષર અને ગણિત યુગ પહેલાં લાખો વર્ષોથી માણસે એટલી શક્તિઓના આધારે તો નાગરિક જીવનનાં સુખ, સાહિત્ય તેમ જ અનેક સમૃદ્ધ કલાકૃતિઓ જગતને વારસામાં આપી છે. તેનો વિકાસ અને નવા નવા આવિર્ભાવ કરવાની શક્તિ એ જ માનવીની સર્જકતા છે.

એ સર્જકતા શી રીતે સિદ્ધ કરી શકાય?

આપણે જાણીએ છીએ કે માનવીને સંસારના વ્યવહારોમાં

મુખ્ય સાધનો તરીકે તેની પંચેન્દ્રિઓ અને હાથપગના આંગળાં જ કામ આવે છે, અને તેના વિવિધ ઉપયોગ અને પ્રકારો શોધવામાં તેની બુદ્ધિ સહજ પ્રેરણા કરી રહી હોય છે. બાળક જન્મે છે ત્યાંથી શ્રુતિ, દર્શન, સ્પર્શ સ્વાદ કે ગંધથી તેનો અંતરાત્મા બ્હારના જગતનો અનુભવ લઇ રહ્યો હોય છે, અને તેની ઇચ્છાઓને ફલિત કરવાને તેના હાથ પગ ગતિમાન બને છે. આટલી જ સંપત્તિ લઈ આવેલા મનુષ્યે તો વીસ પચીસ હજાર વર્ષોમાં તેની સર્જકતાના બળે પાષાણનાં ઓજારોનો યુગ વટાવી શિલ્પ, ચિત્ર, સ્થાપત્ય, વણાટ, વાહન અને યંત્રના અને વિજ્ઞાનના પ્રકારોથી જગતની સમૃદ્ધિમાં કેટલો ગજબ કરી નાખ્યો છે એનો ઇતિહાસ જોઈએ છીએ તો અક્ષર, વાચન અને ગણિત તો માનવીની ફુરસદની એક રમત લાગશે. અને માનવીની સર્જકતા ખીલવવાની તકલીફમાંથી શાળાઓ કાયર બનેલી છે તેનું કારણ તો છાપેલ જ્ઞાનની તૈયાર પોથીઓ સિવાય બીજું કંઈ આપવાને કે સમજવાને શિક્ષકવર્ગ તૈયાર નથી. આ શિક્ષકવર્ગ જ એક લાચારી અને બેકારીએ કાજલ પાડેલો નોકરી ભૂખ્યો સમાજ છે. એટલે એની પોતાની સ્વયંસ્ફુરણા અને સર્જકતા, પરીક્ષા, બેડ અને ઉપરીના અભિપ્રાયની ચિંતામાં ઓસવાઇ જાય છે. ગોખણ અને દબાણથી તૈયાર કરેલા વિષયોની પરીક્ષાઓ દ્વારા વિદ્યાર્થીઓની સ્વપ્રેરણા અને દાર્શનિક પ્રજ્ઞાને રીતસર ક્ષયરોગ લાગુ પડે છે. ઇતિહાસની સાલો જાણો,રાજાઓના જન્મમરણની તારીખો યાદ રાખો પણ તેના જમાનાની એક પણ વસ્તુ, શિલ્પ કે પોશાકનો નમૂનો ઓળખી ન શકો એવી બુદ્ધિ શું કામની?

વાચન, લેખન કે ગણિત દુનિયાનો વ્યવહાર કે ગરજ પડે જરૂરનાં છે એમ લાગે ત્યારે જ તે શીખવાનો રસ જાગે છે, પણ મનુષ્યની પ્રાથમિક ઊર્મિ તો જગતના દશ્યવાન અને સ્પર્શણીય પદાર્થોની શક્યતાઓ અને સિદ્ધિઓ પર કાબૂ મેળવવા તલસી

રહે છે. એટલું જ નહિ પણ તેના સંસ્પર્શથી કે ધ્યાનથી કે આસ્થિથી થતાં સ્પંદનો અને આનંદને વ્યક્ત કરવાની તીવ્ર ઇચ્છા તેને પ્રકટે છે. એટલે જ તે પૃથ્વી, વાયુ, જળ, આકાશ કે તેજના પ્રકારોની વચ્ચેથી જીવનનો વિકાસમાર્ગ શોધવાની તેને કુદરતી જ પ્રેરણા થયેલી છે. આ વૃત્તિનો અવરોધ કર્યા વિના તેને યોગ્ય માપ અને લય મળી રહે, ક્રિયા અને પદાર્થોના અટપટા મેળ સાધી તે નવવિધાન કરી શકે એવા વાતાવરણ અને તાલીમને જ આપણે સર્જક શિક્ષણ કહી શકીએ.

જેવું બાળક પગ માંડતું ઉંબરા બહાર નીકળે છે કે સ્લેટ, પેન અને ચોપડીઓની નોટિસો લઈ ઊભેલા મોટા માણસો વિશે તેની કલ્પના કથાના રાક્ષસો જેવી જ હોય છે. આ ચીજો વિના શાળાની શક્યતા જ કોઇ સ્વીકારતું નથી. એવા સમાજમાં બાળકની પોતાના વિકસવાની શક્તિ વિશે કેટલીક અશ્રદ્ધા છે એ જણાઈ આવે છે. એને સમજ જ પડતી નથી કે મોટાં માણસોએ કાગળના અને ચોપડીઓના ચોકડા શા માટે ભેગા કર્યા હશે. તેની સૃષ્ટિમાં તો તેની માતા ગીડી વાનીઓ બનાવે છે તે અદ્ભુત વ્યક્તિ છે. નજીકમાં એક કડિયો ઈંટ પર ઈંટ મૂકી મકાન બનાવે છે તે ચમત્કાર લાગે છે; અને સુથાર ફરસી કે કરવતી ચલાવી નવી નવી ચીજો બનાવે છે તે ખરો ઉપયોગી નર દેખાય છે. પાણીમાં તરતી હોડી તો કોઈ વાર્તાનું દૃશ્ય લાગે છે અને પંખીઓના કલરવ કે વાજીંત્રોના સ્વરો તેના હૃદયને નાચતું કરી મૂકે છે. આવી તિલસ્માતિક અજાયબીઓની સૃષ્ટિમાતા રોજ રોજ સાયં પ્રાતઃના રંગોનો કોઇ તાલ જુવે છે અને રાત્રીના તારાભર્યા આકાશને ગહન મૌન આંખો માની મુગ્ધપણે જોઈ રહે છે, એ બધાને ગુંથી લેતી રસભરી પરીકથાઓ પુરાણ કથાઓમાંથી તે પોતાનો સૃષ્ટિસાથેનો એક કલાત્મક સંબંધ સાધી વાસ્તવિકતાના જગત તરફ કદમ ભરે છે. દરેક કાર્યમાં તેને કોઇ સ્વપ્ન કે દૈવી અવાજ સૂચના કરતો હોય

એવી ભાવના સેવે છે, અને એ રીતે તેની સૂક્ષ્મ શક્તિઓને ચેતના અને આવિર્ભાવ આપવા મથે છે. એના એ આંતરજગતમાં કોઈક જ શિક્ષક કે વડીલ ડોકિયું કરી શકતું હશે અને કરી શકે. તેને જણાય કે જે ચિંતા અને કાળજીથી પુખ્ત વયનાં માણસો પોતાના જીવનનું ભાવી ઘડી રહ્યાં હોય છે તેટલી જ વેગવંત અને પ્રગતિમાન અવસ્થા બાલ માનસમાં પણ ખીલી રહેલ છે. "અહો આચ્છાદક ગગન કે પરમ પવિત્ર તારાગહન અંતરો પ્રકાશનાં અથાગ ઊંડાણ ! તારી ઉજ્જવળતામાં હું ગુમ થઈ જાઉં એ જ મારી સરળ ભાવના છે." નીત્સે.

કુદરતની અપાર શાંતિ અને જીવનના ગૂઢ એકાંતમાં સર્જનનું બીજ રોપાય છે. નિરાકાર તત્ત્વો સાકાર થવાને ગતિમાન બની જાય અને અનંત બ્રહ્મમાંથી ચૈતન્ય નિરવધી રૂપો ધારણ કરે છે. કુદરતની આ રંફોટન ક્રિયા એકમાંથી અનેક થવાની ક્રિયા શું આકસ્મિક કે આકસ્મિક છે? તેને વેગ આપનાર ચૈતન્ય અને તેને આધારે જમાવટ કરતી રૂપસામગ્રી કંઈ જ નિયમ પ્રમાણ કે કાલમાન વિના જ સર્જન કરી રહી હશે? વિચારકો આ સર્જન ક્રિયાના ત્રણ સ્વરૂપો કલ્પે છેઃ બીજારોપણ, પરિપાલન અને નવસર્જન.

સમુદ્રને તળિયે રહેલી જીવ સૃષ્ટિથી માંડી માનવીના વિરાટ અને પરાક્રમી સર્જનો જોઈશું તો એક સળંગ વિકાસ રેખા તે સર્વમાં દોરાએલી દેખાશે. પ્રત્યેક જીવ પોતાના વાતાવરણનો આશ્રય લઈ પોતાની ભાવી વિકસિત આકૃતિ અને પ્રકૃતિ ઘડી રહ્યું જણાય છે, અને તે ઘડવાની અને ટકી રહેવાની શક્તિ પણ તેના ચૈતન્ય બળને જ આભારી હોય છે. સૃષ્ટિનું સર્વોત્તમ નિર્વાણ માનવમાત્ર એ જ ચૈતન્ય બળના આધારે નવા આદર્શોની સીડીઓ પર ચઢી રહ્યો છે. અને તેના પૂર્વગામીઓના સંસ્કાર અને બુદ્ધિના વારસનો ઉપયોગ અને કસ વાપરીને તેની હયાતિ અને સંસ્કૃતિને સમૃદ્ધ અને સુખપૂર્ણ બનાવી શક્યો છે.

આજથી બાળ અવસ્થામાં ઇંદ્રિયગમ્ય અનુભવો અને સંસ્કારો દ્વારા મનુ પ્રાણી વડેલામાં વડેલી તકે આગળ થતા મથે છે. તેને કુદરતે બક્ષેલ એ સમયમાં કોઈનાં ચોકઠાં કે કૃત્રિમ ભાવનાઓના પડછાયા તેના પર સારી યા બૂરી અસર કરી તેનો કુદરતી વિકાસ રોકે છે અથવા તેની જાતે વધવાની શક્તિને રૂંધે છે. કઠોર શબ્દો, કદરૂપા આકારો, બિહામણા દેખાવો, ત્રાસજનક તાલીમો બધું તેની શક્તિને હણનારૂં બને છે એવું ડાયનામો મીટરથી સિદ્ધ થયું છે.

કોઈ પણ કરૂપ કે ભયંકર સ્થિતિ કે વસ્તુની સમીપમાં કોઈ પણ માણસ દીન અને નિરાશ દેખાશે. સબળ બનવાની શક્તિ, ઇચ્છા, સ્વમાન બધુંય ત્રાસના વાતાવરણમાં ઓસરી જાય છે. પણ સુંદર અને સાત્વિક વાતાવરણમાં તે ઉલ્લાસ પામે છે, વૃદ્ધિગત થાય છે. આવી જ બાળકની નવસર્જનની અવસ્થામાં સુંદરતા, શાંતિ અને સાત્વિકતાનું વાતાવરણ અને ગોઠવણ આવશ્યક બને છે. પછીનું કામ બહુ સરળ બને છે. બાળક પોતે જ પોતાના વિકાસના કામો શોધી લઈ શરીરબળ વધારવા દોડે છે, ચડે છે ગબડે છે. તેના આંગળા અને હથેળીઓ વડે અનેક પદાર્થો પકડીને જુએ છે. ફેરવીને નીરખે છે, પછાડીને પણ કંઈક ખાત્રી કરે છે અને નવું ભાન પ્રાપ્ત કરે છે. આ ભાનની સાથે પદાર્થોના રૂપ, રંગ અને ગુણ સમજવાની તીવ્ર આકાંક્ષા હોય છે. એ આકાંક્ષા પદાર્થ પ્રાપ્ત કરી કે તેની નકલ કરાવે તે પૂરી કરે છે; મનમાં આવેલાં સ્વપ્નોની તે પરિકથા કરે છે; અથવા વેશ કે અભિનયથી તેનું પુનઃસર્જન કરે છે. અવાજ, આલાપ, નૃત્યના કૂદકા, તાળીઓ કે વાજીંત્રો એ બધામાં તો પોતાના દિલના પડઘા વ્યક્ત કરવા મથામણ કરે છે. આ કાળે તેને એવા જ પ્રકારોના સંપૂર્ણ સ્વરૂપો કે સંપૂર્ણ પ્રકારો મળી જાય તો તેને પરમ સંતોષ અને તૃપ્તિ થાય છે અને અનિયંત્રિત સર્જન પ્રવાહને કલાકૃતિઓ દ્વારા નવાં પ્રમાણો અને માપોનો ટેકો મળી જાય છે. ભાષા અને વ્યાકરણો કરતાં સુંદર ગીતો અને કથાઓ વધુ રોચક અને પ્રેરક થશે,

ખાલી કસરતોના દાવ કરતાં નૃત્ય અને રાસનાં ડોલન અને તાલમાં શ્રમનો ખ્યાલ ભૂલી જવાશે; અને સૌથી વધુ અગત્યનાં તે આંતર અનુભવોને વ્યક્ત કરનાર દશ્ય અને સ્પર્શકલાના પ્રયોગો બાળકના જીવનમાં અપાર આશા અને શક્તિનો સંચાર કરી મૂકશે. માટીના પિંડા કરતાં અનેક આકારો અને પદાર્થોનું ઘનત્વ અને શરીર સમજવાની બુદ્ધિ ખીલે છે.

રેખા અને રંગના પ્રયોગો કાગળોના કટકાથી ટૂસીંગોથી કે ભીંત સુશોભનથી બાળકની આંખમાં જે વેધક નિરીક્ષણ શક્તિ મૂકશે તે કઈ શાબ્દિક વર્ણનોથી સફળ બનવાનું નથી.

હજી સુધી કોઈ માનસશાસ્ત્રી ખાત્રીથી નથી કહી શકતા કે અમુક બાળક તે અમુક જ શક્તિવાળું થાય એવી કોઇ શક્યતા છે યા નહિં, અને જો કોઈ ભાવી વિકાસને માટે ખાત્રી આપવા સમર્થ હોય નહિ તો આપણે બાળકમાં રહેલી બીજક શક્તિ અને મળેલા વાતાવરણમાં જ સારામાં સારો ઉપયોગ કરી લેવો જોઈએ. બાલજીવનના પહેલાં કીમતી બાર કે તેર વર્ષોમાં તેની સર્જક કે વિધાયક શક્તિનુ અસ્તિત્વ કે અભાવ જાણી લેવો જોઈએ. એ વયમાં તેના મનના પાતાળમાંથી ઉત્પન્ન થતા આકારો, ભાવોને તે માટી, પથ્થર, લાકડું, રંગ કે કોઈ ક્રિયા દ્વારા વ્યક્ત કરી શકે એવો પ્રબંધ થવો જોઇએ. કોઇ રખે-ડર રાખતા કે આથી કળાકારોની ભરતી જગતમાં વધી જવાની. એવું થશે તે દિવસે સમાજની જરૂરિયાત પ્રમાણે ચડતા દરજ્જાના કલાકારોને જ તેમને યોગ્ય તાલીમ આપીશું અને બીજાઓને જો તેમની વિચાર કલ્પના સૃષ્ટિ કેળવાયેલી હશે તો બીજા અનેક પદાર્થો અને ઓજારો દ્વારા જગતની સમૃદ્ધિ વધારવાની ખૂબ જ તક મળશે.





૧૧

## યુદ્ધ અને કલા

યુદ્ધની અસર માનવીની હરેક પ્રવૃત્તિ પર થાય છે. ધંધા તૂટે છે, વ્યવહાર બંધ થાય છે. નાણાંનાં મૂલ્ય બદલાઈ જાય છે. તો કળા જેવો માનવીનો એકાંતિક વ્યાસંગ અને શાંતિપ્રધાન સંસ્કારોનું વાહન શી રીતે નભી શકે? જ્યાં કળાની કૃતિઓનું સંરક્ષણ જ અશક્ય બન્યું છે ત્યાં નવાં સર્જનની આશા કોણ રાખે?

બૉમ્બના આક્રમણોમાંથી બચવા ધનિકોએ સૌથી પહેલાં નગરો છોડ્યાં, એટલે કલાકારોના નિર્વાહનું એક મોટું બજાર બંધ થયું. મ્યુઝિયમો અને સંગ્રહસ્થાનોની અમૂલી કૃતિઓને દૂર ખસેડી દેવામાં આવી છે. પણ કલાકારને તો પોતાના કુટુંબને શી રીતે નિભાવવું તે પ્રશ્ન ખડો થઈ ગયો છે.

નવાઈની વાત તો એ છે કે, જગતના પૂર્વકાળના યુદ્ધ પ્રસંગોએ જ મહાન કલાકૃતિઓને જન્મ આપ્યો છે. રામાયણ, મહાભારત અને હોમરનું ઈલિયડ એ કાળના તોબાહ જંગોની અપૂર્વ સ્મૃતિઓ બન્યાં છે અને કાવ્ય, ચિત્ર અને શિલ્પની સૃષ્ટિમાં અનેકાનેક સ્વરૂપે પુનરાવૃત્તિ પામ્યાં છે. એક તરફથી કલાકારનો આત્મા યુદ્ધના અમાનુષી પ્રસંગોથી વ્યાકુળ થઈને દાઝી રહ્યો છે, અને બીજી તરફ કોઈ ભાવી સમુદ્ધારની આશાએ આ યુદ્ધના પ્રસંગોની દારુણ વેદના સહન કરી શકે છે.

યુદ્ધપ્રચારકો અને સેનાનીઓ તો કહે છે કે ચિત્રકારો, કલાકારો, અને કવિઓ યુદ્ધમાં મોટો ફાળો આપી રહ્યા છે. એ ફાળો કયો ? યુદ્ધમાં પ્રજાજનો જોડાય, દ્રવ્યની સહાય આપે, યુદ્ધસામગ્રીનાં કારખાનાંમાં સહાય આપે, રક્ષણ કે ભયને વધાવવા શૌર્ય પૂરે એવાં ચિત્રો કાવ્યો કરી આપે તેને એ લોકો કલાકારોનો ફાળો કહે છે. એ કલાકારોનો ફાળો બેશક કહી શકાય પણ કળાના ભંડારમાં એ ફાળો નથી જતો. પહેલાં યુરોપી યુદ્ધમાં કેટલાંય પોસ્ટરો અને પ્રચારચિત્રો થયાં હતાં, તેમાંની કેટલીક કૃતિઓ આજે શિષ્ટ અને સંગ્રહનીય બની છે ? યુદ્ધપ્રવૃત્તિ જ કળાતત્ત્વનો ઇન્કાર છે. શાંતિ, પ્રેમ, મૃદુતા, દયા, પરોપકાર, આત્મત્યાગ, સહિષ્ણુતા વગેરેમાં જ મનુષ્યને કંઇક ઉચ્ચતરત્વનું ભાન થાય છે. કલાકારનાં ઊર્મિજળમાં આંદોલન થાય ચાય ત્યારે જ કળાનું સ્વરૂપ પ્રગટે. એવું કયું તત્ત્વ આ યુદ્ધો પ્રબોધે છે, કે તેનાથી યુદ્ધને અનુલક્ષતી કલાકૃતિઓ નિપજે ?

એ પ્રશ્નનો એક જ જવાબ હોઈ શકે કે યુદ્ધની અનિવાર્યતાઓ સ્વીકારતાં છતાંય યુદ્ધના હેતુઓ અને યુદ્ધની પ્રવૃત્તિ દરમિયાન કંઇક માનવો વ્યક્તિગત સ્વાર્પણ, સાહસ અને ધૈર્ય બતાવે છે, પ્રલોભન અને સ્વાર્થની તકોએ દૃઢતા બતાવે છે, અબળ અને નિર્દોષને બચાવવા શસ્ત્રો ઉપાડે છે, ત્યારે કળાકાર માનવીમાં પ્રકટ થયેલ પુરુષોત્તમને અર્ધ્ય આપવા એની મૂર્તિ કે એના શૌર્ય પ્રસંગને કળામાં સર્જી આત્મસંતોષ મેળવે છે. એની વીરતામાં તે દેશનું પ્રાણપ્રતિનિધિત્વ નિહાળે છે અને વ્યક્તિના પ્રભાવને દેશના વિરાટની અભિવ્યક્તિ બનાવે છે.

આજના હિંદી કળાકારને એવો પ્રસંગ અને પાત્રો સાંપડવાની તક ક્યાં છે ? જગત આખાનો ગ્રાસ કરી રહેલા આ યુદ્ધમાં એના દેશ બાંધવોની શી ગતિ કે સ્થાન છે એ વિચાર તેના મનને દુભવી રહ્યો છે. નિરાશા અને વિનાશના ધમસાણ વચ્ચે તે નીકરતા અને શાંતપ્રતિકાર કરતાં નરનારીઓ, તરુણો અને તરુણીઓ, માતા અને

પિતા, સરદાર કે સેવક કોઈ મહાન આશયથી પ્રેરાઈ પરાક્રમ અને સ્વાર્પણ કરી દેશની પ્રતિષ્ઠા રક્ષો, એવી તે પ્રાર્થના કરી રહ્યો છે. અને એવાના સાથમાં જીવન જીવવાના કોડ તે સેવી રહ્યો છે. એની કલા સર્જનની ભૂમિકા ત્યારે જ પરિપાક પામશે ત્યારે જ તેની પાસેથી અમર કલાકૃતિઓ જગતને સાંપડશે.









## ૧૨
# ચિત્ર કેમ જોશો ?

ચિત્ર કેમ જોશો ?—એવા આરંભથી આ લેખ લખવાની પ્રેરણા તંત્રીએ કરી છે. માનવી માત્ર સંસારને પ્રથમથી જોઈને જ ઓળખવા શીખે છે. પણ જોવા જોવામાં કેટલો ફેર ! દરેક જણ એક જ વસ્તુને જોવા છતાં તેનું ધ્યાન તો તેના સતત પરિચયવાળાં અંગોને જ સ્વીકારવાનું, અને તેની મનોભૂમિ ઉપર કોઈ સ્થળે તેનું ચિત્ર કરી સંઘરી મૂકવાનું અને પુનઃ તે જ છાપની સહાયથી મૂળ પદાર્થ દૃષ્ટિએ પડતાં પિછાનવાનું. આથી જ ચિત્રની વ્યાખ્યા આપણા પુરાણકારોએ આમ કરી છે કે, 'ત્રણે ભુવનમાં સ્થાવર જંગમ જે કંઈ છે તેનો સ્વભાવ પકડી તેના જેવું કરી બતાવવું તેને ચિત્ર કહે છે,' આમ ચિત્રની એક વ્યાખ્યા આપણા હાથમાં આવે છે પણ વસ્તુ કે સ્વરૂપનો સ્વભાવ શોધી તેને પુનઃ પ્રત્યક્ષ કરાવતાં મનુષ્યની કેટકેટલી સૂક્ષ્મ શક્તિઓ અને કુશળતા કામે લાગે છે તે સમજાય તો જ ચિત્રનો અંતર્ગત હેતુ સધાય; એટલે કે તેના સ્વભાવનો પરિચય થાય. ચિત્રોનો સમાદર મોટે ભાગે ઘરની દીવાલોની શોભા અર્થે જ થાય છે. તે જોવાથી મન ઉપર તેની અસર થાય છે કે નહિ, અને થાય છે તો શી રીતે કયા કારણથી, તેનો વિચાર જેઓ કરી શકે છે તેઓ ચિત્રોનો ઉપયોગ માત્ર શોભા કરતાં વિશેષ છે એટલું તો સમજ્યા હોય છે. એ બાબતનો પૂર્ણ ખુલાસો બહુ થોડા આપી શકશે. પણ ચિત્રોનું દર્શન આનંદ

આપે છે, ખાલી દીવાલ પર વિચારની કોઈ સૃષ્ટિ મૌનપણે દર્શાવે છે. અને ઘણી વાર ભકિત, પ્રેમ, દયા કે શૌર્યથી ભાવનાઓને પોષે છે. આટલું સમજીને ચિત્રો વસાવનારામાંથી બહુ જ થોડા જાણતા હશે કે ચિત્રો અશબ્દ વ્યાખ્યાન છે, અશબ્દ કવિતા છે કે સાક્ષાત્ સંકેત છે. અને એ દૃષ્ટિએ ચિત્રોનું અવલોકન નહિ કરી શકવાથી તેના એવા ઉચ્ચતમ આનંદથી વંચિત રહેવાય છે.

એક મોટરકાર લેવી હોય તો કોઈપણ કહી શકે કે તેમાં ઝડપ, ટકાઉપણું, આરામ અને ખર્ચનો બચાવ હોવો જોઇએ, પણ ચિત્રો માટે આવું કોઈ એક સૂત્ર નથી કે જેને લઈ કોઈપણ ચિત્રમાં એ ગુણો હોય તો ઉપાડી લઈએ; એટલે ચિત્ર ઉપર કંઇ ચોક્કસ કહેવું મુશ્કેલ બહુ જ.

(૧) છતાં એમ કહી શકાય કે સંગીત કવિતા કે નાટક પેઠે ચિત્રમાં ચોક્કસ સૌન્દર્યયુક્ત, પદબંધ અને રચનાકૌશલ ન હોય તો તેને કલાકૃતિ ન કહી શકાય.

(૨) વળી ચિત્ર પસંદ કરવામાં સુરુચિ જોઇએ અને તે પણ જેવી તેવી ન ચાલે. જેમ ચારિત્ર્યની પરીક્ષા માટે કે સમાજના આચારો માટે કોઇ ઝીણવટભર્યા વિચારની જરૂર છે તે જ રીતે કલાની કૃતિઓ જાણવાને ધોરણની જરૂર છે. પણ એ ધોરણ સમજવાને જાતજાતનાં ચિત્રો જોતા રહેવું, સરખામણી કરી ગુણદોષને સમજતા થવું એ જ સરસ માર્ગ છે. જોતા જ રહેશો તો જરૂર તમારી દષ્ટિ અને સૌન્દર્યબુદ્ધિ વિકાસ પામશે. પણ દરેક વખત ચિત્રોનો વિષય બરોબર સમજજો; ચિત્રકાર વિશે પણ કંઇક માહિતી મેળવજો; ચિત્રપ્રસંગનો યુગ, ચિત્રકારનો યુગ, વિચારજો; અને તેણે પોતાનું નિરૂપણ કરવામાં કેટલી સફળતા મેળવી છે તેનો તોલ કાઢજો.

પહેલી બાબત દરેક ચિત્રમાં એટલી તો હોવી જોઇએ કે તે જોનારનું આકર્ષણ કરી શકે અને તેના વિધાનમાં તમારું મન રોકી શકે. આ બે ગુણો કોઈ ચિત્રમાં તમે જુઓ કે તરત તમે તેને તમારા અભ્યાસને યોગ્ય ગણજો. કલાવિવેચક ગમે તેવાં ચિત્રો હાથમાં લે

તેમાં તેને અનેક હેતુઓ હોય છે. ઘણી વાર ચિત્રકારનો વિકાસક્રમ શોધવાને પણ તે તેનાં ખામીવાળાં ચિત્રો અવલોકશે. પણ તમે તો પ્રામાણિકપણે ચિત્ર ગમે તો જ હાથમાં લેજો. તમારી પસંદગી કોઇની ઉછીતી બુદ્ધિ પર ન થવી જોઇએ. ઘણું પૂછી પૂછીને કે ચોપડાં વાંચીને પણ ચિત્રચર્ચા કરી શકાય છે.

ચિત્રમાં રસ પેદા કરનાર કાં તો ચિત્રનો પ્રસંગ હોઇ શકે કાં તો તેમાં ચિત્રકારે દર્શાવેલ ચિત્રકૌશલ પણ હોય; અને તે તત્વ પિછાનવાને તમારે જરૂર પ્રયત્ન કરવો જોઈએ.

ચિત્રની સફળતાનો આધાર ચિત્રની કથા કરતાંય ચિત્રમાં રહેલાં રંગવિધાન વગેરે ઉપર છે. રંગભિછાત, રેખાગુંફન કે તુલિકા (પીંછી)નું લાઘવ ઘણી વાર એટલું ઉચ્ચ દરજ્જાનું હોય કે તમે ચિત્રકથાનું ક્ષુદ્રત્વ જતું પણ કરી શકો. ઘણીએ સાંપ્રદાયિક કથાઓ તમને અમાન્ય હોય, પણ ચિત્રકારે કરેલું તેનું સચોટ રસાર્દ્ર રૂપનિર્માણ મુગ્ધ કર્યા વિના રહેતું નથી.

ચિત્રકારો અને તેના અંગભૂત રસિકોનો દાવો તો એ જ હોય છે કે ચિત્રપ્રસંગની શી તકરાર ? ચિત્રો પોતે જ પોતાનો પ્રભાવ જમાવી શકે, છતાં ચિત્રનો પ્રસંગ સાવ ઉવેખી શકાય નહિ. સાચી કલાકૃતિમાં ચિત્રની વાર્તાને અનુસરીને જ રેખાબંધ ગંભીર કે ત્વરિત ગૂંથાય અને વિગતોનો સંભાર અને રંગનું ગાંભીર્ય કે ચાંચલ્ય પણ ચિત્રની ઊર્મિને જ અનુરૂપ થવું જોઇએ, અને એ બધાંનો નિર્ણય કલાકાર શાના આધારે કરશે ? ચિત્રવસ્તુની પસંદગી પ્રમાણે જ તેની પ્રેરણા ચાલવાની. જેઓ ચિત્રની પ્રશંસા તેનો પ્રસંગભાગ છોડી તેની રંગની ભભક અથવા વિગતોની ઝીણવટ ઉપર કરે છે તેઓ તો તેના બહિરંગની સમાલોચના કરે છે. પણ જે વિચારે એ ગુણોને જન્મ આપ્યો તે વિચારની જોનાર પર શી અને કેટલી અસર થાય છે તેનો વિચાર પણ કરવો જોઇએ.

આજકાલ પ્રખ્યાતિમાન મણાતી કળાકૃતિઓમાં વિચાર, વિચારનું

અસ્તિત્વ બિનજરૂરી ગણાવા લાગ્યું છે. ચિત્રની જોડે કથા કે વિચાર-ભાગ હોય તેને કલાક્ષેત્રની બહાર મૂકવાની ચર્ચા અને પ્રયત્નો ચાલુ છે. પરંતુ એટલું સહુ કબૂલ કરશે કે જ્યારે જ્યારે પ્રજામાં મહાન નાગરિક ગુણો અને પ્રજાકીય ગુણો વિકાસ પામ્યા છે ત્યારે ત્યારે તે યુગની કળા પણ તેને અમર કરવા ઊંચે ચડી છે. હોમર ન હોત તો ગ્રીસની કલા ક્યાં હોત? પુરાણો, રામાયણ અને મહાભારત વગર ભારતના શિલ્પનો વિકાસ ક્યાંથી થાત? અને બુદ્ધ વગર તો ચિત્રકળાનું સામ્રાજ્ય ક્યાં હોત? આજે પણ દરેક સાચો કલાકાર સ્વભૂમિના રાજકારણ, સાહિત્ય, સંગીત અને કાવ્યની અસરથી મુક્ત રહી શકે એ અસંભવ છે. એટલે ચિત્રના આવા ઈતર વિચારને સાહિત્ય જોડે સંબંધ હોય તેથી તેને છોડી ન દેતાં એ વિચારનું નિરૂપણ કેટલું સચોટપણે અને કલાત્મક રીતે થયું છે તે જોવું.

આજે ઘણા ચિત્રકારો ભાષામાં દર્શાવી શકાય તેવા વિચારોથી ચિત્રોને મુક્ત રાખવા પ્રયત્ન કરે છે, અને તેમાં માત્ર રેખાબંધન અને રંગવિધાનના વિવિધ પ્રકારોથી ભાવોદ્દીપન કરવા તેને જ શુદ્ધ કલાસ્વરૂપ ગણવાં એવો આગ્રહ ધરે છે.

પણ રમ્યતા અને સુંદર વિધાન તો ચિત્રના હંમેશના આકર્ષક તત્ત્વો રસિકો માટે રહેવાનાં. કલા હઠયોગ નથી પણ રાજયોગ છે.





## ૧૩
## કલાર્થીને પત્ર

ભાઈ,

તમારી ઇચ્છા કલાને જ જીવનનો મુખ્ય વ્યવસાય બનાવવાની છે એ જાણી હું આનંદ પામું છું. કલાકારો ઈશ્વરની વધુ સમીપ જઈ શકે છે એમ શહેનશાહ અકબર કહેતા, કારણ કે પરમાત્માની સૃષ્ટિ યોગ્ય રીતે નીરખવાનું અને સમજવાનું અહોભાગ્ય તેમને પ્રાપ્ત થાય છે. પણ તમે એ સ્થિતિની ગંભીરતા અને જવાબદારી તેમ જ તે પ્રાપ્ત કરવાને કેવી કઠોર સાધના અને ઉપાસના જોઈએ તે સમજી લો તો સારું. કલાના અભ્યાસનો પંથ સરલ નથી જ. બહુ જ થોડા તેના પ્રવાસ માટે હિંમત અને તાકાત ધરાવે છે. અનેક બાબતોમાં તમારે સંસારથી અળગા થઈ મનનું સમાધાન રાખવું પડશે. આપણી સાથે ઘણા દિલ્લગી કરનારા સોબત આપનારા હોય તે કોને ન ગમે ? પણ કલાકારે એકાંત વિચારક અને પ્રેક્ષક થવું પડે છે. બીજાઓને પડતા ય મૂકવા પડે. આખી જિંદગીને પાર ઉતારવા કોઈ ને કોઈ ભોગ તો આપવા જ પડે. કોઇએ કહેલું, કોઇએ બતાવેલું કરવાને કલાકાર નિર્માયો નથી. તમે શું કરવા ચાહો છો અથવા હાલ શું કરી શકો છો તે હું જાણી શકું તો કંઈક સલાહ કે સૂચના આપી શકું. તમને કોઈ પણ રીતે ઉપયોગી થઈ શકું તો મેં મારો ધર્મ બજાવ્યાનો સંતોષ પામીશ.

કલાનો વિદ્યાર્થી આરંભથી જ પોતાની કૃતિઓ ને વિચારો પર પ્રભુતા બતાવે છે, અને એ વખતે જ તેનામાં જે કંઇ સત્ત્વ હોય તેને એ બરોબર સમજી શકે તો ભવિષ્યમાં પણ તે એ રીતે પોતાની શક્તિઓ પર પ્રભુતા પ્રાપ્ત કરી શકશે.

કોઈ પણ શિષ્ટ કલાકૃતિ સામાન્ય કે નિશ્ચયવિનાના મગજમાંથી જન્મી નથી હોતી. કલાના મહાસર્જનમાં મસ્ત બનેલા કોઈ પ્રબળ આત્માનું તેમાં પ્રતિબિંબ હોય છે અને કામની એકેએક વિગતમાં તેની ખુમારી જણાય છે. કામ કરી બતાવ્યા વિના બડી બડી વાતો કરે ચાલતું નથી. કામની પ્રત્યેક ક્રિયામાં જે ભાવ કે વિચાર પ્રકટાવવો હોય તેનો ભાર વહેતો જ આવે છે, અને જોનારામાં જેઓ ગુણ સમજનારા હોય તે તેને ઓળખી પણ શકે છે. પછી તો કલાકારને પણ તે કૃતિ આહ્‌લાદ પમાડી શકે છે. એમ ને એમ કુદરત અને જીવનના રહસ્યો તે ઉકેલતો જાય છે અને પછી તો ઈચ્છા કે અનિચ્છાએ તેના મનમાં જે પરમદશાનો તે અનુભવ કરી રહ્યો હોય છે, તે ક્રિયામાં ઘોળાતી આવે છે.

તમે કલાકાર થવાની મહેચ્છા રાખો છો ને ? તો કહો તો ખરા કે તમારી આંખ અને મન આસપાસની સૃષ્ટિમાંથી શી મગ્ન લઈ શકે છે ? કંઇ કરી બતાવવાની જરૂર નથી પણ તમને શામાં રસ પડે છે એ કહી શકો તો હું જાણું કે તમે કલાકાર થવાને અધિકારી છો યા નહિ ?

કલામય જીવડો સંસારમાં ભલે ગમે ત્યાં ગમે તેવી બેપરવાઇથી રખડતો હશે પણ જરૂર તે કોઇ ને કોઈ વસ્તુ કે પ્રસંગમાં મુગ્ધ બની થંભી જવાનો, તેનાં સ્વપ્નાં સંઘરવાનો અને વધુ વેગવાન હૃદયનો હશે તો કોઇ પણ ભાંગ્યાં તૂટ્યાં સાધનોથી તેની છાયા બરછટ પણ સતેજ છાપોમાં પાડવાનો. શિકારીની જેવી ચપળતાથી તેના લક્ષ્ય પર તે

પડશે જ, પછી કદીક નિશાન પાર પડે કે ખાલી જાય, જે વસ્તુ પર તેને પ્યાર થયો એ વસ્તુ ઉપજાવવાને તે જરૂર મથવાનો, અને તે ગમે ત્યારે ગમે ત્યા પણ તે પ્રાપ્ત કરી શકશે. આવી બાજ જેવી દૃષ્ટિ ,જેનામા ન હોય તે કદી જ વસ્તુ સૌંદર્ય નહિ પારખી શકે, યઃ પશ્યતિ સ પશ્યતિ। જોવુ એટલે વસ્તુની હીજ્જત લેવી, આવા પ્રસગો પ્રત્યેકને બાળપણથી જ મળે છે પણ કેટલાને તેની સ્મૃતિ રહે છે. કવિવર રવીન્દ્રનાથ બાલપણની સ્મૃતિમાં વર્ષાગમનના પ્રથમ દિવસોને કેટલા આનંદથી સ્મરે છે અમુક પ્રાણી કે અમુક પ્રસગો દરેકના જીવનમાં સચોટ વેદના કે આનંદની સ્મૃતિ મૂકી જાય છે. તમે તમારા બાલ-પણની એવી કેટલી સ્મૃતિઓ સઘરી છે? એ જેટલી ઉભરાતી હોય તેટલા અશે તમારૂ કલાજીવન ધબકતું રહેશે.

એવુ ન માનતા કે પેનસિલ અને કાગળ મળે ત્યારે જ કલાકારના કામનો આરભ થાય. જાત જાતના ભાવો અને ઊર્મિઓનો સંચય જ તમને ચિત્રકામ કે શિલ્પસૃષ્ટા બનાવી શકશે પ્રબળ વિચારસૃષ્ટિ જ ખરું આલેખનપટ છે. આખ અને હાથ તો તેના દોર્યા દોરાય છે. જગતની મહાન કલાકૃતિઓ આ સ્મૃતિ પ્રદેશમાંથી અખંડ સમગ્રતા સાધીને જ અવતાર પામી છે તમે તમારી શક્તિઓને આવી મહાન ભાવનાને વશ બનાવી કઇ પણ કરશો તો જરૂર સફળતા પામી શકશો

તમારી કૃતિમા એ વિચારની ચોટ અને ઝડપ ઉતારતાં શીખો. તમારી સાધના પાછળ મડયા રહો, જુઓ કે પદ્ધતિ શક્તિ અને સફળતા દેખાવા માડે છે યા નહિ? સમય અને મહેનતને વારેવારે તોળ્યા કરતા નહિ શીખેલું કે જોયેલું સ્મૃતિથી સઘટનપૂર્વક ચીતરતા શીખવુ એ કલાકારના વિકાસનુ પ્રથમ પગથિયુ છે

આ રીતે નોધ કરવાની ટેવથી માણસ ઘણી નકામી બાબતોનો ભાર ઓછો કરી અર્થરૂપ આકૃતિ અને રંગોમાં નવો મેળ, નવી રચના અને સૌંદર્ય ઉપજાવી શકે છે

આરંભમાં તમે પદ્ધતિઓ અને શૈલીઓનો વિવાદ ન કરતા, સચોટ સુસ્પષ્ટ ઉઠાવદાર આકાર તમે કે બીજાની આંખને ઊડીને વળગે એવા કરતા થઈ જાઓ. કળા એક ઉગતું વૃક્ષ માનો અને તેના બીજરૂપે જે ભાવનાઓ હશે તેવાં જ રૂપાન્તરો તેમાં ધીરે ધીરે પ્રકટશે. કળાના વિકાસનો ક્યાંય અંત નથી. તે વિકસે છે ત્યારે તેના પ્રયોજકમાં અને આસપાસની સૃષ્ટિમાં આનંદ ભરે છે. એથી બીજા કોઈ ફળની આશા ન રાખવી.

પણ જેના મનમાં કંઈક કરી બતાવવાની શ્રદ્ધા ભરી હોય છે તે તેની રીતે ગમે તેમ કરી કહેવાની શક્તિ પ્રાપ્ત કરશે. મૌલિકતાનો ઉચાટ ન કરતા. મૌલિકતા શક્તિના આવવા સાથે દેખાશે પણ તેથી નકલોના રવાડે ચઢી ન જતા. તમને આકર્ષે અને રસ આપે એવી કોઇપણ કૃતિને વધુ સમજવા બેશક તમે તેનું અનુકરણ કરો, પણ તેમાં ય તમારે તેની મૂળભૂત રચના અને ખૂબી, પ્રમાણો અને રંગો મનમાં ઉતારી પાકા સમજવા પ્રયત્ન કરવો પડશે; નહિ તો આજે નકલો કરતા બુઢા થયેલા મારા ઘણા મિત્રોના હાલ એના એ છે, તેમ કલાની મૂળ પ્રેરણા વગર અવતાર જશે.

કલાના સાચા વિદ્યાર્થીએ તો પોતાની બાલ્યાવસ્થામાંથી મળેલી અવધાનશક્તિ અને મુગ્ધ કલ્પનાનો વિકાસ વધારવાનો છે. કમનસીબે આ ગુણો વડીલોની ગેરસમજથી દબાઈ જાય છે અને ખરેખરી જીંદગીની મઝા પૂરી ભોગવ્યા પહેલાં તો ચીમળાઈ જાય છે. સંસારને આપણે જે નજરે જોઈએ તે નજરે જોવાથી પણ તેમાં આનંદ અને રસ અનુભવીને આપણી મનોવૃત્તિઓ પર અસર કરે તે જ આપણે જોવાના. બે માણસો એક જ વસ્તુને સુંદર કહે છે પણ બંનેના એ શબ્દો પાછળ તેમના અનુભવ કેટલા જુદા હોય છે.

ખરી રીતે કશું સુંદર કે અસુંદર નથી. જોનારના મનમાં જે આનંદની ઊર્મિઓ ઊઠે છે તે જ સુંદર હોય છે.

કલાનો કોઇ વિરલ ઉપાસક એકલો જ આ આત્મગત સૌંદર્ય પ્રેરણા અને પ્રેમની વૃદ્ધિ કરવામાં તેનું પૂર્ણ મૂલ્ય સમજી અને તેનો રસ ચખાડવા તેનું સર્વોત્તમ સુવાચ્ય આલેખન કે મુદ્રાંકન કરવા પાછળ જ વ્યતીત કરે છે. ચિત્રકળાનો અભ્યાસ તે કંઇ ધંધો બઢાવવા કરતો નથી. એ માટે તેને સમય જ નથી. આરંભથી જ તે કલાકાર છે. માત્ર કુદરતે તેના મનમાં ભરેલા આનંદ અને ભાવનાઓને પ્રકાશ આપવા યોગ્ય રેખાઓ અને રંગોનો સંચય કરી રહ્યો હોય છે.

તમને આટલું બધું લખ્યું તેથી નિરાશ ન થતા. મારા પર અનેક વિદ્યાર્થીઓના પત્રો આવે છે કે તેઓ હવે રહી શકતા નથી, કલાના અભ્યાસ માટે તેઓ સર્વ ત્યાગ કરવા તત્પર બની બેઠા છે, પણ એ બિચારા જીવોને પોતાની કે કળાસૃષ્ટિની લગીરે સાચી ઓળખ નથી. એમાંના લગભગ દરેકને કસોટીએ ચડાવતાં, રખડતું મન, એકાગ્ર થવાની અશક્તિ, ધ્યેયની અસ્થિરતા, બધામાં નિષ્ફળતાની ભૂમિરૂપ એક સરખાં વ્યાપેલાં જણાય છે. કળાના અભ્યાસનાં ભવ્ય સ્વપ્નાં કરવાં સહેલાં છે અને સ્વપ્નની લીનતા કંઇકને કંઈ કંઈ ભોળાવે છે પણ ચિત્તની વ્યવસ્થા અને એકાગ્રતા તો મહાપ્રયાસે મળી શકે છે.

ઘણાએ વિદ્યાર્થીઓએ લગ્ન, નોકરી કે કુટુંબીઓના આપત્તિનાં નિમિત્તે બહુ જ અકાળે કળાનો અભ્યાસ અભરાઇએ મૂકી દીધો છે. ઘણાએ જીવનમાં થોડીક સગવડતા ગણી કે કળાદેવી પર ચાદર ઓઢાડી દીધી છે.

ઇંગ્લેંડના તરુણ શિલ્પી ફ્લેક્સમેને લગ્ન કર્યું ત્યારે કળાપીઠના અધ્યક્ષ જોશુઆરેનોલ્ડે કહ્યું કે હવે તેની પ્રગતિ રૂંધાઇ જવાની. આ વચનો ફ્લેક્સમેનની પત્નીના કાને પહોંચતાં તેને લાગી આવ્યું અને પતિને પ્રોત્સાહન આપી તેની સાથે ઇટાલી ગઈ. ત્યાં કેનોવા નામના સુપ્રસિદ્ધ શિલ્પી આગળ તેઓ રહ્યાં અને પતિને તેના કાર્યમાં એટલી સગવડ અને પ્રેરણા આપી કે મહાન પ્રસિદ્ધિ મેળવી પાછો ઇંગ્લેંડ

આવ્યો ત્યારે જેશુઆરેનોલ્ડે તેના શબ્દો પાછા ખેંચી લીધા. ફ્રાન્સના સેલોંમાં પ્રખ્યાત ગણાતું પાઇલિટ અને ઈસુનું ચિત્ર માઈકલ અંજલો નામના કલાકારે કર્યું તે પહેલાં તે વર્ષો સુધી તેના કાકાની સુતારી કોડમાં જ કામ કરતો અને બપોરે મળતા બે જ કલાકમાં તે ચિત્રસાધના કરી યુરોપનો અમર કલાકાર ગણાયો છે.

અંતરની તીવ્રતમ વાસના, પ્રગાઢ નિશ્ચયભરી ઉપાસના અને ક્રિયાની અતીવ કાળજી ભરી સાધના કયું ફળ આપી શકતી નથી? જે કલાકારો જગત ઉપર ઉપકાર કરી શક્યા છે, અને કરવાના છે તે બધાના પ્રાણમાં સર્જનસંહારની અલૌકિક શક્તિ એ જ રીતે વ્યક્ત થતી આવે છે. તમે પણ એ ભાગ્ય પામો એવા મારા આશિષ છે.

શુભેચ્છક
ર. મ. રા.





## ૧૪
## વણપાંગરી કળાવેલ:—

**સૌં**દર્ય અને સર્જનના કલાકુસુમો વિના સંસ્કૃતિનાં પૂજન પરિપૂર્ણ થતાં નથી. મહારાજ્યોની સત્તાઓ અને દમામો કાળમાં લીન થઇ ગયાં. સમાજના વૈભવો અને પ્રતિષ્ઠા ભુલાઇ ગયાં; પરંતુ ભૂતકાળની ગૌરવ ગાથાઓ સંભળાવતી મહાન શિલ્પકૃતિઓ અને કલાકૃતિઓ જ તેના અમર અવશેષો રૂપે આપણી પાસે છે. ઈજીપ્તના ફારોહા, ગ્રીસની સૌંદર્ય પૂજા, બૌદ્ધયુગની હૃદયદ્રાવી જીવનકથાઓ ગુપ્ત અને મૌર્યોનો બુદ્ધિવૈભવ અને સંસ્કારિતા, રાજપુત અને મુગલ સમયના રાજવૈભવ અને રસિકતા, કલાકારોના ટાંકણે અને પીંછીએ ચડ્યા. એટલા જ આપણે જાણી શકયા છીએ. કલાકારોની દૃષ્ટિ અને સંસ્કારના બળે જ જગત એ યુગોનો વારસો આજે ભોગવે છે અને તેનું ગૌરવ લઇ શકે છે.

આજના જમાનામાં કલાના એ ઋણનો સ્વીકાર કરવામાં પ્રજાએ જે વિલંબ કર્યો તેથી પ્રજાના ચારિત્ર્ય વિકાસમાં જે અનિર્વચનીય હાનિ થઈ છે તેનો જો વિચાર કરવામાં આવે તો આ યુગના રાજદ્વારીઓ શ્રીમંતો અને શિક્ષણ પ્રણેતાઓને શરમાવવું પડે તેવી દુઃખદ કથા છે.

મનુષ્યમાં રહેલી ઈશ્વરી સર્જકતા અને સૌંદર્યપ્રેમનો આવિષ્કાર કરનારી કલાપ્રવૃત્તિ અને કલાસમૃદ્ધિને આપણે યોગ્ય ન્યાય આપી શકયા નથી. કલા દ્વારા જીવનનાં રહસ્ય ( Significance ), એકવાકયતા ( Unity ) અને સામંજસ્ય ( Sythesis ) વગેરે તત્ત્વો પ્રજા સમજવા શક્તિમાન થતી. તે કલાતત્ત્વ તરફ વિરક્ત બની શાળા અને સમાજે માત્ર વિજ્ઞાન, અર્થશાસ્ત્ર અને રાજ્યપ્રકરણને પ્રધાનપદ આપ્યું તેથી માનવજીવનમાં ઉકળાટ-અસંતોષ અને નિરાશાનો પ્રચાર થયો છે. જીવનમાં ઉલ્લાસ અને સર્જકતાના આનંદ વિનાની પ્રજા તેના આધ્યાત્મિક અને બૌદ્ધિક રસો નહિ મળતાં પરસ્પર કલહ, વિગ્રહ, સ્પર્ધા અને વિરોધ કરનારાં બળોને જ પૂજતી બનતી જાય છે. આજનું માનસશાસ્ત્ર જોરશોરથી કહે છે કે મનુષ્યને જ્યારે આધ્યાત્મિક અસંતોષ રહે છે અને પોતાના દુઃખોનું ( નિવારણ ) સમાધાન કોઈ ઉચ્ચ વિચારો કે પ્રવૃત્તિના અભાવે કરી શકતો નથી ત્યારે તે બીજાં હલકાં કામોમાં પ્રવૃત્ત થાય છે; તેમાંથી તેને બચાવવાને બાળવયથી જ સંગીતકલા અને સર્જનનાં કાર્યોમાં જોતરવામાં આવે તો એક સાચો સંસ્કારી નાગરિક બની શકે છે.

"બુદ્ધિ, હૃદય અને ક્રિયાની એકવાક્યતા થાય ત્યારે જ કલાસર્જન થાય."

આ સિદ્ધાંતનો ઉપયોગ આપણી મ્યુનિસિપલ શાળાઓ કે આ મહાવિદ્યાલયો કે વિશ્વવિદ્યાલયો, કેટલે અંશે કરે છે? મનુષ્ય જીવનમાં સંસ્કાર સુરુચિ અને ક્રિયાની સચોટતા લાવવાનું મહાન કાર્ય પાર પાડવાને કલાનિર્માતાનું જે દળ જોઈએ તેનો નિર્વાહ અને સમાદર કરવાને તેમણે શો પ્રબંધ કર્યો છે તે વિચારશો તો જણાશે કે હિંદુસ્તાનનાં પ્રમુખ શહેરો પણ યુરોપ અને અમેરિકાનાં ગામડાંઓથી પણ પાછળ છે!

આપણા દેશનો ઉચ્ચ કેળવણી પામેલો એકંદર સાધારણ ગૃહસ્થ

પોતાના દેશની સુંદરતા પિછાની શકતો નથી! કલાકૃતિને મૂલવી જાણતો નથી! શિલ્પકૃતિઓને સમજી શકતો નથી! અને બજારૂદેશન કે પરદેશના અભિપ્રાયો ઉપર પોતાની વિદ્વત્તાનો ડોળ નભાવે છે. એવાઓને કાજે કલાની શિક્ષણદાતા સંસ્થાઓ કલાકારોના સમાગમ-દ્વારા તેને કુદરત અને સર્જનના ભેદો સમજવાની તક મળે એવી સંસ્થા ક્યાં છે?

આજે તો સમાજ અને તેનો કલાકાર એકબીજાને પિછાનતા નથી. કલાકાર જે સમાજમાં જન્મ્યો છે તે સમાજની ભાવના અને ઊર્મિ તેની કલાકૃતિનું લક્ષ્ય બનતા નથી; પરંતુ પરદેશી કલાની આછી નકલો ઉતારવામાં અને તેની મામૂલી પ્રશંસા તેમ જ અભિપ્રાય ઉપર જીવનશક્તિ વ્યર્થ ગુમાવે છે. જો આ સમાજ અને આ કલાકાર ઉભય સમરસ થઈ શકે, સમાજનું સંવેદન કે ઉલ્લાસ કલાકારની કૃતિમાં પ્રગટ થાય તો જરૂર કલાની વેલ ખરેખરી પાંગરી કહેવાય.





૧૫

# ચિત્રલક્ષણ

ચિત્રો ઘરમાં કેવાં હોવાં જોઈએ, શાળામાં કેવાં હોવાં જોઈએ, લોકોની જાહેર જગ્યામાં કેવાં હોવાં જોઈએ અને ધર્માલયોમાં કેવાં હોવાં જોઈએ, તેનું વિવરણ પણ ચિત્રોના થોડા પરિચયવાળા મનુષ્યને ગૂંચવાડામાં નાંખે છે. ચિત્ર યુરોપનું હોય, જાપાનનું હોય કે હિંદુસ્તાનનું હોય પરંતુ તે કોઈ રીતે મનુષ્યની પાશવવૃત્તિઓને ટેકો આપતું હોય અથવા અધમ વિચારો ઉત્પન્ન કરતું હોય તો તે આપણી ગણનામાં ન જ લેવું જોઈએ. ચિત્રોનો પ્રથમ સામાન્ય ધર્મ 'રંજન' છે. તે ન હોય તો આપણે ન લઈએ. આ ધોરણ વ્યક્તિગત રહેશે, પણ વ્યક્તિવિકાસ થતો જાય તેમ રંજન પામવાનાં સાધનો બદલાતાં જાય છે. 'રંજન' ન હોય તો એ સાધનો નિરુપયોગી થઈ પડે છે. આ વર્ગમાં કુદરતી દશ્યો, રૂપાળા માનવીઓ, ફૂલો, ફળો વગેરે આવી શકે.

ચિત્રનો બીજો ગુણ તેમાંથી પ્રકટ થતી કોઈ ભાવના કે વિચાર છે. 'રંજન' અટકે ત્યારે ચિત્ર તરફ આકર્ષી રાખનાર તેમાંની ભાવના કે વિચારની ઉત્કૃષ્ટતા ઉપર ધ્યાન આપવું જોઈએ.

ચિત્રનો ત્રીજો મહાન ધર્મ મનન છે. જે ચિત્રો મનુષ્યને જીવનનું કોઈ ઉત્તમ વિધાન બતાવી શકતાં ન હોય તે ચિત્રો અતિ માનનીય નથી ગણતાં.

આ ઉપરાંત, ચિત્રોનું એક વિશિષ્ટ લક્ષણ તેમાંનો સંકેત હોય છે. ઉત્તમ ચિત્રોમાં સંકેત અને ગૂઢ ભાન અસાધારણ રીતે પ્રત્યક્ષ થાય છે.

આજકાલ આપણા શિક્ષિત ગૃહસ્થો અને શ્રીમાનોના ઘરમાં ગોઠવાતાં સાહિત્ય અને સાધનો વગેરેની પસંદગીમાં ઊંચી અભિરુચિ ભાગ્યે જ બતાવતા જણાય છે. તેમના ઘરની ભીંતો પરનાં ચિત્રો સાવ નાટકીય, સુશોભનના નિયમો કે પ્રમાણો રહિત, પ્રેરણા રહિત, બેડોળ તેમ જ નિર્જીવ હોય છે.

ચિત્રોની પસંદગી કરવામાં પણ તેમની અસંસ્કૃત રુચિ પરખાઈ આવે છે: જેવા કે બજારોમાં મળતાં હલકાં પોસ્ટકાર્ડો, છબીઓ વગેરે.

પ્રજાની કલા તરફની આટલી બધી બેદરકારીનું કારણ ઘણે અંશે આપણી શાળાઓમાં મળતી કેળવણી પણ ગણી શકાય. સંસ્કારી રુચિના અભાવે, પ્રજાના જીવનમાં અર્થવિહીન શણગારો, મૂર્ખાઈભરી ટાપટીપો, બેડોળ, ભારેખમ, કોઈ ચોક્કસ સ્વરૂપ વિનાનાં મકાનો અને રહેવાની રીતભાતો પ્રચલિત થાય છે. સારાનરસાનો વિવેક નાશ પામે છે. આ ભયંકર પરિણામથી બચવાને ત્રણ સંસ્થાઓ જ પ્રયત્ન કરી શકે: રાજ્ય, શિક્ષણસંસ્થા અને ધર્મપ્રચારક સંસ્થા. સૌંદર્ય જે પિછાની શકે છે, તે ભાગ્યે જ અધમ જીવન ગાળે છે. તેથી શિક્ષણની સંસ્થાઓએ ઉત્તમ અભિરુચી કેળવવી જોઈએ. મનુષ્યોમાંથી હૃદયની સૂક્ષ્મ લાગણીઓનો નાશ થયો છે, તેનું કારણ જીવનનાં ઉચ્ચ તત્ત્વોનો તિરસ્કાર છે. કલાની અવનતિ એ આપણા સમાજની અધોગતિનું એક મોટું કારણ છે.

આપણી પુરાણી કળાના અખૂટ ભંડારોની મહત્તા પણ આપણને પરદેશીઓ જણાવે ત્યારે જ આપણે તેમની કિંમત આંકીએ છીએ. હિંદના સાહિત્ય, રાજસ્થાનનાં શૌર્ય, કળાની સામગ્રી, આપણા અદ્ભુત બાંધકામોનું રહસ્ય વગેરે આપણે ફીન્લોક ફાર્બસ, ટોડ, હાવેલ અને ફરગ્યુસન જેવા અંગ્રેજ ગૃહસ્થો પાસેથી જાણ્યું. આપણું જૂનું બાંધકામ

સંસ્કારી અને કલાપૂર્ણ ગણ્યું છે, ત્યારે આપણે અત્યારે સરકારી બાંધ-કામ ખાતાની શુષ્ક ચાલે સોલજરી ઢબ પર બંગલા કરીએ છીએ, અને ઑફિસો બાંધીએ છીએ, પણ ભાવના પ્રકટ કરતું મહાલય તો ન જ ઊભું કરી શકીએ એવું આપણું દુર્ભાગ્ય છે. અહીં દ્રવ્યનો સવાલ નથી, પણ સંસ્કારિકતા અને રસવૃત્તિનો દુકાળ પડ્યો છે.

ગ્રંથકારો, ચિત્રકારો અને સંગીતશાસ્ત્રીઓ, માનવજાતિના વિકાસમા મહાન અગ્રણીઓ છે તેમની કૃતિઓને આધારે મનુષ્યો પોતાના જીવનવિધાન કરે છે, તેમણે ઉત્પન્ન કરેલા આદર્શો જીવવા પ્રયત્ન કરે છે. રાષ્ટ્રની ઉન્નતિ કે અવનતિ પ્રજાની અભિરુચિને આભારી છે. કોઈ પણ પ્રજા કયા આદર્શોને જીવે છે, તે જાણી શકાય તો તેનું ભવિષ્ય સહેજમાં આંકી શકાય. એટલા જ માટે પ્રજાના શિક્ષણપ્રણેતાઓ પ્રજાના જ્ઞાન અને ચારિત્ર્યવિકાસની યોજનામાં કલાકારોની કૃતિઓનો પ્રધાનપણે ઉપયોગ કરે છે.





૧૬

## કલાનું શિક્ષણ

હમણાં આપણા દેશમાં વેપાર અને રાજકીય બાબતોની એટલી બધી ચળવળ ચાલી રહી છે કે સૌની આગળ કલા શબ્દનો ઉચ્ચાર પણ હવામાં ઊડી જાય છે. નવાઈની વાત તો એ છે કે ઘણા આગળ પડેલા ભણેલાગણેલા માણસો જેઓએ દેશનો માનસિક વિકાસ કરવાનુ ધ્યેય લીધુ છે તેમને પણ કલાનો પ્રયોગ કોઇ સ્થળે કરવો યોગ્ય જણાયો નથી.

કલામીમાંસક રસ્કિને એક વખત જણાવ્યું હતું કે, જે પુરુષો સંગીત, ચિત્ર કે શિલ્પમાં રસ લઈ શકતા નથી, તેની સાહિત્યપ્રિયતામાં પણ શંકા રહે છે. મતલબ કે તેવા માણસો સાહિત્યનો પણ ખરો રસાસ્વાદ લઈ શકતા નહિ જ હોય. લોકશિક્ષણના મોટા અધ્યાપક કે આચાર્ય કે પ્રણેતા ગણાતા માણસોનાં ગૃહો કે તેમનું દૈનિક કાર્ય જોતાં ઘણી વાર અવ્યવસ્થા તથા અઘટિત આચરણ જોઈ વિચાર આવે છે કે લોકોએ માનેલા આ જ્ઞાનના કૂવાઓમાંથી હવાડામાં શુ આવશે ? તેઓ પોતાની ઑફિસમાં, શાળામાં કે ઘરમા કે ઘરની આસપાસમા કે આંગણામા સુરમ્ય રચના અથવા મળી આવતાં સાહિત્યનો સદુપયોગ કરી જાણતા નથી. તેથી તેમનામા કલાનો અભાવ છે એ વાત પ્રત્યક્ષ થાય છે. તેમની તરફથી પ્રગટ થતાં પુસ્તકો જુઓ તો મુદ્રણની બેદરકારી,

ચિતારાઓની બેદરકારી કે ભૂલો અને ઘણીવાર તો અપ્રાસંગિક કે અઘટિત યોજનાઓ નજરે પડતી જોઈ ખેદ થયા વિના નહિ રહે. આલ્યાવસ્થામાંથી આપણા નાગરિકો કલારહિત વાચનમાળાઓ દ્વારા સંસ્કારરહિત શિક્ષણ પામે છે. પછી મોટી ઉમ્મરે તેમની ક્રિયાઓ કલારહિત હોય જ. આપણા શિક્ષણના પુસ્તકોમાં કે શાળાના મકાનોમાં કલાની ભાવના પોષે એવી કોઈ રચના કે યોજના હોતી નથી. એટલે જીવનની જાતજાતની ધમાલમાં પડેલા શેઠીઆઓ તો શાના જ કલાતત્ત્વની જરૂર સ્વીકારે ? તેમને માત્ર પૈસા જોડે સંબંધ હોય છે. સવારમાં ઊઠતાં તેમને સંગીત ધ્વનિની જરૂર હોતી નથી. તેમને તો એકદમ છાપાની તલપ થાય છે, અને એઘડી કોઈ ઉત્તમ સાહિત્યનો ગ્રંથ અવલોકવાની ઇચ્છા થતી નથી. કોઈ મુલાકાતે આવનારના દેખાવ વાસ્તે સરસ્વતીચંદ્ર, શેક્સપીયર કે બીજાં યુરોપી પુસ્તકો કબાટમાં ભારી મૂક્યાં હોય. પણ અંતઃકરણથી તેનો પરિચય કર્યા વિના તેની વાસ તેમનાં જીવનમાં ઊતરતી નથી. તેમને ગૃહનો ઉપયોગ માત્ર સૂવા બેસવા માટે જ છે એમ લાગે છે, એટલે ગૃહને કલાના સામાનથી સજાવવાની જરૂર લાગતી નથી. વેપારની દોડધામમાં તેઓ ગૃહમાં ભાગ્યે જ રહેવા પામે છે, એટલે કલા હોય તોય શું અને ન હોય તોય શું ? કુટુંબમાં બેસી આનંદ લેનારાઓ જ જબરા કલારસિકો માલૂમ પડયા છે. ગૃહના પવિત્ર અને શાંત વાતાવરણમાં જ કલાનો વાસ હોઇ શકે, કારણ કે કલા ઊર્મિ જગાવવાનું મોટું સાધન છે. અને પ્રિય પાત્રોના સાન્નિધ્ય સિવાય ઊર્મિ ઉછળે નહિ. તમને પ્રિય હોય તેને તમે સુંદર વસ્તુઓ ધરવા સહજ ઇચ્છો, તેમને માટે સુંદર પદાર્થો વસાવો. તેમના આનંદ ખાતર જ તમે સુંદર બનો ત્યારે તમારી આંખ કલાના નમૂના શોધવા યત્ન કરશે અને તમારી રસિકતા વધશે. કલાવિહીન વ્યાપારીઓ દેશને થોડી હાનિ કરતા નથી. તેઓ માલના ઉઠાવ અને સસ્તાપણા પર નજર રાખી હજારો કારીગરોની રોજી ધૂળ મેળવે છે. આપણા દેશમાં પહેલાં જે સુંદર નમૂનાઓ છપાતા, વસ્ત્રો

રંગતા, અને બીજાં અનેક જાતના કસબો ચાલતા તે બધા બંધ પડવાનું કારણ આપણા દેશના જ વ્યાપારીઓએ પોતાની કમાણી માટે પરદેશને આપેલા ઓર્ડરો છે. વળી યંત્રના જોર આગળ પણ માણસની કામ કરવાની શક્તિ ઢીલી પડી જાય છે. યંત્ર જેમ ઝાઝો માલ બનાવી આપે છે તેમ માણસોમાં ઝાઝું વાપરવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે. આ ઇચ્છાને કોઇ વિચાર કે સૌંદર્યભાવનાનો ટેકો નથી હોતો. નવીનતા જ તેમને આકર્ષે છે. છ.પલો ઉપર કે બચ્ચાંના ઝબલાં ઉપર સાયકલો અને મોટરકારો કે યુરોપી છાયાનાં ડીઝાઇન લોકોને વાપરતા જોઈ આ વિચાર સહજ સમજી શકાશે. આવી અસંબદ્ધ અને અયોગ્ય ડીઝાઈનોવાળી ચીજો વાપરવા કરતાં બિલકુલ સાદી ચીજો કે માલ વાપરવામાં સુરુચિ રહેલી છે. આવી સાદી ચીજો જ જ્યારે માણસ હાથથી બનાવે છે ત્યારે તે સાદાઈમાં પણ કલાની છાંટ લાવવાનો પૂરતો અવકાશ રહે છે.

એ કલાતત્ત્વ તેની યોજનામાં હોય, પ્રમાણોમાં હોય કે છેવટે ઉપર કરેલી શોભામાં પણ હોય; અને કામ સુનાર, લુહાર, કુંભાર, સોની, કે વણકર કે ગમે તે કારીગરનું હોય. દરેક જાતના હાથના કામમાં એક પ્રકારની સજીવતા જણાયા વિના નહિ રહે. બધો વિચાર કરતાં કલા જીવનમાંથી સ્ફુરે છે, અને જીવનને દીપાવે છે. શ્રમની સફળતા બતાવે છે. કામ કર્યું લાગે છે. આ સ્થિતિ પ્રાપ્ત કરવાને તેની ખરી કિંમત તરીકે મનુષ્યમાં પ્રેમ અને પ્રામાણિક શ્રમ હોવા જોઇએ. કારણ કે કલા ઉત્પન્ન કરવા લાગણીની જરૂર છે.

કોઈ વસ્તુ સોનાની કે લાકડાની હોય તેથી તે ધાતુ કે પદાર્થની કિંમતમાં ફેર રહેશે પણ જે મહેનત, બુદ્ધિ, વિવેક, ચતુરાઈ, વિચાર અને કલ્પનાના બળે કલાની કૃતિ બનાવી શકાય તે તો બધે જ સરખી જોઈએ છે અને એ ગુણો મનુષ્ય જીવનનાં છે માટે તે ગુણોવાળા મનુષ્યના જીવનને નિભાવી આપવાને પૂરતું નિર્વાહન તો મળવું જ જોઇએ.

નહિ તો સમાજમાં જીવનનાં એ તત્ત્વોનો દુકાળ થશે અને એકંદર પ્રજાનું માનસિક બંધારણ ઊતરી જશે. તેનું પરિણામ આર્થિક કે ઔદ્યોગિક ધક્કો. કલાનું શિક્ષણ આર્થિક નજરે દેશને કેટલું બધું ઉપયોગી છે કેટલા, વિવિધ પ્રકારે તે અપાય છે તેનો વિચાર બહુ જ જરૂરનો છે, યુરોપના તમામ દેશોમાં કલા દ્વારા દરેક હુન્નરો અને કારીગીરીને સંસ્કારી રૂપ મળતાં વ્યાપારમાં કેટલો બધો વધારો થયો છે! એ વિચારો તો સમજાશે કે મનુષ્યની જડ સંપત્તિ વધારવા કરતાં તેની પોતાની મહત્તા વધારવા, તેના મનની અને શરીરની સર્જનાત્મક કુશળતા માટે વધારે આગ્રહ રાખવો જોઇએ.

હાથ પરની વીંટીની કારીગરી કે સુંદર નાજુકાઇનું જે પુરુષને ભાન કે કદર ન હોય તે સોનાની વીંટી પહેરે તેનો અર્થ શું? એ તો એવું કે ઘોડાને પલોટવો નહિ અને ઉપર સુશોભિત કીમતી સાજ ખડકવું. પ્રજાની દ્રવ્યાદિક સામગ્રી વધ્યે જાય અને માનસિક સામગ્રીમાં શૂન્ય મનને કોઈ જાતની કેળવણી ન હોવાથી આપણા શ્રીમાનોના વૈભવ કેવા હાસ્યાસ્પદ બની રહે છે? આ જાતની મનની કેળવણી મેળવવામાં આર્થિક લાભ આપવા ઉપરાંત કલા બીજી ઘણી રીતે ઉપયોગી છે. જીભને જેમ રસાસ્વાદની જરૂર છે તેમ કાન આંખને માટે પણ સંસ્કારી રસાસ્વાદની જરૂર રહે છે.

દુર્ભાગ્યે આપણા શાળાશિક્ષણમાં એવું શિક્ષણ અપાય છે કે માણસની લાગણી જડ થઈ રહે છે, કાન અને આંખની ઇંદ્રિયો નપુંસક બની જાય છે. સુંદર સ્વર, સુંદર રંગ, દર્શન કે કોઈ અપૂર્વ દશ્યથી તેમનાં હૃદયસ્પંદન પામતાં નથી. તેમને જીવનનો ઉલ્લાસ પ્રાપ્ત થતો નથી. બુદ્ધિબળ વધારવા સાથે મનની રસવૃત્તિ કેળવવાની સરખી જ જરૂરત છે. એ વાત કેટલાક વૈદકીય ગ્રંથો લખનારા એટલી સારી રીતે સમજ્યા છે કે તેઓ હવે બચ્ચાં માટે અને શાળાઓ માટે સુંદર સુરચિત કલાકૃતિઓ વસાવવા ભલામણ કરી

રહ્યા છે. શાળાના આટલા પ્રયોગ સાથે સંસ્કારી મંડળીનો સહવાસ અને કલાની સૃષ્ટિમાં વારંવાર વિહાર, ઉત્તમ વૃત્તિ કેળવવામાં અતિ સહાયભૂત થાય છે.

ઘણા કહે છે કે કલાની કૃતિ કરતાં કુદરત સંપૂર્ણ હોય છે તો કુદરતનો જ લાભ કાં ન લેવો ? પણ વિચાર કરો કે એક ગામડીઆને સુંદર સંધ્યા કે સરોવરનો દેખાવ વિશેષતા ભાગ્યે જ રસ પડે છે. તેને તો બીડી કે હોકાનો ઘૂંટ વધારે આનંદ આપે છે. પણ કલાના નમૂનાઓ જોઈ તેમાંથી આનંદ લેતો સામાન્ય શહેરી ઉપરના જ દેખાવો કેટલા નીરખીને જોશે અને તેનો રસાસ્વાદ લઈ શકશે ! કુદરતની વધુ સમીપ લઈ જવાનેય કલાકૃતિ જરૂરની છે.

આથી આપણને લાગે છે કે સમજદારી અને સંસ્કારિતા આપવાને માનવકલા જેટલી ઉપયોગી થાય છે તેટલી કુદરત નથી થતી, અને એ જ કારણથી ઈશ્વરી કૃતિમાંથી મળતા અદ્ભુત પાઠો સામાન્ય અજાણ માણસને ખરુંજ અગમ્ય રહે છે તો પછી તેમાંથી વિચારોની વાત ક્યાં રહી ? એ જોવાનો સાંભળવાનો બધુંજ; પણ તેનો ખીલેલો માનવ બંધુ કુદરત કે જીવનની એ સુંદર દિવ્ય વાણી ગ્રહણ કરીને તેના મનની છાપ કવિતામાં કે ચિત્રપટ ઉપર રજૂ કરે છે તે બીજાને તુરત સમજાય છે. આ રીતે ચિત્રકાર કુદરતનો સારથી બને છે. જનતાથી ઊંચી પંક્તિમાં હોવાથી કોઈ શક્તિ કે આંતર પ્રેરણાને લઈને સૌંદર્યના વિરલ દર્શનો કરાવવાને સમર્થ બને છે. એ દર્શનો સામાન્ય જનોને પ્રથમ ભાગ્યે જ થાય છે. તે દિવ્ય ભાષાનો કલાકારે લોકગમ્ય ભાષામાં અનુવાદ કરી બતાવ્યો એટલે તેઓ ક્યાં અને શું જોવું તે સમજ્યા.

જેઓ પોતાની રસિકતા વધારવા ચાહતા હોય તેઓને કલાના નમૂના (રોજની વપરાશના કારીગરીવાળા પદાર્થો, ચીજો, મૂર્તિઓ વગેરે) ઘણા ઉપયોગી સાધનો છે. જેઓ કુદરતનો પ્રસાદ મેળવવા

ચાહતા હોય તેમણે પણ કોઈને કોઈ રીતે તેના મંદિરમાં પ્રવેશ કરવા પૂરતું કલાનું શિક્ષણ પ્રથમ પ્રાપ્ત કરવું જોઈએ. જેઓ લોકો તરફથી નિસર્ગના કે કલાના મીમાંસકો કે દુભાષિયાઓ થવા નિર્માયા છે તેમણે તો કલાનો સર્વાંગ અભ્યાસ અવશ્ય કરવો જોઈએ. જે જે કલાધર ઈશ્વરપ્રસાદવાળો નીવડ્યો છે તેણે દરેકે પ્રથમ સંગીન તૈયારી કરી હતી.

બધી રીતે સ્વશિક્ષિત થવું અશક્ય છે. દરેક દેશના પુરાણા અને આધુનિક ચિત્રકારોએ તેમનાથી અગાઉ થયેલા ચિત્રકારોના કામમાંથી શિક્ષણ પ્રાપ્ત કરેલું હતું. અગાઉના ઉચ્ચ નમૂનાઓની હદે કામ વધારીને તેઓએ આગળ ચાલવા યત્ન કર્યો છે. જૂની પદ્ધતિની અણીઆળી આંખો અને ખુણીઆં નાક મટતાં ગયાં અને બધી આકૃતિઓ સુધરતી આવે છે તે પણ આપણે જોઈ શકીએ એવી વાત છે.

અગાઉ થઈ ગયેલા પ્રતિભાશાળી નરોએ ગોઠવેલાં પગથિયાં ચઢીને જ યુરોપના મહાન કલાકારો રાફેલ, એન્જેલો પૂર્ણતાએ પહોંચ્યા હતા. કુદરતના અગાધ વિસ્તારના ચોપડામાંથી ઉતારેલાં સુંદર દશ્યો વિચારો વગેરેની કદર કરતાં કરતાં એ મહાન કલાવીરોનાં મનબુદ્ધિ બહુ ઊંચો પરિપાક પામ્યા હતાં. સુંદરતા કે કોઈ પણ ઉચ્ચ ભાવનાનું દર્શન થતાં તેમના મગજમાં પ્રેરણાના મધુર સ્વરો ઝણઝણી ઊઠતા. એ મધુરતાનું સ્પષ્ટ રૂપાન્તર દશ્ય સૃષ્ટિમાં લાવવાને તેમને શી મહેનત કરવી પડી હશે; કેટલી કુરબાની કરવી પડી હશે, તે તો તેઓ એકલાજ જાણે. તેમના પૂર્વજ કલાવીરોએ શોધેલા રસઝરણોનો રસ લેતાં તેઓ અતિશય સ્ફુરણા અને અનંત ઊર્મિ અનુભવતા. એજ રસના પોષણથી એ રીતે મળેલી નિર્માણ શક્તિની સહાયથી તેમને કુદરતમાંથી સૌંદર્ય જોવાની ટેવ પડી અને એ જ શક્તિથી અને સરળતાથી પોતાની કૃતિઓમાં રસપ્રવાહ લાવી શકતા થયા.

જે ચિત્રકાર કે કલાકાર તેની નજરે પડતી ઉચ્ચકક્ષાએ પહોંચવા મહેનત કરે છે તે સાર્વજનિક કલ્યાણમાં અને કલાના ઉદ્ધાર કાર્યમાં પોતાનો ફાળો આપી રહ્યો છે. ચિત્રકારો પૂર્વજોના સંગ્રહમાંથી અને નિસર્ગમાંથી જ શીખે છે એમ નથી. પોતાના સહગામી સમકાલીન કલાકારોના સહવાસથી પણ ઘણું શીખતા જાય છે.

આ બધી વાતો ઉપરથી જણાય છે કે, એક કલાધરની ઉપર તેના સહવાસ અને સ્થાનની બહુ અસર થાય છે. બીજી રીતે કહીએ તો મોટે ભાગે તે સંજોગોને આધીન રહે છે. ઘણા ખરા દાખલામાં કોઈ અકસ્માતને લઇને જ તે કલાની પ્રવૃત્તિ ઉપાડે છે. કોઇ એક ચિતારાને એક ચિનારો શેઠ ન મળ્યો હોત તો તે ગાંધીની દુકાને બેસવાનો હતો. કદાચ તે હોટલનો મેનેજર થાત, પણ તે તેના શેઠની પાસેથી કુદરતનો આનંદ લેતાં શીખ્યો ને છેવટે એ જ કુદરતનો પોતે ચિતારો થયો. ઇંગ્લાંડનો કોન્સ્ટેબલ પોતે લખી ગયો છે કે તેના બાપના કારખાનાની આજુબાજુના દેખાવથી જ તે ચિતારો થયો.

આવી જ રીતે કલાની કોઈ એક શાળા કે શૈલીનો માણસને શોખ થાય છે. અંબાજી, બહુચરાજી અને સ્વામીનારાયણના સંપ્રદાયનો ચિતારો તેને પોષણ આપતા વર્ગનો જ ભોગ છે. સંસ્કારી વર્ગમાં ઊછરતા ચિતારાનું કામ સંસ્કારી ઓજસ ભરેલું હોય છે અને ત્રાવણકોરના રાજદરબારમાં ઊછરેલા રાજા રવિવર્માનું કામ તે વાતની સાક્ષી પૂરે છે. એવા અનેક દષ્ટાંતો છે અને તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે એક કલાધરના મનનું બંધારણ ઘડવામાં જમાનો અને સાધનો બહુ ભાગ લે છે. આપણા જ દેશમાં ઘણા જુવાનો સારામા સારા ડીઝાઇનરો થઈ શકે તેવા, ચિત્રો કરનારા બની જાય છે. પણ જો ડીઝાઈન અથવા અલંકારના કામથી તેમને ઉત્તેજન આપવામાં આવે તો તે વધારે નામ કાઢી શકે. યુરોપમાં તો હવે ડીઝાઈનરો અને ચિત્રકારો વચ્ચેનો ભેદ લગભગ મટી ગયો છે. કારણ કે વિલિયમ મોરીસ અને વોલ્ટર ક્રેન જેવા મહાન નરોએ આ ક્ષેત્રમાં તેમની શક્તિનો

ઉપયોગ કર્યો છે. ધંધા, હુન્નર અને ઉદ્યોગને સજીવન કરાવવાને તો ડીઝાઇનરોની બહુ જરૂર છે, તેથી માત્ર ભીંતને ઉપયોગી ચિત્રો કરવા ઉપરાંત આપણા ઉપયોગી પદાર્થો માટે નવાં સુંદર રૂપો કરી આપનારા કલ્પનાશીલ કારીગરોની જરૂર છે આપણા સુતારો, સોનીઓ, દરજીઓ યુરોપના રદ થઈ ગયેલા નમૂનાઓની બેહોળ નકલો કરે છે. તેમને સંસ્કાર આપવા કલાબાજ ગૃહસ્થોએ નવા જમાનાની માગણીને ઉત્તેજન આપવું જોઈએ. આપણે કહી ગયા છીએ કે, ઊગતા ચિત્રકારને સદવાસ અને સાધનો બહુ બળ આપી શકે છે. એ વાત સત્ય જ હોય તો તે પરથી સહજ અનુમાન થાય કે પ્રજાનું કલાજીવન જેટલું શુદ્ધ અને સુંદર હોય તેટલું જ પ્રજાનું માનસિક જીવન ઊઘડે, ખીલે ને ફળદાતા થાય. આ જ કારણોથી કલા ને કલાના પાઠોનું શિક્ષણ પ્રજામાં વધારવું જોઈએ. હવે બધી પ્રજાના હિતને અર્થે થોડાએક માણસો સારૂ કામ બતાવી આગળ આવ્યા હોય તેઓના શિક્ષણને માટે ખાસ ખર્ચ કરવામાં આવે તો કલામા નહિ વધેલા એવા બીજા માણસો ખોટ ખમે છે, એમ માનવાનું કારણ નથી. કારણ કે એ સુશિક્ષિત કારીગરો કામથી જ બદલો વાળી આપે છે, અને પોતાના કામમાં સંસ્કાર લાવી શકે છે. બીજી એક વાત ધ્યાનમાં રાખવા જેવી છે કે ચિત્રકારો અને કારીગરો આપણા જીવનમાં આનંદ આપનારા જે સુંદર ચિત્રો અને આકારો બનાવે છે તે એકલા કલાકારોના મંડળને માટે જ નથી હોતા. આપણી અભરાઈ ઉપરના પુસ્તકો એકલા ગ્રંથકારો માટે જ હોય છે શુ? કલાની કૃતિઓ આપણા જ રસાસ્વાદ અર્થે બનેલી છે. માટે આપણે એ કલાની ખૂબીઓથી હમેશાં પરિચિત રહેવું જોઇએ. કલાની કેટલીક ક્રિયાઓ અનુભવ્યા શીખ્યા સિવાય તેના નમૂનાઓની કિંમત અથવા ગુણો બરોબર સમજવા મુશ્કેલ છે. તેમજ સૌંદર્યનો રસાસ્વાદ પણ તે વિના ભાગ્યે જ મળે છે.

"પ્રાપ્ત કરવાની શક્તિ કરતાં રસ લેવાની શક્તિની જરૂર છે, તેનો અર્થ એવો કરી શકાય કે સર્વને એ બાબતનું શિક્ષણ આપવું જોઈએ."



૧૬

## કલાનાં પરિવર્તનો

ભારતીય કલાસમૃદ્ધિનો ખ્યાલ) આજથી પચાસ વર્ષો પૂર્વે કોઈને જ હતો નહિ એમ માનીએ તો જરાય ખોટું નહિ ગણાય. સત્તાવનના બળવા પછી પ્રાંતપ્રાંતના લોકોમાં એવી ધાક બેસી ગઇ હતી કે ભાગ્યે જ કોઈ બીજા પ્રાંતોમાં ધંધા કે પ્રવાસ કરતા. એટલે હિન્દુસ્તાનમાં જુદે જુદે સ્થળે શું છે અને તેનો ઇતિહાસ કેવો છે, તે જાણનાર કોઈ હતા નહિ. અંગ્રેજોએ પોતાની સત્તાનું સ્વરૂપ જમાવવા હિન્દી પ્રજાજનોને દરેક બાબતમા જંગલી, સંસ્કારહીન અને પ્રપંચી પ્રજા ગણી, પોતાની છાવણીથી અલગ રાખ્યા એટલું જ નહિ પણ, તેમના સારા સંસ્કારોની પણ કદર કરી નહિ. અંગ્રેજી ભાષાનો પ્રચાર કરવાની જરૂર જણાઈ એટલે જ શાળાઓ ઉઘાડી અને તેના અભ્યાસક્રમની યોજના મેકોલે નામના એક અંગ્રેજ વકીલે ઘડી કાઢી. તેમાં કોઈ ઠેકાણે ભારતીય તત્ત્વની શ્રેષ્ઠતા કે પ્રાચીન સભ્યતાનું નામોનિશાન ન આવે તેની સાવચેતી રખાઇ. એટલે પહેલા કાળમાં જેઓ ભણેલા ગણાયા, તેમનામાં રાજ્યવહીવટની તાલીમ હશે, પણ હિન્દની ઘસાતી સમૃદ્ધિ અને સંસ્કાર માટે ચિંતન જાગ્યાનો દાખલો મળતો નથી.

આથી જ અંગ્રેજોને હિન્દીઓ સાથે ઑફિસો અને કંપનીના કારકુનો, તેમ જ મહેસૂલ વગેરે સ્વાર્થની બાબતો અને લશ્કરનાં

ખોરાક-સરંજામ સિવાયના કોઈ વિષયમાં સંસર્ગ થવા પામ્યો નહિ. એટલું જ નહિ પણ સાહેબો પોતાની સગવડ માટે પોતાના સંસ્કાર પ્રમાણે જે સારું ગણે તે સારું ગણાવા લાગ્યું. સાહેબોએ બંગલા બાંધ્યા એટલે હિંદી શ્રીમાનોએ બંગલાને આદર્શ મકાનો માની લીધાં. સાહેબોએ ગ્રીક થાંભલા પર મોટા ત્રિકોણ નાખી મોટા ટાઉનહૉલ બાંધ્યા એટલે શ્રીમંતોએ કલકત્તા, મુંબઈ, અમદાવાદ વગેરે સ્થળે પોતાનાં મકાનો રચવા માંડ્યાં. અંગ્રેજ લોકોએ વિક્ટોરિયન સમયની નકશીદાર ખુરશીઓ અને ટેબલો આણ્યાં એટલે નવાબો, રાજાઓ અને વેપારીઓએ એ પ્રમાણે ઘરોની સજાવટ કરવા માંડી.

ઉત્તરમાં દિલ્હી–આગ્રા, રાજપુતાનામાં જયપુર, ગુજરાતમાં આબુ —અમદાવાદ, દક્ષિણમાં વેલૂર, મ્હૈસૂર અને રામેશ્વર સુધી સુંદર સ્થાપત્યના નમૂના પથરાયેલા પડ્યા છતાં સાહેબો તેની કદર કરી શક્યા નહિ અને તેને આડંબરી ચવિત્રાં રૂપોવાળાં (Grotesque) ગણી કાઢ્યાં અને પોતાના લશ્કરી ઇજનેરો પાસે પૂરો અને ગરનાળાંની ઢબે ઑફિસો, સ્કૂલો, ઇસ્પિતાલો અને રેલવે સ્ટેશનો હારોહાર બાંધી કાઢ્યાં. આથી રૂપકામ અને નકશીકામ કરનારા કારીગરોનાં ટાંકણાં બંધ પડ્યાં અને લોકો સૌન્દર્ય અને કલાના આનંદથી વિખૂટા પડી ગયા.

એ વિચિત્ર જમાનામાં પણ લશ્કરી ઇજનેર કનિંગહામ અને પ્રવાસી ઇજનેર ફર્ગ્યુસને જે મહેનત અને કાળજીથી હિન્દની પ્રાચીન ભવનનિર્માણની કદર કરતાં પુસ્તકો રચ્યાં હતાં તેનો બોધ લેવા જેટલીયે શક્તિ એ કાળના શિક્ષિતજનોમાં નહોતી અને તેથી પ્રજામાં તેનો સંદેશ કદી પહોંચ્યો જ નહિ. ફર્ગ્યુસને ચાલીસ વર્ષ સુધી હિન્દી સ્થાપત્યનો અભ્યાસ કરી બે પુસ્તકો લખ્યાં તે ૧૮૭૨માં પ્રગટ કર્યાં હતાં, અને તેના મૃત્યુ પહેલાં ૧૮૮૬માં તેની રજા વિના અમેરિકામાં છપાઈ ચૂક્યાં હતાં. તે પછી ૧૮૯૧માં તેના જ પ્રકાશકોએ ફરીવાર છાપ્યાં અને ૧૯૧૦ માં છેવટની આવૃત્તિ જેમ્સ

બર્જેસ અને ફ્રિન્સપામર્સના હાથે સંશુદ્ધ અને સંવર્ધિતરૂપે બહાર પડી છે. પછી તો આ વિષય ઉપર અનેક ગ્રંથો બહાર પડ્યા છે, પણ તેના સંસ્કાર કે સંપ્રાપ્તિ હિન્દના ઇજનેરો, કંટ્રાક્ટરો કે કારીગરોમાં જરાય ઊતર્યા નહિ, કારણ કે બાંધકામખાતું સરકારના તંત્રના હાથમાં હતું અને પૂનાની કૉલેજ જે કંઇ શીખવે અને સરકારી અધિકારી મંજૂર કરે તેવા જ ઘાટમાં મકાનો કે ચણતર થતા. આ સ્થિતિમાંથી સંપૂર્ણ ઉગારો કદી જ થયો નહિ. ચોપાનિયાં, ફોટોગ્રાફો અને વિવિધ લેખો દ્વારા છેલ્લાં વીસઃવર્ષ પહેલાં થોડાં હિન્દી સ્વરૂપનાં મકાનો ચ્ચવાની સરકારે ચેષ્ટા કરી, જેના પરિણામે મુંબઇમાં બિજાપુરના ગોળ ગુંબજ ઉપરથી જનરલ પોસ્ટ ઑફિસનું મકાન થયું, પણ એવા જૂજ દાખલા સિવાય સરિયામ જગ્યા ઉપર કે લત્તાઓમાં હિન્દની પ્રણાલી સાચવતા મકાનો થયાં જ નહોતાં. વ્યવહારની એકધારી સગવડ થતાં ફ્રાન્સ-જર્મની વગેરે દેશોની યુનિવર્સિટીઓમાં હિન્દ અને એશિયાની કળા ઉપર અભ્યાસ અને વિવેચનો થવા લાગ્યા તે પછી જ ઇંગ્લાંડમાં હિન્દી કળા ઉપર જૂજ ભાગના વિદ્વાનોની નજર પડી. પણ હિન્દી સરકારે તો હજુ રોમન બાંધણીને જ શિષ્ટપદ આપ્યું હતું.

મુંબઇનાં બાંધકામખાતાના વડા વીટ આવ્યા અને મુંબઇની આર્ટસ્કૂલમાં ભવનનિર્માણ અથવા સ્થાપત્ય (આર્કીટેક્ચર) વિભાગમાં માત્ર માપણી કરનારા અને નકશા તૈયાર કરનારા જ થતા હતા, ત્યાં અભ્યાસક્રમ ઊંચો કરી બાંધકામની બધી શિષ્ટ શૈલીનો અભ્યાક્રમ દાખલ થયો અને તે શાળાની દેખરેખ મિ. બેટલીને સોપાઇ. તે વખતે ગુજરાતની અને ખાસ કરી અમદાવાદની ચૌદમા સૈકાની શૈલી સ્થાપત્યના નિયમાનુસાર બહુ યોજનાબદ્ધ અને પ્રભાવશાળી લાગી, એટલે તેની અસરથી એપોલો બંદર ઉપર હિન્દનું પ્રવેશદ્વાર (Gateway of India) બંધાયું છે, અને તેની રચના તેમ જ ઉઠાવ અમદાવાદના ત્રણ દરવાજાને પૂરાં આભારી છે. ત્યાર પછી ઘણા

સાહસિક યુવાનોએ ઈંગ્લાંડ જઈ F. R.I. B. A. ની પરીક્ષાઓ આપી અને હિન્દમાં આવી, રાષ્ટ્રીય ભાવનાથી પ્રેરાઈ, થોડાંએક પ્રસિદ્ધ મકાનોને હિન્દી સ્વરૂપ આપવા માંડ્યું. તેના નમૂના ચર્ચગેટ સ્ટ્રીટમાં અને ઝવેરી બજારની ગુલિયન માર્કેટમાં છે. અમદાવાદમાં પણ શેઠ કસ્તુરભાઈએ મિ. બેટલીની સલાહથી પીરમશાહ રોડ આગળ પોતાની વાડી આગળ દુકાનની હારો અને દરવાજો શુદ્ધ ગુજરાતી સ્થાપત્ય રચનાથી કરાવ્યાં છે, અને પછી તો બધા જ સ્થાપત્યકારોએ અભ્યાસ અને અવલોકનથી હિન્દી સ્વરૂપોનું માન વધાર્યું છે. છતાં કહેવું જોઈએ કે આ સ્વરૂપો દેખાવ પૂરતાં સચવાયાં છે. જૂનાં ઘરો અને મંદિરોમાંનાં હવામાન, જીવનની રહેણી અને સ્વભાવને અનુકૂળ એવી રચનાઓ પર પૂરો વિચાર અને ધ્યાન આપવામાં આવ્યું નથી.

સ્થાપત્ય સ્વરૂપોનું હિન્દીકરણ આવી જ રીતે બધા પ્રાંતોમાં થોડે યા વત્તે અંશે થવા લાગ્યું હતું, પણ બધાને સરકારી કાનૂનો અને રૂઢિઓના બંધનોવાળી રચના કરવી પડતી હતી. એટલે આ મકાનોમાં એક જાતની વર્ણસંકરતા ઉઘાડી પડી જાય છે.

દેશી રાજ્યોનો વિચાર કરીએ તો ગુજરાતમાં તો સરકારી પ્રદેશ કરતાં ય ત્યાં અંગ્રેજી સ્વરૂપોનો વધારે મોહ દેખાશે. રાજાઓના નવા બંગલા, દરબારી ઑફિસો કે હાઈસ્કૂલો જોતાં લાગે કે દેશના વાતાવરણ અને સંસ્કૃતિમાં ભળી જાય એવું બાંધવાનું તેમને સૂઝતું જ નથી. વડોદરા રાજ્યમાં ગજમહેલ, કૉલેજ, મ્યુનિસિપલ કીર્તિમંદિર, વગેરેનો વિચાર કરીએ છીએ ત્યારે તે પરદેશથી આણેલાં વિવિધ વૃક્ષો જેવાં જ લાગે છે. જેમની પાસે રુદ્રમહાલય, ડભોઈ અને અનેક જૂનાં દેવમંદિરો અને જૂની હવેલીઓના નમૂના હતા તેમણે તેનો વિકાસ કરી તેને તળપદું નરસ્વરૂપ આપવાની સુંદર તકો ગુમાવી છે. ઉદયપુરનો ગજમહેલ આ બાબતમાં એક અલગ દષ્ટાંત

કહી શકાય. અન્વરમાં પણ સારા પ્રયત્નો થયા. લખનૌનું રેલવે સ્ટેશન પણ જોવા જેવું બન્યું છે.

આ અનેકવિધ સ્થાપત્યરચનાઓ પર પ્રકાશ નાખી અભ્યાસ અને કદર ઉત્પન્ન કરવા શિક્ષણમાં કે પત્રકારત્વમાં ભાગ્યે જ સચોટ અને એકધારા યત્નો થયા હશે. પણ યુરોપમાં યુદ્ધ પછી મકાનોમાં ઝડપ લાવવા સમુદાયોની યોજના કરવાનો અને સાફચટક રહી શકે એવાં અને અંદરની વિશેષ સગવડોવાળાં મકાનો કરવાનો સિદ્ધાંત આવ્યો. તેમા સિમેન્ટ કૉન્ક્રીટથી જોઇએ તેવા ઢાળ ઉતારવાનું શકય બન્યું એટલે બધા દેશોમાં મધ્યકાળ અને પ્રાચીન કાળના નમૂના પર પડદો પડયો. ભૂમિતિની સુયોગ્ય રેખાઓવાળી અને હવાની રેખાઓ જેવી સરળ બાંધણીઓ જન્મ પામી. એને Functional architecture ( સગવડ-સ્થાપત્ય ) કહે છે, છતાં તેના ઊંચાનીચા લાંબાપહોળા વિસ્તારો અને સમૂહોમાં સપ્રમાણતા અને સુઘડતા અને નમણાઈ લાવવાના ઘણા પ્રયત્નો થાય છે, એ જ એના ગુણો ગણાય છે માત્ર અર્થહીન નકલો કરનારા ઇજનેરો ગમે તેટલા ખૂણા પાડી વાટકા નાખી તેમ જ ન જોઈતી પાંખો, છજાં કે જાળિયાં બનાવી મકાનોને બદસૂરત બનાવે છે. અલંકારો જેમ ઓછા તેમ રચનાનું સમતોલ પણું જાળવવામાં જ કળા છે.

પરંતુ એટલું તો ખરું જ કે માનવજીવનના રક્ષણ, નિવાસ અને વ્યવહાર માટે આ કળા જેટલું પ્રાધાન્ય ધરાવે છે, તેના પ્રમાણમાં જનતા કે જનતાના જવાબદાર નેતાઓ અને અધિકારીઓએ તેના અભ્યાસ અને કદર માટે પ્રજા માટે-જોઈએ તેવી કેળવણી અને જ્ઞાનનો પ્રચાર કર્યો જ નથી. કરોડો મનુષ્યોની દૃષ્ટિ સમક્ષ સારાખોટાં મકાનોની હારો કે સમુદાય જુદી જુદી અનેકવિધ છાપ પાડતાં હશે. જો તેનો વિચાર કરીએ તો થાક, ત્રાસ, કંટાળો, ઉદ્વેગ કે અણગમો યા અગવડ ઉત્પન્ન કરતાં મકાનોથી જનસમૂહની કેટલી શક્તિ આઘાત

પામતી હશે ? અને કેટલો રાષ્ટ્રીય વ્યય માત્ર તેની સમજદારીના અભાવે થતો હશે ?

પચાસ વર્ષ પૂર્વે સર જ્યોર્જ બર્ડવુડે હિન્દુસ્તાનના કળાકારીગરીના પુસ્તકમાં લખી નાખ્યું કે હિન્દુસ્તાનના કારીગરના હાથ, નકશીકામ અને કોતરણી માટે અજબ શક્તિ ધરાવે છે, પણ ઉચ્ચતર કલાને નામે નોંધ કરીએ એવું કંઈ નથી. આ કથનને સંસ્કારી અમલદારોએ અને યુનિવર્સિટીના વિદ્વાનોએ બાબાવાક્યં પ્રમાણં તરીકે સ્વીકારી લીધું હતું અને કલા-શિલ્પના સર્વોચ્ચ આદર્શો માટે ગ્રીસ અને ઈટાલીનું નામ સર્વત્ર આગળ ધરવામાં આવતું હતું. હિન્દનો ઈતિહાસ ભણાવનારા અને ભણનારાએ કદી સાચી ભારહુત, ઈલોરા, અજંટા, તાજમહાલ કે દિલ્હી—આગ્રા અને દક્ષિણનાં ભવ્ય દેવમંદિરોની ગૌરવપૂર્વક વાત કરી નહોતી. અને હજુ પણ દેશની શિક્ષણદાત્રી યુનિવર્સિટીએ એ બાબતમાં અભ્યાસક્ષેત્ર ઉઘાડ્યું નથી, પછી સામાન્ય જનતામાં તે વિશે માન અને ઊર્મિ ક્યાંથી હોય ?

પચાસ વર્ષ પહેલાં હિંદભરમા જે મારફાડ અને ત્રાસનો જમાનો વીત્યો હતો તેને લઇ લોકોએ નાસભાગ કરી ધંધા–ધાપા–ખેતી ગુમાવ્યાં હતાં. દુષ્કાળને લઈ બાંધકામો અને કળાકારીગરી ઠંડાં પડતાં હતાં. દેશના થોડાએક શ્રીમંતોની હવેલીઓમાં હાંડી–ઝુમ્મરનો ભપકો દેખાતો હતો, પણ તે મોટાઇ બતાવવા પૂરતું જ. એ ઘરોમા કળા, નૃત્ય કે સંગીતનો અભ્યાસ કે પરિચય વીસરાઈ ગયો હતો. અંગ્રેજી અમલ આવ્યા પહેલાંના પેશ્વાઈ અમલની નિશાની રૂપે કેટલાંક ઘરોમાં ચીનથી કાચની પાછળની બાજુ ચીતરાવેલાં બેગમોનાં, બાદશાહોનાં અને પેશ્વાઓનાં તથા મુત્સદ્દીઓનાં ચિત્રો જોવામાં આવતાં. આ ચિત્રોનાં પાત્રો હિન્દનાં છતાં તે પર ચીનાઈ કલમની છાપ સ્પષ્ટ હતી. બદામી આંખો અને ફીક્કી ચામડીથી તે જુદાં પડી જતાં. મુગલ કે રાજપૂત અમલનાં ચિત્રો કોઇકને ત્યાં ધૂળ ખાતાં દેખાતાં હતાં. પણ તે વખતે યુરોપી પ્રવાસીઓ હિન્દની નવાઇ તરીકે આવાં ચિત્રો પાણીને

મૂલે ભંગારમાંથી લઈ જતા હતા. રજવાડામાં જ્યાં જ્યાં એવી હિન્દી કુશળતાના નમૂના હતા તે દેશીઓના અજ્ઞાન અને દારિદ્રયને કારણે તણાઈ જતા હતા.

અંગ્રેજી અમલમાં છાપખાનાં અને લીથોગ્રાફીની કળા આવી, એટલે પ્રથમ પૂના ચિત્રશાળાએ ચિત્રો છાપવાનું શરૂ કર્યું અને તેથી દક્ષિણી ગૃહસ્થો મારફત ગુરુ દત્તાત્રય, રામ, પંચાયતન કે રાધાકૃષ્ણ, હરિહર-ભેટ જેવાં ચિત્રો પ્રચાર પામ્યાં. તે ઉપરાંત ઈટલીથી જાતજાતનાં ધાર્મિક ચિત્રો પણ આવતાં. સાથે પ્રાણીચિત્રો અને કુદરતી દેખાવનાં ચિત્રો પણ આવતાં અને યુરોપના રાજકર્તાઓની છબીઓ પણ સેંકડોના ઘરોમાં સ્થાન પામતી. આ ચિત્રોની પસંદગીમાં કોઇ આદર્શ કે નજીકનો હેતુ હોય એમ લાગતું નથી. માત્ર આવી છબીઓ ચોડવી અને ઘર શણગારવું એ જ લાગણી હતી. વૈષ્ણવ ઘરોમાં નાથદ્વારાથી આણેલી શ્રીનાથજીની મોટી છબી હોય અથવા તેમના કોઈ વડીલ ત્યાંથી છબી ચીતરાવી લાવ્યા હોય તે જ. ફોટોગ્રાફીની શરૂઆત થઇ હતી, અને તે ઉપરથી પણ નાથદ્વારામાં જૂની કલમથી તસવીરો થતી. પરંતુ ગુજરાત-કાઠિયાવાડનાં શહેરોમાં ઉચ્ચ પંક્તિના કલાકારો કે શિલ્પીઓની આબાદી થવાનો દાખલો મળતો નથી. ઘરોમાં તથા મંદિરોમાં અંદર અને બહાર ભીંત પર ચિત્રો કરાવવાનો રિવાજ હતો, પણ તે કામ કડિયા કે મોચી કોમના હોશિયાર માણસો કરતા. તેમાં ચિત્રવિષયનું બાહ્ય રૂપ આવી જાય એટલે વાહવાહ કહેવાતી.

દેશી રાજદરબારમાં સારા ચિત્રકારોને આશ્રય મળ્યો હોય તેમ જણાતું નથી. જામનગર કારીગરો માટે પ્રસિદ્ધ હતું, પણ ચિત્રકામ તો મકાનના શણગાર પૂરતું કે મંદિરો માટે છબીઓ કરવા પૂરતું જ નભતું. છતાં દેશી રંગો અને પીંછીઓ બનાવનાર ત્યાં હતા. આવાં કારણથી મોટાં રાજ્યોના પૂર્વજોની પેઢીદરપેઢી છબીઓ મળી શકતી નથી, અને તેઓનાં વર્ણનો દંતકથાઓનાં પાત્રો જેવાં લાગે છે.

કોઈએ દિલ્હીથી કે જયપુરથી સારા ચિતારાને તેડાવી, રાજકર્તાઓ કે સંતો, ભક્તો કે ઇષ્ટ દેવોની સુંદર છબીઓ ચિતરાવી હોય તેવો વિરલ દાખલો હશે.

પણ આ વખતે દેશમાં જામતી અંગ્રેજ સરકારના અંગ્રેજ અમલદારોની આંખ બહુ ચકોર હતી. ઇસ્ટ ઇંડિયા કંપનીના ડિરેક્ટરોની ઇચ્છા થઈ કે હિન્દુસ્તાન કેવો મુલક છે તે જાણવું. એટલે, ડેનિયલ બ્રધર્સ નામના બે ચિતારાને મોકલી આપ્યા. તેમણે ચોમાસામાં હિન્દુસ્તાનભરમાં ફરી બે મોટાં વોલ્યુમ તૈયાર કર્યાં અને તે સુંદર રીતે છાપીને બહાર પાડ્યાં. આજે તો તેની પ્રતો ગણીગાંઠી હશે અને દરેક વોલ્યુમ હજાર રૂપિયા કરતાં મોંઘું હશે. આવાં વોલ્યુમનો સંગ્રહ પણ હિન્દના ગૃહસ્થો અને રાજ્યોના સંગ્રહમાં ભાગ્યે જ થયો હશે. હિન્દના ચિત્રવિચિત્ર પોશાકોએ અને નવીનતાભર્યાં દશ્યોએ કંઈક પરદેશના સાહસિક કલાકારોને આકર્ષેલા. તેમણે માત્ર છેલ્લાં પચાસ વર્ષોમાં જે પ્રસંગો ચિતર્યા છે અને તસવીરો દોરી છે તે જ એ સમયનો ખ્યાલ આપે છે. મુગલ સામ્રાજ્યની જાહોજલાલી મુગલ કલાકારોએ જેટલી જીવંત અને રંગભરી અમર કરી છે તેનો શતાંશ પણ મોટા મરાઠી રાજ્યોનાં અવશેષોમાંથી મળતો નથી, તો છેવટના મહાન પેશ્વાઓ અને સરદારોની તદ્રૂપ છબીઓની શી વાત ? જે મળે છે તે ઘણી બરછટ અને જાડી કલમનું કામ હોય છે. આથી, અંગ્રેજોએ નવા સામ્રાજ્યનાં ચિત્રો કરાવવા કદી જ દેશી ચિત્રકારોનો ઉપયોગ ન કર્યો. કાઠિયાવાડના પચાસ વર્ષ પૂર્વેના રાજવીઓનો પોશાક અને ચહેરાનો આબેહૂબ પરિચય રાજકોટ કૉનોટ હૉલમાં મૂકાવેલી તસવીરોમાં મિ. બ્રુકસ નામના કલાકારે આપેલો છે. અને એ પ્રયત્ન થયો ન હોત તો સૌરાષ્ટ્રના છેલ્લા ગૌરવનું રંગભર્યું પ્રકરણ અદશ્ય થાત.

છેલ્લાં પચાસ વર્ષમાં ચિત્રકળાની હરીફ ફોટોગ્રાફીએ થતા

ચિત્રકારોના વિકાસ પર બહુ આઘાત કર્યો છે. નવા થતા ચિત્રકારો સ્વતંત્ર કલમ કેળવવાને બદલે ફોટોગ્રાફી પરથી ચિત્રો કરવાના નાદે ચઢી ગયા અને નિર્વાહ માટે એ જ સાધન અનુકૂળ બન્યું. એટલે યુરોપના સમાગમથી હિન્દને પહેલી દીક્ષા મળી હોય તો ફોટોગ્રાફીને આધારે તસવીરો કરવાની. અને આ રીતે હિન્દની પરંપરાગત ચિત્રકળામાં એક મોટો વિક્ષોભ, કાલાતિક્રમણ નીપજ્યું છે.

બીજી પરિસ્થિતિ એ થઈ કે ૧૮૮૦માં ઈંગ્લંડમાં કેળવણી ખાતાની સંસ્થાપના થઈ તેમાં કળા હુન્નરની શાળાઓ પણ પરગણાઓમાં સ્થપાઈ. તેના અનુકરણરૂપે હિન્દમાં પણ તેવું ખાતું થયું અને કલકત્તા, મદ્રાસ, મુંબઈ, લાહોર વગેરે સ્થળે કળાશાળાઓ સ્થપાઈ અને દેશમાં તો યોગ્ય શિક્ષકો નથી એમ સ્વીકારી દરેક શાળાના શિક્ષક તરીકે અંગ્રેજ કળાકારો નીમવામાં આવ્યા, અને તેમણે અભ્યાસક્રમમાં ઇંગ્લંડની નકલ દાખલ કરી. ગ્રીસનાં પૂતળાં અને ઇટલીની ચિત્રકળા આદર્શો બન્યાં હતાં. પરંતુ, આ વાતાવરણમાં હિન્દી કલાકારનુ માનસ વિકાસ પામી શક્યું નથી એ આટલાં વર્ષોનો શાળાનો વૃત્તાંત કહી આપે છે. જ્યારે, એટલાં જ વર્ષોમાં યુરોપમાં તો કળાકારોના કંઇક સંપ્રદાય ફૂલ્યાફાલ્યા અને વિરતર્યા છે.

પણ હિન્દી કળાના ઇતિહાસમાં એક વિશિષ્ટ વ્યક્તિએ પોતાની પ્રતિભાએ જે છાપ મારી હતી તેની નોંધ અનિવાર્ય છે. ત્રિવંદ્રમના રાજકુટુંબી એક તરુણે સ્વ પરપ્રેરામાં કલાનું શિક્ષણ મેળવી પોતાની કારકિર્દી નક્કી કરી લીધી અને રાજ્યમાં આવતા યુરોપી કલાકારો પાસેથી નવી ચિત્રપદ્ધતિ, નિરીક્ષણ અને તાલીમ મેળવી, સિદ્ધિ પ્રાપ્ત કરી. એનું નામ રાજા રવિવર્મા. બહુ જ નાની ઉમ્મરમાં તેમણે માનવઆકૃતિને સુંદર રૂપમાં આલેખવાની શક્તિ મેળવી પણ યુરોપી કળાના સંયોગથી કલ્પનાયોગે ચિત્ર કરવાનું છોડી જીવંત પાત્રો પરથી જ ચિત્રાલેખન કરવાનો સંપ્રદાય સ્વીકાર્યો, એટલું જ નહિ પણ સારા યુરોપી ચિત્રકારો પ્રશંસા કરે તેવી સિદ્ધિ પ્રાપ્ત કરી. ઘણા વખતથી

ચિત્રવિદ્યાથી રહેલી હિન્દી પ્રજાને તેનાં ચિત્રોએ નવીન જ નાદ લગાડ્યો. ૧૯૦૪માં શિકાગોમાં મોટું વિશ્વપ્રદર્શન થયું તેમાં તેણે ચિત્રો મોકલ્યાં અને તેની સારી નોંધ લેવાઈ. વડોદરાનરેશ સ્વ. શ્રી. સયાજીરાવ તે વખતે હિન્દમાં લાવવા સારા ચિત્રકારો શોધતા હતા ચિત્રો ખરીદતા હતા અને કંઈકને ઉત્તેજન આપતા હતા. તેમની જાણમાં એમની પ્રસિદ્ધિ આવતાં, હિંદમાં આવી તેમણે તેમને તુરત પોતાને ત્યાં નિમંત્રણ આપ્યું અને રાજકુટુંબનાં તથા કેટલાક પુરાણ પ્રસંગોનાં ચિત્રો કરાવ્યાં.

રાજા રવિવર્માના આ પ્રવાસે મુંબઈ ઇલાકામાં કંઇક નાના ચિત્રકારોને ચેતના અને પ્રેરણા આપી તે સાથે મુંબઈના પ્રસિદ્ધ ખટાઉ કુટુંબે તેમની કળાનો પ્રચાર કરવા એ જર્મન નિષ્ણાતોના હાથ નીચે રવિવર્મા લીથો પ્રેસ કરી; તેમનાં ચિત્રોની સુન્દર મોટી પ્રતો બહાર પાડવા માંડી. આ ચિત્રો હિંદુસ્તાનને ચારે છેડે પહોંચી ગયાં અને શ્રીમંત અને ગરીબોનાં ઘરો હિન્દુ પુરાણપ્રસંગોના સ્મરણોથી આનંદ લઈ રહ્યાં. એટલું જ નહિ પણ દરેક નવા ચિત્રકારના આદર્શ બન્યા. ૧૯૪૨માં રવિવર્મા લીથો પ્રેસ લોનાવલામાંથી સરસ્વતી, લક્ષ્મી શકુન્તલાજન્મ, શકુન્તલાપત્રલેખન વગેરે મોટી સુન્દર રંગીન છબીઓ બહાર પડી. તેવું છાપકામ પછી કદી જોવામાં આવ્યું નથી; એ સમયના દરેક નવીન ચિત્રકારે એ ચિત્રોની નકલોથી શરૂઆત કરી હતી. બંગાળના સંસ્કારી પત્ર 'મોડર્નરીવ્યુ' અને 'પ્રવાસી' આરંભમાં રવિવર્માનાં જ ચિત્રો છાપતાં અને પ્રતિપ્રાંતના લેખકો અને કવિઓ તેમના નવલનાયિકાઓની પ્રતિમાને એની છબીઓ સાથે સરખાવતા. પણ આ કળાએ કદી સૂક્ષ્મ માનસપરિવર્તનો કે પ્રસંગોમાં પદાર્પણ કર્યું નહિ.

રવિવર્માએ પ્રાચીન કળાનો દોર સાવ છોડી દીધો હતો અને માત્ર જીવંત પાત્રોના બહિર્મુખ સ્થિર અંગમરોડ અને બેઠકમાં પર્યાપ્ત કરી લીધી. હિંદનું સંગીત અને નૃત્ય અથવા રસશાસ્ત્ર કે ઇતિહાસની

સૂક્ષ્મ છણાવટો સાથે તેનો સંબંધ હતો નહીં. રાજા રવિવર્માનાં પુરાણચિત્રો કરતાં તેમને હાથે થયેલાં તસવીરચિત્રો ખરી કદર માગે તેવાં થયાં છે. પરંતુ તે રાજમહેલોમાં જ હોવાથી જનતાને તેની પૂરી ખબર પડી નથી.

ઉદેપુર વગેરે સ્થળે તેમની એવી કૃતિઓ છે. ગુજરાતમાં રાજા રવિવર્માની ઘણી છાપ પડી હતી. સ્વ. મગનલાલ શર્માએ કેટલાંક ચિત્રો કર્યાં તે બધામાં તેની પ્રેરણા હતી. પરંતુ, તેણે ચિત્રપ્રસંગો ગુજરાતની કથાઓ અને સાહિત્યમાંથી લીધાં હતાં. હિન્દુસ્તાનના નકશામાં ભારતીમાતાની પ્રતિમા ગોઠવી પ્રથમ એ રૂપની છબી તૈયાર કરનાર એ હતા. પછી કેટલાંક વર્ષોએ સ્વ. ત્રિભુવન પટેલે પણ એ ઢબે ખૂબ ચિત્રો કર્યાં હતાં.

કેટલાક અંગ્રેજ કલાકારો તેમની સ્વાભાવિક સહાનુભૂતિથી હિન્દના શિલ્પ અને કળાના પ્રશંસકો બન્યા હતા, પણ તેનો દેશના શિક્ષણમાં શું યોગ કરવો તે વિચારી શકયા નહોતા. ૧૮૦૫ થી ૧૮૯૨ સુધી મુંબઈના પ્રિન્સિપાલ મિ. ગ્રીફીથ્સે અજંતાનાં ચિત્રોની નકલો કરવા હોશિયાર તરુણ વિદ્યાર્થીઓને સરકારી ખર્ચે રોકયા હતા. તેમાં સ્વ. મિ. પેસ્તનજી બમનજીનું ઘણું કામ છે, અને તેમાં જ તેમની કારકિર્દી સમાપ્ત ગઈ. પરંતુ, તેનો યશ તેમને મળ્યો નથી. નવ વર્ષ એ સમયની અગવડતાઓ વેઠી, જંગલમાં વસી, તેમણે એ કામ કર્યું હતું. એ પુસ્તકો ઇંગ્લંડમાં છપાયા પછી અસલ ચિત્રો આગમાં બળી ગયાં. પરંતુ ગ્રીફીથ્સના આ ગ્રંથો બહુ સેવા કરી શકયા છે. તેમાથી તે કાળના કલાકારોને તો કંઈ પ્રેરણા કે ઉદ્‌બોધ ન થયાં. પણ પછીના લાંબા કાળે લેડી હેરીંગહામે નવેસરથી તે કળા પર કદરદાની પ્રસારી. કલકત્તાની ચિત્રશાળાએ મિ. હેવલ અને અવનીન્દ્રનાથની દોરવણી નીચે હિંદની કળાના અભ્યુત્થાનમાં તેના પાઠોની યોજના કરી.

કલકત્તાની એ અભિનવ જાગૃતિને દેશના નવશિક્ષિત હિંદીજનોએ

પણ બહુ શંકાથી જોવા માંડી હતી. હિંદનું સંગીત અને સંસ્કૃત સાહિત્ય જેટલું શિષ્ટ સ્વરૂપનું મનાતું એટલી ચિત્ર અને શિલ્પની ગણના નહોતી. પરંતુ ૧૯૦૧માં દિલ્હીમાં અખિલ ભારતીય ઉદ્યોગકલાનું પ્રદર્શન થયું ત્યારે શ્રી. અવનીન્દ્રનાથનું શાહજહાનની છેલ્લી અવસ્થાનું ચિત્ર રજૂ થયું. જૂની દિલ્હી કલમની માફક તે નાના કદમાં હતું, પણ હિંદની ચિત્રકળાએ એક નવા પ્રદેશમાં પદાર્પણ કર્યું હતું. તેની તે અચૂક નિશાની તરીકે સ્વીકારાયું અને તેમને સુવર્ણચંદ્રક અપાયો હતો. ત્યાર પછી તો બંગાળ સંપ્રદાયે ભારતીય કલા અપનાવવા ઘણા પ્રયોગો કર્યા. શ્રી. અવનીન્દ્રનાથનું પહેલું શિષ્યવૃંદ ખૂબ જાણીતું થયું છે. શ્રી. નંદબાબુ, અસિત હલદર, સુરેનકાર, સુધનાઈ, વેંકટપ્પા વગેરેએ પુરાણ, લોકકથા, વાર્તા અને વિશાળ ભીંતચિત્રો પર ઘણા લાક્ષણિક પ્રયોગો કર્યા છે. પરન્તુ, બીજી તરફ યુરોપનાં છાપાકળા પ્રકાશનો અને શિક્ષણે દેશ પર એવો તો મોરચો રચ્યો છે કે આમજનતા સુધી કળાની પમરાટ પહોંચાડવાની તાકાત કે સાધનો હિન્દી કળાકારના હાથમાં રહ્યાં નહિ, શ્રીમન્તો અને યુનિવર્સિટી કે અમલદારી પણ તેની કદરથી વિમુખ રહી છે–હિન્દી કળાની સમજ ધરાવતાં જૂજ મંડળો અને થોડા શોખીનોને બાદ કરતાં.

હિન્દી કળાની આ નવી પૂર્વપીઠિકા પાછી વિલુપ્ત થતી હોય તેમ દેખાય છે. એનું કારણ એમ પણ કહી શકાય કે પ્રાચીન અજન્તા કળાને પ્રેરણા આપનાર જે અદ્ભુત ધર્મબળ અને સંઘબળ હતું તે આજે નથી. મુગલ કે રાજપૂત કળાને આશ્રય આપતાં રાજ્યો કે ઠકરાતો નથી. આજે મોટાં યંત્રો જેવાં ખાતાં છે તે મારફત જ કામ લઈ શકાય અને ત્યાં તો બિલકુલ સરકારી પસંદગી અને ઇંગ્લંડના આદર્શોનો જ સ્વીકાર થાય છે. બીજી તરફ હિંદી કળાના પ્રણેતાઓ યુગધર્મ પિછાની, પ્રજાસ્વાતંત્ર્યની વિરાટ ભાવનામાં પલોટાઇ રહી છે તેને અનુસરી, ચિત્રપ્રસંગો અથવા ચિત્રપ્રયોગો કરતા નથી એટલે તેમની મનસ્વી કલ્પનાની તસવીરોનો લોકાદર્શમાં સમાજ કે સમાસ

થઈ શકતો નથી. એમ છતાં દિલગીર થવા જેવું એ છે કે છાપાકળાના આશ્રયથી સ્વાર્થસાધુ ધંધાદારીઓ અને વેપારીઓ લોકોની સાધારણ વાસનાઓને તૃપ્ત કરે એવાં ચિત્રો, કેલેન્ડરો અને શિલ્પનો પ્રચાર કરી ચિત્રકળાનું એક વિકૃત સ્વરૂપ પ્રસારી રહ્યાં છે.

સિનેમાનું ક્ષેત્ર ઊઘડ્યું ત્યાર પછી ચિંતનશીલ કલાને જબરદસ્ત ફટકો પડ્યો છે. રૂપરમણીય કે કામનાપ્રેરક ચિત્રો બહુ લોકાદર પામી રહ્યાં છે, અને તેથી પ્રજામાં એક પ્રકારની પ્રમત્ત અને વિલાસપોષક માદકતા પ્રચાર પામી છે.

છેલ્લાં પચાસ વર્ષમાં ગુજરાતે કલાનાં આ સર્વ પરિવર્તનો જોયાં છે. બે પેઢી ઉપર ગુજરાતના રાજદરબારોમાં ચિત્રકળા જૂજ હતી. ત્રણ પેઢી પહેલાંના કોઈ રાજવીની સારી તસવીર કે જીવન-પ્રસંગોની છબી મેળવવી મુશ્કેલ છે. ભાવનગર રાજ્યના શિહોરના રાજમહેલમાંથી ચિતળની લડાઈનાં થોડાં સલાટી ચિત્રો મળ્યાં છે.

શિલ્પમાં જૂના રૂપકામ કરનાર ભાગ્યે જ કોઈ રહ્યા હતા, અમદાવાદમાં એક બે સોમપુરા છે તે આ કામ જાણે છે. પણ મુંબઈમાં આર્ટસ્કૂલને લઈ મિ. મહાત્રે, મિ. કરમારકર અને બીજા તરુણ શિલ્પીઓની પેઢી વિસ્તરી છે. ગુજરાતમાં વડોદરામાં મિ. કોલ્હા-ટકરનું જ નામ છે. ગુજરાતના નવા શિલ્પી તરીકે યુસુફ ધાલા અને કાન્તિલાલ કાપડિયા છે.

જામનગરના રાજમહેલમાં ભૂચરમોરીના યુદ્ધનું એક ચિત્ર છે. તે પછી કોઈ રાજદ્વારી કે ધાર્મિક કે સામાજિક પ્રસંગો ક્યાંઈ ચિતરાવાનું જાણ્યું નથી. ગુજરાતના ઘરો પર ઠરોઠાર મહોનાં ચિત્રો કે કોઇ જૂની એકવાર્તા જોઇએ છીએ, પણ તેને પ્રજાની કોઈ વિશિષ્ટ ભાવના રૂપે ન લઈ શકાય. દેશી રાજ્યોમાં જૂના ચિત્રકારોનાં નામો પણ મળતાં નથી. અંગ્રેજ અમલ બાદ ગણ્યાં તસવીર

કરાવતા થયા હતા, પણ અંગ્રેજી કલાકારને આંટ મારે એવો કોઈ ચિત્રકાર થયો ન હતો, તેનું કારણ તે વિષે જે પ્રગાઢ ચિંતન અને શિક્ષણ જોઈએ તે આપનારું કોઈ કેન્દ્ર નહોતું.

રાજકોટમાં વાનરથ કરીને એક આર્ટીસ્ટના હાથ નીચે થોડો વખત ચિત્રશાળા ચાલી હતી. ત્યાં ભાવનગરના છગન પેઈન્ટર અને ધ્રાંગધ્રાના મેરૂભા રાજચિત્રકાર થોડો વખત તાલીમ પામેલા. ફોટા પાડી મોટી છબીઓ કરવામાં તાલીમ સમાપ્ત થતી. તેથી રંગોની લાક્ષણિક વિવિધતા કે આકારનો ઉઠાવ કે ચિત્રસંયોજનના નિયમો પર ધ્યાન જ નથી અપાયું. ચિત્રકારો-બધાનો આદર્શ તસવીરો કરીને કમાતા થવાનો જ હતો. નાના વિદ્યાર્થી ચિત્રકારો પણ રાજાઓની છોગાંદાર પાઘડીઓવાળી છબીઓથી શરૂઆત કરતા. એ તસવીર-કારોમાં જાણીતા થયેલા વઢવાણના શ્રી. નાનાલાલ જાની, રાજકોટના, શ્રી. છોટાલાલ તેજપાળભાઈ, જામનગરના શ્રી. કેશવરાવ કારખાનીસ, અમરેલીના બચુભાઈ મૂલાણી, આ જાણીતાં નામો છે, અને તેઓ હૈયાત છે. વડોદરામાં સ્વ. બુધવારકરે સારી નામના કરેલી અને તે વધુ તાલીમ માટે ઈંગ્લંડ જઈ આવ્યા, પણ તેમની કળા દ્વારા કંઈ વધુ વિકાસ થાય તે પહેલાં તેઓ લકવાથી ઝલાઈ ગયા અને કળા-ભવનના શિક્ષક તરીકે જ તેમની કારકિર્દી સમાપ્ત થઈ.

આવા છૂટાછવાયા કામ કરનારામાંથી પણ કળાવૃક્ષનો ફણગો ન જ ફૂટયો. પણ નવાઈ એ છે કે દેશી રાજ્યોએ એમાંના કોઈનો હાથ ઝાલી યુરોપ અમેરિકાની તાલીમ અર્થે ઊંચી સ્કોલરશીપ ન આપી અને ઊલટું યુરોપથી આવતા ચિત્રકારોને મોટી દિલાવરીથી નવાજી નાખ્યા છે. વડોદરા રાજમહેલોમાં અને મ્યુઝિયમમાં જે યુરોપી ચિત્રો છે તેની કિંમત લાખોની થવા જાય છે, કલકત્તાના મલીક્ના પેલેસમાં પણ એવો જ અનર્ગળ વ્યય થયો છે. જામનગરમાં સ્વ. જામ રણજીતસિંહે તો તે બધાને વટાવે તેટલી કળાન્યોછાવરી કરી છે અને

ભાવનગરે પણ એક ઈલિયડ જેવું પુસ્તક બનાવવા ઇગ્લંડના સાધારણ કલાકારને હજારો રૂપિયા મોકલી આપ્યા છે. એ બધી કલાકૃતિઓમાં કેટલીક બેશક ઊંચી પ્રતિની છે, પણ તેની પ્રેરણા અને પ્રભાવ આ દેશની જનતામાં કંઈ પડ્યાં છે ખરાં?

રાજ્યના અધિકારીઓ અને ખુદ રાજવંશીઓ પણ એમાંનું કળાતત્ત્વ કેટલું સમજી શકયા હશે? જો તેઓ ખરેખર કળાભિરુચિવાળા હોત તો હિંદુસ્તાનની વિવિધવર્ણી પ્રજા અને અવનવી સૌન્દર્ય લીલાનાં ચિત્રો કરાવવા આગ્રહ સેવતા હોત. પણ રાજકુમાર કૉલેજ જેવી પારકી માનાં ધાવણ જેવી કેળવણીએ ભૂમિ પ્રત્યેની મમતા અને લાગણી રહેવા જ દીધી નથી, એટલે તેમના રાજમહેલોમાં યુરોપનાં દશ્યો અને યુરોપના વિલાસી ચિત્રોના શણગાર મંડાયા છે.

જ્યારે બંગાળી ચિત્રસંપ્રદાયે શરૂઆત કરી ત્યારે આપણા જ હિંદીજનોએ તેનો વિરોધ કરેલો. મુંબઈના કલાસંગ્રાહકો અને ચિત્રકારો તેનો ઉપહાસ અને વિરોધ કરતા અને મુંબઈના પ્રિન્સિપાલ મિ. બર્ન્સે હિન્દની શૈલી પર ચિત્ર કરવા સામે જબરો વંટોળિયો ઊભો કર્યો ત્યારે મિ. હેવલે ત્યાંનાં ચિત્રો ઇગ્લંડમાં પ્રદર્શિત કરી તેર નામાંકિત ચિત્રકારોની સહીથી તેનો રદિયો બહાર પાડ્યો હતો. મુંબઈમાં એ વખતે કલાસંગ્રાહકો તરીકે સ્વ. પુરુષોત્તમ વિશ્રામ જાણીતા હતા. તેમના તરફથી પ્રકટ થતી 'સુવર્ણમાળા'માં મહારાષ્ટ્રીય ચિત્રકાર ધુરંધર ઘણો વખત લોકપ્રિયતા ભોગવી ગયા પણ તેઓ હિન્દી કળા તરફ જરા પણ વલણ બતાવી શકયા નહિ.

પણ, પછીથી એ જ મુંબઈની ચિત્રશાળામાં મિ. સોમિનલે પ્રિન્સિપાલ થતાં જ વાતાવરણ ફરી ગયું અને અજંટા રાજપૂત કે હિન્દી, ઇરાની કે જાપાની કળા પર નમૂના થવા લાગ્યા. આ બાબતમાં બંગાળનું ઋણ સ્વીકારવામાં તેમણે હંમેશાં આનાકાની કરી છે. પણ

હવે ચિત્રકારો અને શિલ્પકારો તો હિન્દી કળાનો પ્રભાવ અને શક્તિમત્તા પિછાનતા થયા છે. માત્ર તેનો વ્યવસ્થિત અભ્યાસ અને પરંપરાની સ્થાપના થઈ શકી નથી. સંસ્કૃત સાહિત્ય, ભારતીય સંગીત અને નૃત્યની પ્રખર પરંપરા આજ સુધી જળવાતી રહી હતી, પણ ચિત્ર માટે આજે કોઇ ગુરુ નથી; એટલે સર્વ સ્થળે પ્રયોગશીલતા અને પ્રયત્નથી વધીને કળામાં સત્ત્વ દેખાતું નથી. યુરોપી આદર્શોની પ્રબળ અને સંપત્તિશીલ હરીફાઈમાં હિન્દી કળાને ઊભા થવું મુશ્કેલ છે, છતાં સંગીત જેવી કળા પોતાનો પગ ઠેરવી શકી છે તો ચિત્ર અને શિલ્પને માટે પૂર્ણ આશા છે. તેની ભૂતકાળની પરંપરા ભવ્ય અને સમર્થ મંત્રોથી સભર છે, તેને યોગ્ય ઉપાસના અને સમાશ્રય મળતાં એ જરૂર ઝળકશે. હિન્દી કળા ગૂઢ ચિન્તન અને પ્રબળ સ્મૃતિસાધના માગે છે, જ્યારે જમાનો ત્વરિત સાધનોથી જે કંઈ ગોઠવી દેવાય તેની જ તરફેણ કરે છે. માત્ર ઉત્કટ રાષ્ટ્રપ્રેમ અને ઉન્નચ ધ્યેય જ કલાકારને અડગ રાખી શકે. ગુજરાતે આ દિશામા જે કંઈ કર્યું છે તે જરૂર ગૌરવ અને આશા આપે છે. ગુજરાતના તરુણ કલાકારોએ પ્રજામાં નવા આદર્શો ને નવાં ચિન્તનો ઉતારવા માંડયાં છે. ર. મ. રા., કનુ દેસાઈ, સોમાલાલ, જગન્નાથ અહિવાસી, રસિકલાલ, ભાનુ સ્માર્ત, શ્યાવક્ષ ચાવડા, શુક્લ, છગનલાલ જાદવ વગેરે નામો લોકોની ગણતરીએ ચડયાં છે.

આજે પ્રચારકલાઓનું ઠીક આર્થિક મૂલ્યાંકન થાય છે એટલે ચિંતનશીલ કલાને થોડો વિરામ લેવો પડયો છે, એ ખરું; પણ યુગનો સરવાળો લેતી વખતે તો ચિત્રકારોની કૃતિઓ માનવજાતિને શો સંદેશ કે આશ્વાસન આપી શકી છે તે ઉપર જ થશે.

પુસ્તકીય અને મુદ્રણીય કલાઓમાં તો હજી યોગ્ય આરંભ પણ થયો નથી. કલાબ્ધિ પુસ્તકચિત્રોમાં, બંસીલાલ, શનિ વગેરે કટાક્ષચિત્રોમાં જાણીતા થયા છે પણ આંતરરાષ્ટ્રીય બની શકયા નથી.

## પરિશિષ્ટ

આજે યુરોપ અમેરિકામાં અદ્યતનવાદ (મૉડર્નિઝમ) કળામાં ખૂબ પ્રકટયો છે. અને તેમાં પણ ઘણા સંપ્રદાયો નીકળ્યા છે. એ બધાના નમૂના હિન્દમાં વિરલપણે જાણીતા થવા લાગ્યા છે. આ સંપ્રદાયોની કળા હિન્દી માનસમાં પચતાં વાર લાગશે પણ મુંબઈ, કલકત્તા, લાહોર, વગેરે સ્થળે કેટલાક હિન્દી ચિત્રકારોએ તે અપનાવી લીધી છે. તેઓ અત્યાર સુધીની રૂઢિબદ્ધ પ્રણાલીઓનો ત્યાગ કરી, જાણીતા આકારની સૃષ્ટિનો ત્યાગ કરી, રંગ અને રેખાના લયવિલય, આરોહ–અવરોહ અને બિંબ–પ્રતિબિંબોના વિવિધ વિલાસમાં સિદ્ધિ માને છે. મુંબઈ સ્કૂલ ઑફ આર્ટના હાલના પ્રિન્સિપાલ મિ. જીરાડ તેનો ઠીક પ્રચાર કરે છે. પણ ગુજરાતના કોઈ કલાકારે તેનો સ્વીકાર કર્યાનો દાખલો નથી.





१८

## ચિત્રસૃષ્ટિ

ઉગે રવિ ઉગે ઉષા અરુણ કે ભળકિયા કહો
ઉગે નક્ષતરે આહા, કઠણ રૈત–ટીંબા શિરે :
ઉગે દગ સુખીદુખી ઉર ઉતારતી રેખમાં,
સ્ફુરે કલમ ત્યાગ રાગ–વૈભવ નિચોવતી રંગમાં,
ધરે તન મરોડ ત્યાં ક્યતિ ગૂઢ ચારિત્રનાં,
કટાક્ષ ચિતરે ત્યહાં, પટ ઉકેલતી દૈવનાં,
છબી જ નિરખે ત્યહાં, પ્રકૃતિ મૂકને અર્પતી,
અશબ્દ પણ હારમાં ગજબ જગવનારી ગિરા-
પધાર સખિ ! હેતને ઉમળકે વધાવું ત્હને;
અકેલ હતિ, આવ ભેટ, મુજ માજણી બ્હેનડી
અને સદન આ ભલે કઠણ રૈત–ટીંબા રહ્યું :
ઝિલી કિરણ આભલાં, ગુંથિશું બેઉ સાથે હવે
મુકામળ અનંગ માલ, મધુરા રસે લ્હેરતી
ઉરો હિંચવતી, સુધાલુંટ પીવડાવતી, રૂપસી

—બ. ક. ઠાકોર

ઈ. સ. ૧૯૩૩ના જાન્યુઆરીમાં ગુજરાતના એક અગ્રગણ્ય વયોવૃદ્ધ સાક્ષરની કલમે ગુજરાતની કલાના સ્વાગતમાં આ પંક્તિઓ લખાઈ ત્યારે મને ખ્યાલ પણ નહોતો કે જાણ્યેઅજાણ્યે ગુજરાતની સાહિત્યદેવી ખરેખર આ 'અશબ્દ ગિરા'ને 'આવ ભેટ મુજ માજણી બેન' 'હેતને ઉમળકે વધાવું તને' કહી કેટલી સહૃદયતાથી તેને હૂંફમાં લેવા ઇંતેજાર હતી ! નહિ તો આ સ્થાને,* જ્યાં હજી ગઈ

* કરાચી સાહિત્ય સંમેલનના કલાવિભાગના અધ્યક્ષસ્થાનેથી આપેલું વ્યાખ્યાન.

સાલે જ કાકાસાહેબની પુણ્યસલિલા ગિરા દ્વારા ગુર્જર જનતાએ કલાની અનોખી પાવનકારી પિછાન કરી છે-ત્યાં, તે પછી મારા જેવા 'મૂક વાણી'ના ઉપાસકને એ પરંપરામાં અધિકારી ઠરવાનું સદ્ભાગ્ય શી રીતે મળે ? હું એમાં જરૂર ગુર્જર વાઙ્મયના ઉપાસકોનો કલા પ્રત્યેનો પ્રેમ અને પક્ષપાત જોઉં છું. પણ એથી મારા પર આવી પડેલું કર્તવ્ય મારા ભાષાસાહિત્યના અભ્યાસની ઊણપને લીધે મને જરા મુંઝવણ કરાવે છે.

સુભાગ્યે આ કાર્યમાં સહાય કરી શકે એવા ઘણા કલાકોવિદો ગુજરાતમાં છે, અને એ બધાનો સહકાર અને સહચાર થઈ શકે તો કલાનું સંરક્ષણ અને સમાદર યથોચિત રૂપે થઈ શકે. શ્રીયુત નાનાલાલ ચમનલાલ મહેતાએ તેમના કલાસાહિત્યથી હિંદી જનતા પર જે ઉપકાર કર્યો છે તેના માટે ગુજરાત પહેલું હકદાર બનવું જોઇતું હતું. સ્વ૦ શ્રી કનૈયાલાલ વકીલ જતાં કલાકારોએ એક મોટો ભેરુ ગુમાવ્યો છે. તેમણે પોતાની લઢતની ખાતર અંગ્રેજી ભાષામાં જ પોતાની કલાકંડિકાઓ પ્રચારી અને ગુજરાત છતે પાત્રે તેમનો રસ ન લઈ શક્યું; એ સમય આવે તે પહેલાં ભાવિ અન્યથા કરી ચૂક્યું.

શ્રી દુર્ગાશંકર કેવળરામ શાસ્ત્રી આપણી પ્રાચીન મૂર્તિકલા અને સ્થાપત્યના નિષ્ણાત અભ્યાસી છે અને તેમની પાસેથી કલાસાહિત્યમાં અમૂલ્ય ફાળો મળે છે. અમદાવાદના શ્રી સારાભાઈ નવાબે 'જૈન ચિત્રકલ્પદ્રુમ' નામનો મોટો કલાગ્રંથ તૈયાર કરી ગુજરાતના કલાસાહિત્યમાં સંગીન વધારો કરી આપ્યો છે. શ્રી. મંજુલાલ ર. મજમુદારે ખૂણેખાંચરે પડેલી સામગ્રી શોધી હમણાંથી ગુજરાતી ચિત્રકલાના અભ્યાસમાં જે શ્રેણીબદ્ધ લેખમાળાઓ પ્રકટાવવા માંડી છે એ તેમને ભાષાના ઇતિહાસમાં તેમ જ કલામીમાંસકોમાં એક આગળપડતું પદ અપાવે એટલી સચોટ અને ગુણગંભીર છે. ડૉ. શ્રી હરિપ્રસાદ દેસાઈએ પોતાની વક્તૃત્વશક્તિ અને લેખિની કલાની સેવામાં અર્પણ

દિવાન બહાદુર

જ કર્યાં છે એવું લાગે છે. આમજનોને પણ કલાનું માહાત્મ્ય સમજાવવામાં દાકતર સાહેબ પોતાની કલા પરની દિલગીરીથી જ કૃતેહમંદ થાય છે. શ્રી ગજાનન વિશ્વનાથ પાઠક અને શ્રી વીરેન્દ્રરાય મહેતાએ સાહિત્ય પરિષદના નિબંધોમાં સ્થાપત્યકલા ઉપર લેખો આપ્યા છે, અને તેઓ હજુ પણ પ્રસંગોપાત પુસ્તકો, વ્યાખ્યાનો અને ચર્ચાઓથી પ્રજામાં કલાસંસ્કાર ફેલાવવા મથે છે. એ જ રીતે સર્વ શ્રી અંબાલાલ પુરાણી, કાર્લ ખંડાલાવાળા, ઝવેરચંદ મેઘાણી, બચુભાઈ રાવત, ચન્દ્રવદન મહેતા, ધનસુખલાલ મહેતા, જિતુભાઈ મહેતા, ફિરોજશા મહેતા, હરકાન્ત શુક્લ વગેરે ગુજરાતના તરુણ સાહિત્યકારોએ કલાના સમુત્થાન માટે વિવિધ સાહિત્ય સર્જ્યું છે. પ્રાચીન-અર્વાચીન કલા, નૃત્ય, અભિનય, સંગીત, સિનેમા, ફોટોગ્રાફી, મુદ્રણ વગેરે કલાઓના એ મીમાંસકો અને પ્રવર્તકો પણ ધારે તો સાહિત્યપરિષદના અંગમાં રહી પ્રજા પર ઘણી અસર લાવી શકે અને કાબૂ ધરાવતી એ બધી કલાઓને સંસ્કાર, અભ્યાસ અને રસિકતાની જળે સંશુદ્ધ રાખી શકે. એ ઉપરાંત આપણી વિદ્યાપીઠોએ પણ કલકત્તા યુનિવર્સિટી જેવાનું ઉદાહરણ લઈને હવે કલાના પ્રતિષ્ઠાન માટે એક આસન (chair) નિર્માણ કરવાનો વખત આવી લાગ્યો છે.

એક વાત સ્પષ્ટ છે, કે આખા ગુજરાતમાં, શું વિદ્વાનો શું સંસારીઓ કે શું વેપારીઓ, કલાનાં 'આભલાં હિરણ' ઝીલવાને ખરેખરા ઈંતેજાર તો છે જ. પણ તેમની ઇચ્છાઓ પૂરવા તૈયાર થએલી આ 'અશબ્દ પણ કારમી ગર્જના બાખનારી ગિરા'ને, પૂ. ગાંધીજીએ ગયે વર્ષે પૂછેલો પ્રશ્ન "એ કલા ગામડાને શું આપી શકે ?" હજુ ઊભો જ છે. એનો ઉત્તર સ્પષ્ટ અપાશે ત્યારે જ કલાની સાર્થકતા સધાશે.

આ પ્રસંગે એ પ્રશ્ન જ મારા મન ઉપર ઘૂમ્યા કરે છે; પણ તેનો ઉકેલ હું કરી શકીશ કે નહિ તે હું કહી શકતો નથી, છતાં

હું આશા તો રાખું કે મારી નિષ્ફળતાએ એ પ્રયત્ન બીજા સમર્થ અભ્યાસકો અને ચિંતકો ઉઠાવી લે અને પાર ઉતારે તો જનતાના એ મહાન પ્રતિનિધિ આગળ કલાનું બિરદ પૂર્ણ થાય.

પણ મોટો સવાલ તો એ રહે છે કે એ પ્રશ્નોનો જવાબ ક્યાંથી મળે ? કલાનાં સ્વરૂપો કંઈ આજકાલના નિર્માયા નથી. માનવી તેની કોઈ પણ જાતની ચર્ચા કે વિવેચન કરવાનું શીખ્યો તે પૂર્વે, હજારો વર્ષ પહેલાં, સંસારમાં કલાનાં પગરણ થઈ ચૂક્યાં જ હતાં, અને કલા કોઈ વસ્તુને કે ભાવને લક્ષીને અથવા તત્ત્વાનુસંધાન રાખીને માનવીના મગજના એક ફાંટા રૂપે બહાર પડી ચૂકી જ હતી. પછી ભલે બીજા યુગના માનવીને તે કોયડો લાગી. અને આજે તો આપણી સામે યુગોના અંતરમાંથી ક્રમિક સ્વરૂપાન્તરો કરી કલાકૃતિઓની મોટી પેઢીઓની પેઢીઓ ઊતરી આવી છે. દરેક ખંડ, દરેક દેશ અને દરેક પ્રાંતમાં પ્રાચીન યુગથી આજ સુધીનાં અજબ શિલ્પ, અજબ ચિત્રકામ કે નાટ્યસ્વરૂપો અને નૃત્યલીલાઓની પરંપરા તથા રઢાકૃતિઓ અસ્તિત્વ ધરાવે છે; તે એટલે સુધી કે કોઈ દેશમાં બાપદાદાની જ કલાશ્રેણીઓ તેના વારસો ઇન્કારે એટલું ભિન્નપણું અને છેટું પડી ગયું છે. કલાનું પ્રમાણપત્ર કે ચિઠ્ઠી ચોડી આપનારા જે જમાનામાં નહોતા એ જમાનામાં થયેલી કૃતિઓને કલા તરીકે આવકારવા લાગેલા આજના કલાકોવિદોને કોણે એ અધિકાર પર નિયુક્ત કર્યા? શી રીતે તેઓ તેના ગર્ભિત સંકેતને સમજવા લાગ્યા ? શા માટે તેઓ જૂના પથરા, પૂતળા, તાડપત્રો, પોથીઓ, ઓળિયાં, ધાતુપ્રતિમાઓ, ભીંતો વગેરે સંઘરી સંઘરી મોટાં મહાલયોમાં સાચવવા લાગ્યા ? શિવ, પાર્વતી, કૃષ્ણ, અસુર વગેરેની કથાઓમાં શ્રદ્ધા નહિ રાખતી પ્રજા પણ આજે શા કારણે તેમના નામથી થતા તાડવો અને રાસલીલા જોવા અધીરી બને છે ? આ બધા પ્રશ્નોની સાંકળ જોડીએ છીએ ત્યારે આપણને લાગે છે કે કલા નામનું કોઈ તત્ત્વ એ બધાંમાં એક પડઘો પાડી રહ્યું છે. પણ એને ઓળખવું શી રીતે ?

એક વખત આપણો દરેક સુશિક્ષિત માણસ ગ્રીક કલાની વાત કરતાં અજબ માન અને ભવ્યતા અનુભવતો; છટલી, જર્મની કે ફ્રાન્સની ભભક અને ફોરમથી અંજાતો. એનું કારણ શોધીએ તો દૂર જવું નહિ પડે. એની નજર સામે રજૂ થતા એ દેશની કલાઓના નમૂના અને તે પર લખેલી એ દેશના વિદ્વાનોની પ્રશસ્તિઓ જ તેના પર મંત્ર ચલાવતી. આજે સમયનો પલટો કંઈ નવો જ છે. યુરોપના કલાપ્રશસ્તિકારોએ એકાએક અજંતા, ઇલોરા અને એલીફન્ટા જોયાં, જૂનાં ચિત્રો જોયાં, ગરબા જોયા, રાસ જોયા, એક વખત જંગલી ગણાતી પ્રજાનાં નૃત્યો જોયાં, અને તેને કલાનું બિરુદ આપી માનવંતાં કરી દીધાં ત્યારે આપણા વિદ્વાનોની આંખો ઊઘડી, અને તેઓ એ ચોળતાચોળતા તેનું આશ્ચર્ય અનુભવે તે પહેલાં તો પેલાઓએ તે પર પુસ્તકો ને પ્રવચનોની હારમાળા ખડકી દીધી છે, અને તેનાં પરિચય તથા પરિશીલનથી આપણી પેઢીઓ પોતીકી કલાસંપત્તિ પર નવો પ્રકાશ પડતો જુએ છે.

ઈ. સ. ૧૮૯૦ની સાલથી મુંબઈને અજંતાના અસ્તિત્વની ખબર હતી, ઇલોરા તેને જાણીતી હતી અને એલીફન્ટા તો તેના આંગણામાં જ હતી. છતાં મુંબઈની યુનિવર્સિટીને અને તેના વિદ્વન્મંડળને વર્ષો સુધી ત્યાંની બેનમૂન કલાકૃતિઓ ઇજીપ્તના પિરામિડો કરતાં યે વધુ ગહન અને અકલિત રહી હતી. ગુજરાતનાં શિલ્પ અને લાકડકામને તો હરરાજ કરી નાખવા જેવું, ખાલી ખાડા પૂરવાના ઉપયોગનું કે નવાં મકાનોની ભીંતો પૂરવાને લાયકનું માનનારા અધિકારીઓ અને નગરજનો હજુ પણ સુલભ છે. ધર્માધિકારીઓએ પણ મંદિરોની ભીંતો પરના કલાશણગારો અને ચિત્રોને તેલના રગડાથી પીતવામાં અથવા ચૂનાના કૂચડાથી ઢાંકી દેવામાં દેવની અર્ચના માની લીધી. આમ, કલા પ્રત્તિની એક પ્રચંડ અજ્ઞાનભરી બેદરકારી અને નાસ્તિકવાદ લોકો પર આજ સુધી આંધી કરી રહ્યાં હતાં, અને એના પરિણામે જ આજે જીવનની

સ્થૂલ તેમ જ સૂક્ષ્મ ભાવપોષક બધી પ્રવૃત્તિઓમાં તોછડાપણું, બરછટ-પણું અને કુટિલતા પ્રવેશી ગયાં છે.

આમ કહીને હું મનુષ્યના ચારિત્ર્યના ભાવોને કલાનિર્માણ સાથે જોડી દઉં છું એથી ઘણાને નવાઈ લાગશે. પણ એ ખરી જ બીના છે કે આકૃતિની રુચિરતા અને સુંદરતા પરખવાની આંખ પ્રજાએ ગુમાવી એટલે જ એને જીવન ભોગવવાની કુરૂપ અને બેડોળ સામગ્રી ચલાવી લેતાં સંક્ષોભ થતો નથી. શી રીતે માણસ દશ્યમાન જગતને પોતાના આંતર જગત સાથે સાંકળી લે છે એ પ્રકાર આજના માનસશાસ્ત્રીઓને હવે અજાણ્યુ હોવો જોઈએ નહિ. પણ એમનો અવતાર થયો તે પૂર્વે મનુષ્યનો આંતરબાહ્ય જગત વચ્ચેનો વ્યવહાર તો સ્થપાઈ ચૂકયો હતો; એટલે આજે તો એમને પોતાના ગજ વડે એ વ્યવહારના કાનૂનો શોધવાનો જ પરિશ્રમ કરવો રહ્યો છે.

પણ આકૃતિઓ અને દશ્યમાન કલાકૃતિઓને ઓળખવા માટે પ્રભુએ માણસને એક સરસ સાધન આપ્યું છે–' દૃષ્ટિ '. તે ' દૃષ્ટિ 'નો જો કોઈ બરાબર ઉપયોગ કરી શકે તો કલા અને કલાના પ્રકારોનો પરિચય સરલ બની જાય. આ વિષયમાં હું કલા શબ્દથી દશ્યમાન થતી કલાપ્રવૃત્તિને જ સંબોધું છું. દશ્યમાન જગત અને આંતરજગત વચ્ચે વ્યવહાર સ્થાપનાર મૂળ કારણ આ ' દૃષ્ટિ ' છે. દૃષ્ટિ અને નેત્રનો ભેદ તો સુસ્પષ્ટ છે. નેત્ર અવયવ માત્ર છે, દૃષ્ટિ તેની મારફત થતો મનોભૂમિ સુધીનો વ્યવહાર છે.

દૃષ્ટિ મનુષ્યના જન્મની સાથે જ મળી હોવાથી તે વડે થતા મન પરના આઘાતો–વ્યાઘાતોથી કોઈક જ બચી શકતું હશે. દૃષ્ટિ સમીપ આવતા આકારો, રૂપો અને પ્રવૃત્તિઓ મન ઉપર માહિતી-ઓનો જે ભંડાર ભરે છે અથવા મન પોતે તે દ્વારા જે જે સંઘરે છે તેને માટે આપણી પાસે એક બહુ જ સમર્થ શબ્દ છે–' ચિત્ર '. ચિત્તને દૃષ્ટિ મારફત જે કંઈ મળે છે તે જ ચિત્ર. જે દૃષ્ટિ ચિત્ર

રૂપે દશ્ય પદાર્થોની માહિતી રજૂ કરી શકતી નથી એ દૃષ્ટિ કુંઠિત છે; અથવા એ દૃષ્ટિ ખરું ચિત્ર પકડતી નથી પણ તેના પ્રતિનિધિરૂપ કોઇ સંકેતને પકડી લે છે, એટલે કે મૂળ પદાર્થ કે સ્વરૂપ છોડી દઈ તેને કોઈ એક અંગથી કે ભાગથી ફરી પિછાનવાની નોંધ માત્ર તે રાખે છે. જેમ કોઈ ગાય જોઇને તેનાં શીંગડાં જ યાદ રાખી લે, પહાડ જોઇને તેનું શિખર જ માત્ર યાદ રાખે, તેમ. આમ સમગ્ર સ્વરૂપ ધારણ કરવાને અશક્ત નીવડેલી દૃષ્ટિને સંકેતોથી નિભાવી લેવું પડે છે અને તેથી, વખત જતાં તે વ્યવહારનું પ્રતિવર્તન કરતી વખતે ચેષ્ટા અથવા ભાવથી એટલો જ સંકેત વાપરે છે. આવા સંકેતોમાંથી ભાષાનાં ચિહ્નો અને કલાનાં સ્વરૂપો જન્મે છે. ભાષા ચિહ્નોથી ઉદ્‌ગાર કરે છે; કલા સ્વરૂપોના સંકલનથી મૂળ વ્યવહાર કે સ્વરૂપ રજૂ કરવા મથે છે, એટલે જ તે વધારેમાં વધારે સચોટ રીતે રજૂઆત કરવા સમર્થ થાય છે. મૂળ દર્શન રજૂ કરવામાં ભાષાના પ્રયોગ જ્યાં અફળ રહે છે ત્યાં કલા એ કાર્યના અનેક સ્વરૂપો, ચેષ્ટાઓ, અભિનયો, નૃત્યો, મૂર્તિઓ અને ચિત્રોમાં પ્રકટ કરે છે. આ સર્વ દશ્ય કળાઓ એકમેકને ગાઢપણે જોડાએલી છે—એટલે સુધી કે તેમના સ્વરૂપનિર્માણના કાનૂનોમાં ભાગ્યે જ કંઈ ફરક રહે છે; અને એથી જ તેનો સમાદર કરનારા એક જ કિતાબે તેમને સંઘરે છે.

> जङ्गमाः स्थावरा वापि ये सन्ति भुवनत्रये ।
> तेषां स्वभावस्तद्वत्करणं चित्रमुच्यते ॥
> चित्रशिल्पसर्वाङ्गरहस्यकरणं चित्रमित्यभिधीयते ।

ભારતના પ્રાચીન સંપ્રદાયમાં પણ ચિત્રને આ રીતે જ ઓળખાવ્યું છે: જંગમ સ્થાવર જે કંઇ હોય તેના સ્વભાવ સાથે તેને રજૂ કરવું તેને જ ચિત્ર કહેવું. ચિત્ર એટલે આપણે સમજીએ છીએ તેમ માત્ર કાગળ ઉપરની આકૃતિ નહિ, પણ દૃષ્ટિ દ્વારા ચિત્ત ઉપર જે વ્યવહાર રમી રહે છે તેનું નિરૂપણ.

આથી ચિત્ર શબ્દ બધી જ દશ્ય કલાઓને લાગુ કરી શકાય, એટલું જ નહિ પણ તેના કલાવિધાન માટે ચોક્કસ પદ્ધતિ કે રેખાબંધનો સ્વીકારવો પડે. રંગ, અભિનય, અંગમરોડ, રૂપરચના અને સમગ્ર દર્શન પર ચિત્રકલાનો જ અધિકાર અને અંકુશ રહે છે. ખરું જોતાં એ કલાઓ અલગ પ્રકારો નહિ પણ ચિત્રકલાનાં જ વિસ્તૃત અને સજીવ સ્વરૂપો છે.

માત્ર હાથપગ ઊંચાનીચા કરવાથી નૃત્ય થતું નથી. દષ્ટિની સામે બંધાએલા પટ પર અંગોના તથા વસ્ત્રોના રેખાવિન્યાસો સચવાય તો જ નૃત્ય સાર્થક બને છે. અલબત્ત, આ કલામાં સંગીત અને ચિત્રની સીમાઓ એકમેકમાં રસ લેતી દેખાય છે. કાનને તાલનો કે ઘૂઘરાનો ધ્વનિ રંજન આપી શકે તે જ હિસાબે હાથ, પગ કે ચહેરાના ભાવોનું પરિવર્તન અને હિલચાલ આવશ્યક રહે છે. પણ સ્વરના અભાવે ય નૃત્ય રૂપે આલેખાએલાં શિવ, પાર્વતી, ગણેશ વગેરે, માત્ર તેમના અંગભંગો વડે સૌન્દર્યમૂર્તિ બની બેઠેલાં કોતરાઈ ગયાં છે.

એટલે કે દશ્ય કળાઓ માત્ર નેત્રાકર્ષણ માટે અને એ રીતે બીજાં ચિત્તોનું અભિસંધાન કરવાને ચિત્રકળાના આવશ્યક ધર્મોને આધીન રહે છે જ. એ માટે આપણા શિલ્પશાસ્ત્રનો એક પ્રમાણભૂત શ્લોક પણ છે:

> रूपभेदाः प्रमाणानि भावलावण्ययोजनम् ।
> सादृश्यं वर्णिकाभङ्ग इति चित्रषडङ्गकम् ॥

આ શ્લોક અગિયારમા સૈકામાં વાત્સાયનસૂત્રના ટીકાકાર યશોધરે ટાંકેલો છે, એટલે તેના સમયના વિદ્વાનોમાં સુપરિચિત હોય તો પ્રજાને તેનું ભાન એથી પણ જૂનું હોવું જોઈએ. અને હિંદી ચિત્રકલાનો ઉપક્રમ તો ઈશુની પહેલાં બે શતાબ્દીથી થઇ રહ્યો હતો એ સુસિદ્ધ થયું છે. આ શ્લોક ઉપર શ્રી અવનીન્દ્રનાથ ટાગોરે ઘણો પ્રકાશ પાડતું વિવેચન કર્યું છે.

એ શ્લોકમાં જણાવેલાં કલાનાં ૭ અંગો—રૂપભેદ, પ્રમાણ, ભાવ, લાવણ્યયોજના, સાદૃશ્ય અને વર્ણભંગ—વિષે જરા વિસ્તારથી વિચાર કરીએ.

## રૂપભેદ

'રૂપ' શબ્દથી આપણે આંખને તૃપ્ત કરે એવી જ આકૃતિઓ સમજીએ છીએ; પણ ज्योतिः पश्यति रूपाणि એ વાક્યથી રૂપ કોને કહેવું તે સ્પષ્ટ થઈ જાય છે.

રૂપ શબ્દથી વસ્તુનું અસ્તિત્વ પ્રત્યક્ષ થાય છે; પણ દેખાતી વસ્તુનો જે ખ્યાલ ચિત્તમાં ઊતર્યો હોય, એટલે કે દૃષ્ટિન્યોતિ જેટલું ગ્રહણ કરી શકે તેટલું જ રૂપ માનવી જોઈ શકે છે. આમાં ઘણા ભેદ પડી જાય છે. સામાન્ય માણસ એક પદાર્થ જુએ છે તેમાં અને કલાકાર પોતાની દૃષ્ટિની તીવ્રતાથી તે પદાર્થનાં જે અનેક અંગો અને સ્વભાવ જોઈ શકે છે તેમાં ફરક પડે છે. આપણને જીવનની જરૂરિયાતોનું દબાણ એટલું બધું રહે છે કે આપણી નિરીક્ષણ શક્તિને તેની જ સેવામાં રોકાઈ જવું પડે છે. અને તેથી સમય તથા તકલીફનો બચાવ કરવા આપણે વસ્તુના ઉપયોગ જેટલા ભાગો તરફ જ ધ્યાન આપીએ છીએ; એટલે પુનઃ તેને ઓળખી શકીએ એટલો જ પ્રકાર આપણા ચિત્ત ઉપર નોંધાય છે અને બાકીનું બધું અવલોકન એળે જાય છે. ચાલુ વ્યવહારમાં માણસ જાણે પદાર્થ પરની ચિટ્ઠી જ વાંચતો હોય અને પદાર્થ નીરખતો ન જ હોય એવું લાગે છે, એટલે કે વ્યવહારની બધી જ વસ્તુઓ પર આ અધારપછેડો પડ્યો રહે છે. જ્યારે આપણે ઉપયોગ સિવાયના હેતુથી કોઈ દૃશ્ય નીરખીએ છીએ ત્યારે જ આપણે તેનું ખરું દર્શન કરીએ છીએ. નકશીદાર પાત્ર કે હીરો હાથમાં લેતાં જ ગમે તેવો માણસ પણ તેના ખપનો વિચાર બાજુ પર રાખી જરાક રસથી તે પર પોતાની નજર ઠરાવ્યા વગર નહિ રહે.

નજરની બારીકી પરત્વે જનસમુદાયમાં એટલું અણુધપણું છે કે ઘણી વાર પદાર્થોના રૂપ વિષે તેમને કશો ખરો ખ્યાલ હોતો નથી. ચિત્રકામ માટે તેઓ એક જ કસોટી ધારશે, કે કુદરતને બરાબર મળતું છે કે નહિ. ખરું પૂછો તો કુદરત કેવી છે તેની જ તેમને ખબર હોતી નથી. એમણે કંઈનું કંઈ જોઈ રાખ્યું હોય છે, એટલે ચિત્રકાર જ્યારે કંઈ સચોટપણે જોએલું રજૂ કરે છે ત્યારે "આવું તે કદી હોતું હશે?" કહી તે તેનો વિરોધ કરે છે.

માણસો ચિત્રોમાં જ પદાર્થો અને કુદરતનું સાચું સ્વરૂપ પામી શકે કારણ કે ચિત્રકારે દૃષ્ટિના અભ્યાસ વડે જે સંશુદ્ધિ કેળવી હોય છે તે કેળવવાની તેમણે કદી તકલીફ લીધી હોતી જ નથી. ચિત્રકાર દસ જાતનાં માનવી જુએ છે ત્યારે તે પ્રત્યેકના ચહેરાના અનેક છેદ–વિચ્છેદની તપસીલ કરી શકે છે, જ્યારે સાધારણ દૃષ્ટાને તે અમુક પાઘડીવાળા કે મૂછોવાળા ચહેરા જ લાગે છે.

હ્રસ્વ, દીર્ઘ, સ્થૂલ, અનુવૃત્ત, શુક્લ, કૃષ્ણ, પીત, નીલ, કઠિન, ચિક્કન, શ્લથ, પિચ્છિલ, મૃદુ, દારુણ વગેરે વિશેષણો રૂપભેદ માટે વિદ્વાનો વાપરતા. એ બધાનાં સહસ્રાવધિ મિશ્રણોનું જ્ઞાન આ રૂપભેદ નામના અંગમાં સમજાય છે. प्रतियोगिधिया योविद्धियते न स्वरूपतः । ભૌમિતિક જગ્યા રોકતો આકાર જોવો એટલે જ રૂપજ્ઞાન નહિ, પણ તે દ્વારા મન પર થતો વ્યાઘાત અનુભવવો. મેં વાઘ જોયો એટલું કહું તો રૂપજ્ઞાન ન કહેવાય, વાઘના રૂપની દારુણતા અને તેનાથી થતો ભયસંચાર રૂપના જ્ઞાનમાં જ સમાઈ જાય. ગુલાબની પાંદડી જોતાં તેના સ્પર્શથી અનુભવાતી મૃદુ ગલગલી પણ અનુભવાવી જોઈએ, એટલે કે રૂપમાં છુપાએલો આંતરસ્વભાવ પકડાવો જોઈએ. ચીતરેલી સ્ત્રી માતા દેખાય છે કે પ્રિયતમા એ રૂપભેદની કસોટી છે.

પણ આંખ સામે દેખાય એ બધું જ રૂપ સ્વીકારવું પડે તો, પદાર્થની ઘણી મામુલી અને અજુગતી વિગતો પણ ગણી જવી પડે

અને નિત્ય પરિચયે એ સ્વરૂપોનો અનુગમો થાય. આથી પદાર્થોના રૂપમાંની રુચિરતા પકડી લેવી જોઈએ. આ રુચિ—પ્રકાશકિરણ—રમ્યતા ઉપર ચિત્તનો નિર્વાહ છે. ચિત્તની રુચિ અને પદાર્થની રુચિનો મેળ જામે છે ત્યારે જ તેમાં આનંદ અને સૌંદર્યનો અનુભવ થાય છે. એ ન હોય ત્યારે કુરૂપતા અને ક્લેશ જણાય છે, સુરુચિના બળે જ આપણે કુદરતમાંથી સુંદર આકૃતિઓને પરખી લઈએ છીએ અને તેનો સંગ્રહ કરીએ છીએ. આપણને મોર ગમે છે અને કાગડો ગમતો નથી, કમળના ફૂલની પાંદડી ગમે છે અને તેનો અનેક પ્રકારનાં સુશોભનોમાં આપણે ઉપયોગ કરીએ છીએ; પદાર્થોના રંગો અને ઘાટોમાંથી રુચિપૂર્વક ઉપાડી લઈ ને નવાં નવાં સર્જનો કરીએ છીએ; ચિત્તમાં સુરુચિનો સંભાર વધારતા જઈએ તેમ પદાર્થમાત્રમાંથી રુચિનાં પ્રતિબિંબ ઝાલતા થઈએ છીએ. આ ક્રિયા માટે જ રૂપભેદનો અભ્યાસ અને જ્ઞાન અત્યંત આવશ્યક છે *ननु ज्ञानानि भिद्यन्तामाकारस्तु न भिद्यते ।*

## પ્રમાણ

બીજું અંગ 'પ્રમાણાનિ' છે. જોવું અને જે આલેખ્યું તે ખરું કે ખોટું એ નક્કી કરનાર પ્રમાણબુદ્ધિ જ છે. ઊંચું, નીચું, જાડું, પાતળું, દૂર, નજીક, સીધું કે આડું અથવા શરીરયષ્ટિનું સમતોલપણું વગેરે 'પ્રમાણ'માં આવી જાય છે. માણસની પ્રમાણબુદ્ધિ એક અજબ સાધન છે. આકારોનું ઘનત્વ જ નહિ, પણ રંગ, હવા, છાયા, પ્રકાશ પ્રત્યેકનું માપ પકડનારી પ્રમાણબુદ્ધિ ગજબ કામ આપી શકે છે. પ્રાણીમાત્રમાં એ વધતાઓછા અંશે ઊતરેલી છે. તે બળે જ તે ખાવાનું શોધી કાઢે છે, પાણીની જગ્યાએ પહોંચી જાય છે કે ભયથી ચેતે છે.

આ પ્રમાતા ચૈતન્યની ખૂબી છે કે કોઈ પણ વસ્તુ સમીપ આવે તે પૂર્વે તે આગળ પડીને તેને આવરી લે છે ને જાણે મનમાં પૂર્વે તે જાણીતી હોય એવી કરી દેખાડે છે.

मातुर्मानाभिनिष्पत्तिर्निष्पन्नं मेयमेति तत् ।
मेयाभिसंगतं तच्च मेयाभत्वं प्रपद्यते ॥ (पंचदशी ४-३०)

આથી ચિત્ત એ પદાર્થમય બનીને સ્વરૂપનું સંધાન કરી આપે છે. સતત જાગૃતિપૂર્ણ અભ્યાસ અને ક્રિયાબળથી આ શક્તિ સતેજ અને શુદ્ધ રાખી શકાય છે. એના વિના ઘડી ન ચાલે. ઇતર પ્રાણીઓ પોતાને જરૂર પૂરતી આ શક્તિ, જન્મથી મરણ પર્યંત સચેત રાખવાનો કુદરતી પ્રયત્ન સેવે છે. પણ માણસ તેનો અમર્યાદ વિકાસ કરી શકવાનું સામર્થ્ય ધરાવતો હોઈ તેને જ્ઞાનપૂર્વક તેનો અભ્યાસ કરવો પડે છે અથવા પ્રમાદથી ગુમાવી પણ દે છે. આપણે રોજ પરિચયમાં આવતા હોઈએ એવી બાબતોમાં પ્રમાણો અને માપની પરીક્ષા લઈએ તો મોટે ભાગે ખોટા નીવડવાના. અચાનક કોઈને પૂછો કે તમારા ઘરની બહાર પગથિયાં કેટલાં છે તો ભાગ્યે જ સાચો જવાબ મળશે.

### ભાવ

સ્વરૂપોમાં આવેશના ઉછાળા દેખાય ત્યારે આપણે તેને વિવિધ ભાવોથી ઓળખીએ છીએ. બહારના કે અંદરના કારણે ચિત્તનું સાધારણ સ્વરૂપ બદલાય ત્યારે ભાવનો ઉદ્ભવ થાય. આપણી જ્ઞાનેન્દ્રિયના ત્રણે પ્રકારોથી શરીરના દેખાવ પર અસર કરનાર ભાવ છે. વાસણમાં પાણી સ્થિર હોય એવું મન શાન્ત હોય, જેમાં રંગ પણ ન હોય કે વિક્ષોભ પણ ન હોય, તેમાં જ્યારે ભાવ આવે ત્યારે લાગણીઓ, ઉશ્કેરાટ અને અનેક રંગો પ્રગટે. એ જ પ્રમાણે કુદરત પણ વાતાવરણના વિક્ષોભો બદલે છે જ.

ભાવથી પ્રેરાએલાં અંગો અનેક હિલચાલો કરે છે, પણ ભાવની પાછળ છુપાએલ હેતુ—વ્યંજના જેમાં સ્થિત્યંતરનું કારણ રહેલું છે એ તો માત્ર મનથી ગ્રહણ કરી શકાય. એ કામ આંખ નહિ કરી આપે. તમે દુઃખમાં હશો અને કોઈ આનંદના મેળાવડામાં બેઠા હશો

તો એ મેળાનું વર્ણન પણ દુઃખની માત્રા વધારનારૂં થવાનું. ખરી કરામત તો વ્યંગ્યની યોજનામાં જ છે. જે ચિત્ર કે કાવ્ય વ્યંજનાનો સુંદર પ્રયોગ કરી બતાવે તેનું મૂલ્ય વધારે થાય છે જ. શ્રી ટાગોર કહે છે કે ભાવ મારફત મળતું સૂચન આપણે પિછાની શકીએ નહિ તો ચિત્ર કે સંગીતની મજા નિરર્થક જવાની.

માત્ર સૂચન મૂકીને ભાવનિર્દેશ કરનારી કળાના નમૂના તરીકે મને રાજપૂત ચિત્રકળાનું એક સુરમ્ય ચિત્ર યાદ આવે છે. એમાં રાધા હાથમાં કુંકુમપાત્ર લઈ બેઠેલી છે, પણ દર્પણ પાસે નહિ હોવાથી કૃષ્ણ તેના હાથમાંના પાત્રમાંથી અંગુલી વડે કુંકુમ લઈ તેના કપાળમાં ચાંદલો કરે છે. એ વખતે રાધાની ભમર વચ્ચે કૃષ્ણની નજર સ્થિર થતાં સામસામી નજરો મળે છે અને ચિત્રકારે સૂચિત કરેલો મનોહર ભાવ સમેજાય છે. આપણે ત્યાં કનુ દેસાઈની કલાકૃતિઓમાં પણ એવા પ્રયોગો છે.

### લાવણ્યયોજના

પ્રમાણો રૂપનિર્માણનું નિયમન કરે છે તેમ લાવણ્ય અતિશયતાને રોકે છે. ભાવો અને ઊર્મિઓથી થતી વિકૃતિઓને કલાચારની ખાતર હદમાં રાખવાનો ધર્મ લાવણ્યનો છે. ભાવપ્રેરિત સ્વરૂપો લાવણ્ય રહિત હોય તો અસુંદર અણઘડ રહેવાનાં. લાવણ્ય માતાના જેવા હેતથી બધાં પ્રમાણોને અને રૂપોને વશ કરે છે. લાવણ્ય એટલે કલાની છટા અને વિનમ્રતા મોતીના ગર્ભમાં જે પ્રવાહી ચળકાટ લાગે છે તે લાવણ્ય. એ ન હોય તો મોતીની ગોળાશ પણ શા કામની? એટલે કોઈપણ કલાકૃતિમાં અંદરથી ઝરતી મીઠાશ અને મનોહરતા ન જણાય ત્યાં સુધી તે અસ્વીકાર્ય રહે. પણ એનો ઉપયોગ ખોરાકના વિવિધ પદાર્થોમાં જેમ વિવિધ પ્રમાણોથી મીઠાનો ઉપયોગ થાય છે તેમ થવો જોઈએ. બધું એકસાથે ઠલવી દેવું કે જરાકે ઓછું રાખવું પડે એટલે ખાનાખરાબી. લાવણ્ય એટલે નિર્મળતા અને સંયમ. તે કદી આગળ પડતું ન દેખાય. લાલિત્ય અને પ્રભાવનું પ્રતિક હોવા છતાં તે વિનમ્ર

રહેશે. કલાકૃતિમાં તેનો મહત્ત્વનો ફાળો હોવા છતાં તે સાવ પર્દાપોશ રહેવાનું.

### સાદૃશ્ય

સાદૃશ્ય એટલે હોય એવું બતાવવું. જે આકૃતિ કે સ્વરૂપનું ચિંતન કર્યું હોય તેની પ્રતિમૂર્તિ એટલે સાદૃશ્ય. આ શબ્દમાં ઘણાને likeness to nature (કુદરતને મળતાપણું) અથવા imitation (તદ્રુપકરણ)નો ખ્યાલ આવશે; પણ કલામાં સાદૃશ્યનો પ્રકાર અનોખો છે.

જે કાર્ય ફોટોગ્રાફી કરે છે એ કાર્ય ચિત્રકારને કરવાનું નથી. તેનું કાર્ય ચિત્તના અહોભાવ અને ઊર્મિ રજુ કરવાનું છે અને તેથી જ તેની કૃતિ ચિત્ર બની શકે છે. એટલે તેના ચિત્ત ઉપર પડેલી છાપ બરોબર સાદૃશ્ય કરવામાં જ તેની સફળતા રહેલી છે. પેન્સિલથી કાગળ ઉપર ફોટોગ્રાફ જેવી છાયાઓ ઘૂંટીને તૈયાર કરેલા ચિત્રનો કંઈજ અર્થ નથી. એમાં ચિત્રકારનો કોઈ જ આંતરપ્રસાદ નથી. જે પાત્ર ચિતરાય છે તે જીવંત, શ્વાસ લેતું, ઊર્મિવાન પ્રાણી છે એવો અનુભવ ધારણ કરીને રૂપ, પ્રમાણ, ભાવ અને લાવણ્ય સાથે સાદૃશ્ય કરવામાં જ કારીગરી છે. પણ આ કારીગરી મધમાખ કે કીડીઓ બનાવે છે તેવી નહિ. સુશિક્ષિત સમાજમાં ઘડાએલા જીવનના પ્રયત્નવાળી બુદ્ધિ તથા નીતિથી સંયમિત તાલીમ પામેલા માનવીની તે કારીગરી છે. સાદૃશ્ય માત્ર ચિત્રની રેખામાં જ જરૂરી છે એમ નથી માનવાનું. અભિનયકાર જે પાત્રનો અભિનય કરે છે તેના સ્વભાવ તથા પ્રકૃતિનું સાદૃશ્ય ઉત્પન્ન કરવામાં તેની કુશળતા મણાય છે. નૃત્યકાર પણ જે દેવતા કે પાત્રનું ધ્યાન કરી નૃત્ય કરે છે તેનું સાદૃશ્ય તેણે જાળવવાનું હોય છે. આમ સાદૃશ્યનું કર્તવ્ય રેખા અને રૂપનું જ સામ્ય નહિ પણ રેખા અને રૂપ પાછળ છુપાએલા અનેકવિધ ગુણો અને પ્રકૃતિનું દર્શન કરાવવું તેમાં છે. નૃત્યકાર મનુષ્યરૂપે દેખાતો છતાં નૃત્યના પ્રકારોથી મયૂર, સર્પ, હંસ વગેરેનાં સાદૃશ્યો ઊભાં કરી શકે છે અને તે આપણે સ્વીકારીએ છીએ.

સાદશ્યના આવા સ્પષ્ટ જ્ઞાનથી જ પ્રાચીન મૂર્તિઓ ધ્યાનના આવિર્ભાવયુક્ત બની છે અને તેમાં જ એનું બહુમૂલ્ય સમાયેલું છે. આ સાદશ્ય તત્ત્વ પ્રત્યેક ચિત્રકાર પોતાના કલ્પનાબળે ઝડપે છે. કુદરતમાં દેખાતું સ્વરૂપ જ જો કલા ગણાતું હોય તો ચિત્રકારને વચમાં પડવાની જરૂર રહેતી નથી. પણ મનુષ્યના આંતરિક જીવનની કુદરતને પડી નથી. વરસાદ પડે છે ત્યારે માત્ર બાગબગીચા અને ખેતરોમાં જ પડતો નથી; સૂર્ય એકલા મહાન નેતા અને વિજેતાઓ ઉપર જ તપતો નથી; એટલે કે કુદરત હંમેશાં દરેક વખતે મનુષ્યની ઝંખનાના પ્રમાણે જ રૂપ ધારણ કરે એવું બનવાનું નહિ. એટલે જ તે, માણસના આત્મીય આનંદ અને સંતોષની ખાતર તેમાંથી ઊર્મિ-પ્રેરક સામગ્રી ચિત્તમાં સંઘરી લે છે અને પછી કલાકૃતિનું નિર્માણ કરે છે. અને એ કલાકૃતિ પુનઃ એ જ ઊર્મિનાં સ્પંદનો બીજામાં ઉત્પન્ન કરી શકે તેમાં જ એનું સાદશ્ય ગણાય. એટલે, સામ્ય ઉપર કે આકૃતિની પરિપૂર્ણતા ઉપર ઊર્મિ અવલંબી રહેલી હોય તે પ્રસંગો સિવાય જો કોઈ કુદરતમાં ગૂઢ રહેલાં ઊર્મિપ્રેરક તત્ત્વો હાથ કરી બતાવે તો આપણે મળતાપણાની કે ખરાખોટાની તકરાર ન કરવી.

હમણાં હમણાં યુરોપમાં જે સ્મારકો થાય છે એમાં આવા આવા પ્રકારોનો ખૂબ જ પ્રયોગ થતો જોવામાં આવે છે. ઈજિપ્ત, ચીન, આફ્રિકા વગેરે દેશોની જે પ્રાચીન કલાને એક વખત અજડ કહીને યુરોપે વગોવી હતી, તે બધી ત્યાં આજે પ્રબલ કલાકૃતિઓ તરીકે આદર પામતી થઈ છે. તેનું કારણ, કલાકૃતિઓમાં કુદરતી રૂપનું સામ્યપણું હોવું જ જોઈએ એવો જૂનો મતાગ્રહ નાશ પામ્યો છે તે છે.

## વર્ણિકાભંગ

વર્ણિકાભંગ એટલે રંગ લગાડવાની ક્રિયા. નિશાળોમાં રંગ-પેટીમાંથી રંગ ચોપડવાના જે પાઠો અપાય છે તેમાં અને વર્ણિકા-ભંગમાં આસમાન–પાતાળનું અંતર છે. રૂપ, પ્રમાણ અને ભાવ,

દૃષ્ટિથી કે ધ્યાનથી પ્રાપ્ત કરી શકાય, પણ રંગ તો હાથમાં પીંછી રાખી સતત અભ્યાસ કરે તેને જ સિદ્ધ થાય. મનમાં સંકલ્પ થાય એમ પીંછીમાંથી રેખાઓ કે રંગપટો પડતા આવે તેને વર્ણિકાભંગ કહે છે. સંગીતના સ્વરોના પડદા કરતાં યે રંગોની વિવિધતા વધી જાય છે. દેવતાઓ, ગ્રહો વગેરેના રંગોનાં વિવિધ વિધાન શાસ્ત્રોમાં આપેલાં છે. રાગો અને રસોને રંગો સાથે ગાઢ સંબંધ છે અને તે ઉપર હાલનું માનસશાસ્ત્ર બહુ મથી રહ્યું છે. નવે રસ રંગોથી પ્રદર્શિત કરી શકાય. રાગરાગણીઓની તો પ્રાચીન કાળથી ચિત્રાવલિઓ થતી આવી છે, અને આજે પણ સમર્થ સંગીતવેત્તાઓમાં એટલો પ્રસાદ જણાય છે કે રાગના આલાપ સાથે ચિત્તની અવસ્થા અને વાતાવરણ બદલી શકે છે. પ્રખ્યાત ચિત્રકાર લીઓનાર્ડોએ મોના લિસાનું ચિત્ર કરતાં સતત સંગીતક્રમ ચાલુ રાખ્યો હતો. ઓસ્ટ્રિયાનો ચિત્રકાર પ્રો૦ સીઝાક પોતાની ચિત્રશાળામાં બાળકો કામ કરતાં હોય ત્યારે સંગીતના સરોદ ચાલુ રખાવે છે. રાગો રંગોને ઉદ્દીપના આપે છે એ વાત સિદ્ધ થઈ છે. એટલે રંગ કરનારમાં વાતાવરણનું અનુકંપન ઝીલવાની શક્તિ જાગૃત હોવી જોઈએ. આંખ તો માત્ર પીળો, લાલ કે ભૂરો રંગ જ નીરખે છે, પણ મન અનેકવિધ રંગલહરીઓ જુએ છે તેમજ તેનો હેતુ સમજે છે. રંગમાં પ્રદર્શિત થતી સુગંધ અને સંગીત મનમાં સમજાય છે. ઋતુ બદલાતાં રંગનું વાતાવરણ બદલાય છે, પ્રકાશ વધેઘટે છે અને તેથી ચિત્ત પર નવી છાયા પથરાય છે. રાત્રિનો રંગ કેટલો ઘેરો જોઈએ એ મન કહી શકે છે. મન માપ બતાવે છે અને તે પ્રમાણે હાથ પેટીના રંગ મેળવી આપે છે. માત્ર કાળી શાહી પણ મનના રંગ–ભાવોના ક્રમો આપી શકે છે.

આમ આપણા શાસ્ત્રે સૂચવેલાં ચિત્રનાં છ યે અંગો કલાની ચોટી સીમા સર કરી લેતાં દેખાય છે. એમ છતાં ચિત્રકલા વિષે સામાન્ય જનતામાં આજે ઘણી હલકી રુચિ અને અણસમજ વ્યાપી રહેલી જણાય છે. તેમની આગળ કલાના ઉચ્ચ આદર્શો રજૂ કર-

વાથી અને વારંવાર દૃષ્ટિએ પડે એમ ઉત્તમ કલાકૃતિઓ ગોઠવવાથી સંસ્કાર અને પ્રેરણા પામ્યા વિના નહિ રહે.

સુશિક્ષિતો પણ કલાઓનો સંપર્ક સાધ્યા વિના ઉપરછલી વિવેચના કરનારાઓના આવેગમાં તણાઈ, કલાને ગમે તે કાટલે જોખવાની ધૃષ્ટતા બતાવે છે એમાં આપણી શિક્ષણપ્રણાલીનું દેવાળું જ દેખાય છે. યુરોપથી આવતા વિદ્વાનોને આપણી પૂર્વકાળની કલાઓ નીરખી તેને સમજતાં અને આનંદ અનુભવતાં મુશ્કેલી પડતી નથી, અને તે જોઈ આપણા વિદ્વાનો આશ્ચર્ય પામે છે. પણ કલા સમજવાને અને માણવાને જે નિત્યપરિચય અને સન્માનબુદ્ધિ જોઈએ તે તેઓ કેળવતા નથી. કલાને તેઓ કોઈ અગોચર અસ્પર્શ્ય તત્ત્વ માને છે અથવા કુરસદવાળાઓની ધૂનમાત્ર ગણે છે. બીજી તરફ જે ધર્મોની ઊંડી મર્મજ્ઞતા એને એકનિષ્ઠ ઉપાસનાએ ઊંચી કલાને જન્મ આપ્યો હતો, તે જ ધર્મોમાં હવે માત્ર સાંપ્રદાયિકતા જાળવવાનો આગ્રહ અને દેખાવ રહ્યાં છે. તેમની કલાપૂરણીમાં ખોટા અલંકારો અને આડંબરી ઉત્સવો રહ્યા છે. તેમનાં ચિત્રો કુરુચિભર્યાં અને ભભક-ભડકા જેવાં થાય છે અને બીજી બાજુ એમની જ પ્રાચીન વારસાની કલાના નમૂના હરરાજીમાં કે પસ્તર તરીકે ખુરદો થાય છે. માનવકલ્પનાએ મૂકેલા એ પરંપરાગત વારસાનું, ભૂતકાળને વર્તમાન સાથે જોડનારી એ કલાકૃતિઓનું રક્ષણ કરી સરજનની ચેતના મેળવવાને ઉત્તમ સંગ્રહોની જરૂર છે.

કલાની ચર્ચાઓ કરતાં પહેલાં કલાનો પરિચય અને દર્શન થવા જોઈએ. બચપણથી જ તેમાં વિવિધ સ્વરૂપો માણવાનો પ્રયત્ન ન હોય તો મોટી ઉંમરે તેમાં માત્ર વિચિત્રતાઓ દેખાવાની. જીવનના વિવિધ અનુભવોનું મૂલ્ય સમજવાને કલા અનિવાર્ય છે. સંસ્કૃતિની પિછાન પણ એનાથી જ થાય અને સંવૃદ્ધિ પણ એનાથી જ થાય.

કપડાની છપાઈમાં જે સુરમ્યતા અને વ્યવસ્થા દેખાય છે એવી

જ વ્યવસ્થા અને સુમેળથી માનવી દેશકાળને અનુકૂળ બની સુયોગ્ય જીવન જીવી શકે, કલાના સંયોગે પોતાના નિવાસને અને વાતાવરણને તે નવું સર્જન આપી શકે અને જીવનને મૂલ્યવાન કરી શકે.

કેટલાક મહાન તત્ત્વજ્ઞાનીઓ અને ભક્તોમાં કલાની આવી સાદી લાગણી નથી હોતી, એટલે તેઓ સંવેદનહીન છે એમ ન સમજવું જોઈએ. તેમણે પોતાના જીવનને એક મહાન ધ્યેયના સ્વર સરખું બનાવી લીધું હોય છે અને તેથી ખુદ એમનું જીવન જ સુંદરતારૂપ બની જાય છે. એવાં મનુષ્યો પોતે જ કલાનાં પ્રતીક બની રહે છે. વીજળી જેમ એક તત્ત્વ છે, એવું એ મનુષ્યનું જીવન પણ તત્ત્વ બની પ્રકાશી રહ્યું હોય છે. એવાને કલાસાધના કંઈ કામની નથી. પ્રેમમાં દીવાના બનેલાને પણ કલાની જરૂર નથી. એના પ્રેમથી એ ભરપૂર હોવાથી એક જ સ્વર પર એનું જીવનસંગીત જામ્યું રહે છે. સંસારમાં સર્વની વાસના પૂર્ણ થતી નથી. એવાની રસતૃષ્ણા કલાના સર્જનમાં પૂર્ણ થાય છે.

મનુષ્યની આસપાસ અપાર જીવનલીલા વિસ્તરી રહી હોય છે. રંગો અને સ્વરૂપોના આઘાતો પ્રત્યાઘાતો તે અનુભવતો જ હોય છે. અને તેના સંચય મનમાં થતા જ રહે છે. એનું પુનઃપુનઃ સ્મરણ કરી માનવી ફરીફરી એ જીવન જીવવા પ્રયત્ન કરે છે. એને આપણે કલ્પના કહી શકીએ. આ કલ્પનાજીવન લગભગ દરેક જણમાં હોય છે; એટલે કે દરેક માણસ વ્યવહારજીવન અને કલ્પનાજીવન એમ બે જીવન જીવી રહ્યો છે. એ બે જીવન વચ્ચે ચોકખો ભેદ એ છે કે વ્યવહારજીવન દરેક પ્રસંગને અનુસરી તેને કર્તવ્યારૂઢ રાખે છે; કલ્પનાજીવનમાં પૂર્વાનુભવની ઊર્મિનો સાક્ષાત્કાર માત્ર બસ થાય છે. વ્યવહારમાં ભય દેખાય એટલે નાસવાની જરૂર પડે છે; કલ્પનામાં તેનો વિકંપ માત્ર થાય. એમ વાસ્તવિક અને કાલ્પનિક જીવનમાં અવલોકન અને અનુભવથી મૂલ્ય ફરી જાય છે.

આપણે કોઈ સીનેમા–ફિલ્મમાં રેલવે સ્ટેશન જોઈએ છીએ

ત્યારે આપણે પ્રેક્ષક હોવાથી ઉતારુઓની હીલચાલ પર નજર માત્ર રાખીએ છીએ, પણ આપણે જ્યારે ખરેખરા સ્ટેશનમાં પેસેન્જર હોઈએ છીએ ત્યારે કેવળ આપણે પ્રેક્ષક નથી રહી શકતા પણ પોતાના સામાનની અને બહાર નીકળવાની મૂંઝવણમા પડેલા એક પાત્રનો અનુભવ કરીએ જાએ. એવી જ રીતે ઘરમાં બેસી એક બારી-માંથી બહાર હીલચાલ જોયા કરીએ તેમાં અનેક માણસની આવજા તટસ્થ વૃત્તિથી જોયા કરીએ છીએ, પણ એકાદ પરિચિત વ્યક્તિ દેખાતાં આપણું મન ઊંછળી પડે છે અને તેને બોલાવવાનું કે ખબર પૂછવાનું મન થઈ જાય છે. આ રીતે કલ્પના અને વાસ્તવિક જીવન વચ્ચે ફરક પડી જાય છે. દૃશ્ય કલાનું કાર્ય વાસ્તવિક જીવનની નકલ ઉતારવા કરતાં કલ્પનાસર્જન કરવાનું જ રહે છે. બાળકોને કહો કે 'તમે જે જોયું હોય તે ચીતરો, તો તેઓ વાસ્તવિકતાનો કશો જ ખ્યાલ લાવ્યા વિના કોઈ અજબ વિશ્વાસથી અને સરલતાથી પોતાના મનમાં ધારણ કરેલી આકૃતિ દોરવા બેસી જશે. એ જ એમનું કલ્પનાજીવન.

ચિત્રોનું પ્રધાન કાર્ય આ કલ્પનાજીવનને જાગ્રત અને પૂર્ણ બનાવવાનું છે. તેની મુખ્ય શરત એ છે કે તેમાં જીવનનો તટસ્થ અનુભવ જ મળે. વાસ્તવિકતાના સાન્નિધ્યમાં જે વ્યવહાર અનિવાર્ય બને તેને તેમાં જરા પણ અવકાશ નથી. કલાની સૃષ્ટિમાં ખરેખરી હયાતીના કાનૂનોનાં બંધનથી મુક્તિ રહે છે. એટલે તેની નૈતિક જવાબદારી પણ રહેતી નથી. ખરેખર જીવનમાં આપણી સામે કોઈ માણસ પડી જાય કે તુરત દોડીને તેને મદદ કરવાની ફરજ ઊભી થાય છે; પણ ચિત્રમાં તો કોઈને લોહી નીકળતું ચીતરાયું હોય અથવા મરતું બતાવ્યું હોય છતાં આપણે જાણીએ છીએ કે તે આઘાત કરે એવો કોઈ ખરો પ્રસંગ નથી, એટલે તે લાગણીના સ્મરણનો તટસ્થ અનુભવ માત્ર રહે છે.

આવું કલ્પનાજીવન ઓછાવત્તા અંશે દરેકને ભાગે હોય છે. તો

તેનો અર્થ શો ? આવા રસોદ્રેકો કે ભાવોદ્રેકો જો યોગ્ય વર્તનને પ્રેરનારા ન બને તો તે ચુસ્ત નીતિપાલકોને મનુષ્યને થકવનારા અને નુકસાન કરનારા લાગે છે. આવા જનો માટે બે જ નિર્ણયો શક્ય છે એક તો કલ્પનાજીવનને વાસ્તવિક જીવન જેવુ જ વિલાસભોગી ગણી તેને દબાવી દેવુ, બીજો અભિપ્રાય એ છે કે કલ્પનાજીવન નીતિને દૃઢ કરાવનારૂ છે, માટે કોઈ પણ પ્રયાસે તે વિકસાવવું જોઇએ રસ્કિન જેવા સમર્થ કલાચિંતકે આવો જ મત ગ્રહણ કર્યો છે અને એમ કરતા જાતને ભ્રમમા રાખીને પણ એણે તેનું સમર્થન કર્યું છે

પણ હજુ તો ધર્મનો સવાલ ઊભો છે ધર્મ પણ કાલ્પનિક જીવનનું સ્વરૂપ છે ધર્મ તો દાવો કરે છે કે તેની સીધી અસર વ્યવહાર જીવન ઉપર ખૂબ છે ધાર્મિક જીવન ગાળતા ખરેખરા સજ્જનને પૂછો તો એ વ્યવહારને અને ધર્મને લેવાદેવા નથી એમ કહેશે ધર્મ તો મનુષ્યની આધ્યાત્મિક સુધારણામા મદદગાર બને છે તો પછી કલાકાર પણ કહી શકે કે, કલ્પનાજીવનની સંપૂર્ણતા અને ભરપૂરતા કરવાથી સંસારી જીવનથી કોઈ ઉચ્ચતર ને મહત્ત્વપૂર્ણ અસ્તિત્વ મળે છે ટોલસ્ટૉય એવુ મનાવે છે કે જે કલા જીવનમાં સન્માર્ગ પ્રેરતી ઊર્મિ જગાડે નહિ એ બધી જૂઠી છે વાઘનું આક્રમણ વર્ણવનારો શ્રોતાઓને ભગાડી શકે એવુ વર્ણન કરે તો જ એ કલા એમ તેમાંથી સાર નીકળે છે ટોલસ્ટૉય આ સાત્ત્વિક ઊર્મિપ્રેરક શક્તિના આધારે કલાનુ મૂલ્યાંકન કરે છે અને તેમણે તો એટલી હદે કહેવાની હિંમત કરી છે કે માઇકલ ઍન્જેલો, રાફેલ, ટિશ્યાં અને બીથોવનની કલા પણ—અરે કેટલેક અંશે એમના પોતાનાં બધા લખાણ એ પણ—જૂઠી અને લબાડ કલા છે

કલા પરનો આવો અભિપ્રાય તેના પ્રચારકને એકદમ ટાઢો પાડી દે એવો જ છે, અને મૂંઝવણ થાય છે કે વિશ્વવ્યાપી બની રહેલી આ માનવ પ્રવૃત્તિનુ મૂલ્ય ગમે તે ગણો, પણ તેનો આખરી અંજામ

આ જ છે શું ? તો એને કલા નામ જ ન આપીએ. અગર તેની કસોટી કાઢવાનું બીજું તોફ઼ શોધીએ. જીવનસુધારણા જ કલાનો એક માત્ર હેતુ હોઇ ન શકે; પણ મનુષ્યની અંતઃકરણની વાચા તરીકે જ તે સુયોગ્ય છે, એટલે કે તે કલ્પનાજગતની આલેખિની છે.

તો હવે વાસ્તવિક જીવનમાં ક્યાંય પણ બંધ બેસે નહિ કે ઉપયોગ સારે નહિ એ રીતે માણસે કરેલું કાંઇ પણ સર્જન—માત્ર કલ્પના-જીવનના સુપોષણ માટે જ કરેલું સર્જન કયા ગુણો ધરાવતું હોવું જોઈએ ?

अयमित्यपरोक्षत्वमुक्तं तद्द्विविधं भवेत्
विषय स्वप्रकाशत्वाद्धियाऽप्येवं तदक्षिणात् ॥ (पंचदशी ७–४९)

તેના દર્શને માણસ ક્રિયાન્વિત ન બની જાય અને આસક્તિ પામ્યા વિના તેનો રસાસ્વાદ લઈ શકે. એ રસાસ્વાદ લેવાને આપણામાં સ્વાસ્થ્ય હોવું જોઇએ, આપણી મનોવૃત્તિઓમાં એક જાતનો વિગ્રહ હોવો જોઇએ; નહિ તો મન વિક્ષોભ અને ગૂંચવણમાં પડી જાય છે. સ્વાસ્થ્ય સાથે લીલાવૈવિધ્ય હોય તો જાગૃતિ અને ચેતના રહે.

शास्यं जेनुं मनोराज्यं निर्विकल्पसमाधितः ।
सुसंपादः क्रमात्सोऽपि सविकल्पसमाधिना ॥ (पंचदशी ४–६१)

मनसो निगृहीतस्य लीलाभोगोऽल्पकोपि यः ।
तमेवालब्धविस्तारं क्लिष्टत्वाद्बहु मन्यते ॥ (पंचदशी ७–१४९)

કુદરતમાં ફૂલો એક સુંદર દૃષ્ટાંત છે. ફૂલોને જોતાં આપણને ખરેખર અનાસક્ત આનંદ અને આકર્ષણ થાય છે અને તેમાં રસોર્મિઓનો સાક્ષાત્કાર થાય છે. પરંતુ કલાકૃતિમાં વિશેષ તત્ત્વ એ છે કે આપણને અનુભવ કરાવનારનો હેતુ અને પ્રેરણા સાથે આપણો સંબંધ થાય છે. જેમ કલા પ્રગાઢ અને ઉત્કૃષ્ટ હોય તેમ એમાં ઉતારેલી ઊર્મિઓ એના સર્જક સાથે વધુ ગાંઠ પાડે છે. આપણા અંતરમાં કંઇક ઘણા વખતથી હતું, પણ આપણને ખ્યાલ નહોતો તે

પર એણે સ્વનિવેદન કરતાં પ્રકાશ પાડચો. આવો અનુભવ થવો રસપ્રતીતિ માટે જરૂરનો છે.

## રસોઽયમાત્મા

આત્મા રસરૂપ છે એમ કહી ગયા, પણ આંતરજીવનની ભૂખ પૂરનાર રસોને ઓળખ્યા નહિ તો જીવનનો શો અર્થ ? એ કલ્પિત જીવન મનુષ્યને કેટલું જરૂરી છે એનો સચોટ દાખલો બાળકનાં હાલરડાં છે. માતાના શબ્દો કે ભાષા બાળક સમજતું નથી; પણ રોતા બાળકની વ્યાકુળતા શાંત કરવા માતા ગાય છે ત્યારે એની સ્વરલહરીઓ બાળકના ચિત્તને સ્પર્શે છે અને તૃપ્ત બની સમાધિ પામે છે. મોટા થએલા મનુબાળક માટે કલા એ કાર્ય કરવાને જ નિર્માએલી છે. સંતપ્ત ચિત્તોનાં સમાધાન અને આરામ માટે અથવા ક્ષુદ્ર બનાવી દેતા નિત્યજીવનના પ્રસંગોમાંથી અલગ પાડી આંતર જીવનને ઉદ્દીપન અને પોષણ આપનારી એ દિવ્ય જડીબુટ્ટી છે.

કલાની પ્રશસ્તિમાં સૌંદર્યની વ્યાખ્યા ઘણી વાર ગૂંચવાઈ જતી દેખાય છે. સૌંદર્યની મીમાંસા એટલા બધા વિદ્વાનોએ કરી છે કે તે માટે છેવટનું કહી નાખવું એ ધૃષ્ટતા ગણાય. ગ્રીકોએ માનવશરીરના ઘાટ અને સુડોળપણાને સૌંદર્ય માનીને એ પરિપાક મેળવ્યા પહેલાં તેમાં વિકૃતિ આણી દીધી. એવી ભૂલ ભવિષ્યમાં ન થવી જોઈએ. કલાકૃતિમાં સહેતુક સુસંપાદન અને લીલાવૈવિધ્યનો અનુભવ થાય છે ત્યારે આપણને તે સુંદર લાગે છે, પણ તે દ્વારા આપણા મનોભાવોમાં પણ સુસંપાદન અને લીલાવૈવિધ્યનો ઉદ્રેક થાય તો ચિત્તાકર્ષક સૌંદર્યનો આગ્રહ પણ નથી રહેતો. આ કારણે જ કલાસૃષ્ટિમાં નાગો, ગરૂડો, અસુરો અથવા વિકૃત લાગતાં સ્વરૂપોનાં આલેખનો અને પ્રતિમાવિધાનો આકર્ષક અને પ્રેક્ષણીય બન્યાં છે.

આ રીતે સૌંદર્ય શબ્દ બે અર્થમાં સમજવાનો રહે છે. એક તો જેમાં ખાસ નેત્રાકર્ષણ છે તે સૌંદર્ય, અને બીજું જેમાં ચિત્તનું

સંપાદનકાર્ય અને લીલાભાવ પ્રકટ થયું હોય તે. એટલે કે સાક્ષાત્ કુરૂપતાને પણ તેમાં અવકાશ છે. કલ્પનાજગતમાં એનો જેટલો પ્રબળ આવિર્ભાવ અને છાપ પડે તેટલા દરજ્જે તેનો આનંદ મળવાનો છે.

## સમગ્રતા

કલાકૃતિનો એક પ્રધાન પ્રકાર સમગ્રતા છે. એક અખંડ પાત્ર તરીકે આપણા ધ્યાનમાં ઉતારવાને સમગ્રતા બહુ જરૂરનું તત્ત્વ છે. એ ન હોય તો ભાવના અખંડરૂપે પ્રકટતી નથી અને પૂરણી કરવાને બહારના ઉલ્લેખો અને આધારો લેવા દોડવું પડે છે. આ સમગ્રતા સાધવાને ચિત્રમાંનાં સર્વ આકર્ષણોને ચિત્રમાં સમતોલપણે કેન્દ્રિત રાખવાં જોઈએ. એ સમવિભાજનથી આંખ ચિત્રની મર્યાદામાં ઘૂમી વળે છે.

કોઈ પણ ચિત્રનું સંયોજન આ પ્રકારના જે વિવિધ વ્યવસ્થા-બંધનો હોય તે પર મૂલ્ય પામે છે. કેટલાક માત્ર બીનઅર્થી આકારોનાં વ્યવસ્થાબંધનો ગોઠવે છે, પણ જે ઘડીએ એક રેખાનું બળ કોઈ માનવીની ગરદન ઝુકાવતું બને તે જ ઘડીએ તેનું મૂલ્ય ફરી જાય છે, કારણકે તેમાં આંખના આકર્ષણનું કેન્દ્ર જુદી દિશા બતાવે છે. એટલે કે ભૌમિતિક પરિબંધનોનો હિસાબ આવી રીતે ચિત્રોમાં વિક્ષોભ પામે છે અને ઘણીવાર અટપટા દાવમાં આવી જાય છે.

જુદાજુદા યુગોમાં જુદાજુદા સંપ્રદાયની કલાઓમાં આ રેખા-પરિબંધનો, આવેગ, અને આલેખનમાં અનેક પ્રકારો થયા છે. પણ કપડાની ભાત પરના ભૌમિતિક ચિત્રસંપાદન કાર્યમાં જે સબળ અને ઉડાવદાર યોજનાની જરૂર પડે છે એટલું રેખાબંધન સાધારણ ચિત્રમાં જરૂરનું થતું નથી. આ ચિત્રસંપાદનમાં પણ બે પ્રકાર આપણે જોઈએ છીએ. માત્ર એક ચોકઠામાં નાખેલા ચિત્રની અંદરનાં આકર્ષણોનો ભાર સમજવાની આપણને ટેવ પડેલી છે. પણ બીજાં ય ચિત્રસ્વરૂપો છે તે ધ્યાનમાં લેવાં જોઈએ. હિંદનાં પ્રાચીન ભીંતચિત્રો જોતી વખતે મોટા વિસ્તાર પર તમારી આંખ નિર્બંધ ફરતી જાય છે અને જાણે

તમારા ચિત્ત ઉપર કથાના પ્રવાહની પેઠે સ્વરૂપોની હકીકતો પથરાતી આવે છે એમ એમ આખી કથા સમગ્રરૂપે ચિત્તને સમર્પાય છે. ચીનમાં ચિત્રો લાંબા ટીપણામાં હોય છે, એટલે એક હાથે ઉખેળતા જાઓ અને બીજા હાથે વીંટતા જાઓ તેમ સમગ્ર ચિત્રવેલ નીરખી લેવાય, જેમાં આખોય ક્રમ સમજાય અને મન પર તેનો આનંદ છવરાય. જાણે આપણે કોઈ પ્રદેશ ઉપર લાંબો પંથ કાપીને ચાલ્યા આવ્યા હોઇએ. અને તેનાં સુંદર સ્મરણો એક પછી એક ઉભરાતાં હોય એવું લાગે. આ જાતની સમગ્રતાનું ભાન કવિતા અને સંગીન કરાવે છે જ, અને દૃશ્ય કલામાં ઉપરોક્ત પ્રકાર તેને મળતો જ છે. એમાં સમગ્રતા ત્યાં જ છે કે જ્યારે આકૃતિઓના દર્શનથી પૂર્વાપરનો સંબંધ અને સંસ્મરણની સાંકળ જળવાય. આ ચિત્રો પર જેમ આંખ ફરે છે તેમ સુસંપાદન અને લીલાવિસ્તરણ ( variety )નાં તત્ત્વો આપણા ચિત્તને પણ એ સ્થિતિમાં લાવી મૂકે છે. આવાં ચિત્રોને ભૌમિતિક ચોકઠાનું બંધન ન હોય છતાં તેમાં સમગ્રતા હોઈ શકે.

આ તો માત્ર નેત્રાકર્ષણ કરનાર તત્ત્વોની વાત થઇ. ચિત્તમાં ભાવોદ્રેક શી રીતે થાય છે તેનો વિચાર તો 'ચિત્તના ષડંગો'માં થઈ ગયો છે.

આપણને લાગ્યું તો છે કે કળા મનુષ્યના આંતરજીવનના વિકાસ અને ઉત્ક્રાન્તિ માટે અનિવાર્ય છે. સંસારજીવનના સૂરોને જગાડવા કે સંયત કરવાનું કાર્ય તેનાથી જ થાય છે પ્રથમ પહેલી શારીરિક જરૂરિયાતો પ્રાપ્ત કરવાની કુદરત ફરજ પાડે છે. પણ આપણને લાગે છે કે એ જરૂરિયાતો પૂરી થયા પછીજ આપણું ખરું જીવન શરૂ થાય છે. એથી જ જેમના જીવનમાં એકલું પેટ ભરવાનું વૈતરું રહે છે, તેમને સાચી રીતે માનવજીવનનો હક્ક મળ્યો જ નથી.

આથી જ મૂડીવાદમાં ધનસંચય એક ઠેકાણે રાખી આવા કળા સંગ્રહો ( ખરું જોતાં નકામા ) કરવાની વાતો કરવામા આવે છે. એક વખત અમીરાતોની સખાવતો માટે પણ એવું જ કહેવાતું. મહાન

કૃતિઓ માટે અને મહાન શોધો માટે ધનવ્યય આવશ્યક બને છે, પણ તે આપે કોણ? કેટલાક પહેલાંના રાજ્યાશ્રય અને કુબેરપતિઓને સંભારે છે, પણ આજે તો સમગ્ર પ્રજાના રાજભંડારો માટે ય ઓછું પડે એટલું કામ પડ્યું છે. સવાલ એ છે કે કલાકારે કોઈની પસંદગીનું કામ કરી આપવા મથવાનું છે કે પોતાની ઊર્મિઓ ઊકલી ઓળખવાનું ?

શ્રીમંતો, રાજ્ય કે રાજસત્તા જે કોઈ ધન આપે છે તે તેની શરતોનાં બંધન મૂકતા જ રહ્યાં છે, અને એમ છતાં પૈસાથી ન મળે એવું તત્ત્વ ખરીદવાની ઉમેદ રાખે છે. સ્ત્રી, મકાન, ગાડીઘોડા વગેરે ખરીદી શકાય તેમ કળા મેળવી શકાય એમ તેઓ માને છે અને ચિતારો, ચિત્ર વેચનારા અને તેમના મદદગારો એમ બની શકે તેની ખાત્રી આપે છે. પણ સૌંદર્યનો ચેતનસ્પર્શ એમ શી રીતે મળે ? તે માટે તો પોતે જીવનભર પ્રયત્નમાં રહેવું પડે. જૂના ગર્ભશ્રીમંતો સંજોગવશાત્ એ પ્રયોગ સાધી શકતા અને પોતાના માનીના કલાકારોને યથાનુકૂળ જીવનનિર્વાહ આપી તેને યથેચ્છ કલાવિહાર કરવા દેતા.

હિંદુસ્તાનમા એ બંને વર્ગ મરી ગયા છે. યુરોપમાં ૧૯મી સદીમા મરી ગયા. પછી તો એમના નામે બીજાઓની બજારો થઈ પડી છે. આજે ક્યાંયે કલાકાર કલા આપી શકતો નથી, પણ ફરમાસુ કામની ઘોસરી નીચે જીવનભાર વહી રહ્યો છે. ખરીદદારોમાં એ વાતની ખબર પડી કે તેમને કલા મળતી નથી, એટલે તેમણે અનુગમો પામી ભૂતકાળની વિસ્મૃત કલાની ખરીદીઓ કરવા માંડી છે. એમાં યે પછી વેપારી વિદ્યાએ બનાવટી નમૂના ચલાવ્યા. એવું ય કહેનારા મળશે કે નવા ઉપર જૂનાની છાપ હોય તો ખરીદીએ. હિંદના રાજાઓ અને રજવાડાંમાંથી કળાનો સમાદર સદંતર નાશ પામ્યો છે અને તેને બદલે તેમના યુરોપી મિત્રોની પસંદગી અનુસાર જીવન અને પરિસ્થિતિ ગોઠવવાનો શોખ લાગ્યો છે. એટલે યુરોપની દરરાજ થતી કલાસામગ્રી અને ભંગાર આપણા દેશમાં ભરાતા જાય છે. એમના વડવાઓએ જે કંઈ

કર્યું તે માટે ઉપકાર કે આદરની લાગણી બતાવનાર પણ કોઈ રહ્યું નથી. અને હિંદી કલાકાર માટે અરણ્યરુદન જ રહ્યું છે.

બીજી તરફ દેશની યુનિવર્સિટીની ઘોર બેપરવાઈ અક્ષમ્ય જ છે. એ જ યુનિવર્સિટીએ બહાર પાડેલા જે માણસો, અધિકારીઓ શિક્ષણપ્રણેતા અને પત્રકારો થયા, તેમણે કલાનો ગંભીર અભ્યાસ, ચિંતન કે આદર કરવાનું એક પણ પગલું ભર્યું નથી. એટલે આજે તો ચિત્રકારને જે આવ્યું તે કામ કરી નભી જવા સિવાય છૂટકો રહ્યો નથી.

પૈસા અને આજીવિકાનો લોભી ગમે તેવો ચિત્રકાર પણ સમજે છે કે કોઈ પણ તત્ત્વજ્ઞાની કે વિજ્ઞાની જેટલો જ તે વિદ્યા કે કલા વેચવા અસમર્થ અને નારાજ છે. તે પૈસા કમાવા પ્રયત્ન કરે છે એટલા જ માટે કે પોતાની સર્જક શક્તિઓને સ્વતંત્ર વિકાસ આપવા કોઈક દિવસે પણ પોતે તક મેળવે. કલાના ખરીદનારા એને પૈસાને બદલે કલા પ્રગટાવવાની તકો મેળવી આપે તો તે વધુ ઉપકૃત બને. પણ તેમ કોઈ કરતું નથી. ચિત્રકારના મનમાં ખરીદદારો તરફ એક પ્રકારની દાઝ ઊભરાય છે અને તેનું મન લીધેલા કામમાં સ્વચ્છંદે ચડી જાય છે. નહિ જ, કલાકાર કોઈના માટે કામ કરી શકે જ નહિ. તે પોતાનું જ આત્મસર્જન કરવા ઈંતેજાર છે. એથી જ એનો જન્મ સાર્થક બનશે અને આત્મસર્જનથી જ માનવજાતિને સંગ્રહયોગ્ય કંઈક આપી શકશે.

પ્રજાના કલ્પનાજીવન માટે જોઈતી સર્જક કલાઓને પોષણ આપવા પ્રજામાં ધન તો ઘણું છે; પણ ઘેર મોટરકારો હોય એટલાં ચિત્રો પણ ન ખરીદનારા શ્રીમંતોને તો બાદ જ કરવા જોઈએ. જે ખરા સમજુ અને કદરદાન માણસો પોતાની પરસેવાની કમાણીમાંથી નાની નાની રકમે ખરીદીને ચીજો વસાવી સમાજને ખૂણે પડેલા કલાકારીગરને પ્રકાશ અને નિર્વાહ પહોંચાડે છે. તેઓ જ પોતાના દેશની કલાલક્ષ્મીની સાચી સેવા કરી રહ્યા છે. જો દ્રવ્યની

વહેંચણી એવાના ભાગે જાય તો તેઓનો સંગ્રહ દેશનો અમૂલ્ય કલાવારસો બની રહે.

પણ આજે એ મધ્યમ વર્ગ ઉપર જમાનાની ભીંસણ છે. એથી આજે કલાકાર, કવિઓ અને નવલિકાકારોની પેઠે ઇતર ધંધા ઉપર નિર્વાહ કરે તો જ તે પોતાની સ્વાભાવિક સર્જના સાચવી શકે.

ઘણા કવિઓ માસ્તરો, અમલદારો કે નોકરિયાતો છે; કોઈને સ્વતંત્ર આજીવિકા નથી. તેમ જ મોટા ભાગના સારા ચિત્રકારોને પણ શિક્ષકો, કામદારો કે ધંધાર્થી બનવું પડે છે. તેમનાં સ્વનિર્મિત ચિત્રો તો મિત્રોને આનંદ આપવાને કે પ્રદર્શનોના પ્રેક્ષકોને પ્રોગ્રામ આપવાને જ તેમના કબાટમાં પડ્યાં રહે છે. મારી પૂરી જાણવાળા એક પુખ્ત ઉંમરના સારા કલામિત્રને ઘરભાડાના દબાણથી ચિત્રો સાચવવાની અગવડ પડી. એટલે ચાલીમાં તેણે ચિત્રોની ખરેખરી હોળી જ કરી. બીજા એક સહૃદય સફળ કલાકાર તે વખતે પહોંચી ગયા અને થોડાં ચિત્રો બચાવી લીધાં.

પ્રકાશકો, ધર્મસંસ્થાઓ અને વેપારી સંસ્થાઓને શુદ્ધ કલાની પડી જ નથી. ઘણા પ્રકાશકો અને લેખકો પોતાનાં પુસ્તકોમાં ગમે તેવાં ચિત્રો મૂકીને પોતાની કલાભિરુચિ સંતોષી લેતા જણાય છે. કલાવિદ્ તેના વિષે શું ધારે છે તેનો પણ તેમને વિચાર નથી. ગમે તેવાં ચિત્રો લેખને બંધબેસતાં થયાં એટલે ચાલ્યું. ધર્માચાર્યો અને મંદિરોવાળા દેવદેવીઓ અને ધર્મપ્રચારનાં ચિત્રો તથા કલાઓનું કામ કુશળ કલાકારોની દેખરેખ નીચે મૂકે તો નૂતન સંસ્કારવાળી પ્રજા પણ તેનો વિરોધ નહિ કરે, કારણ કે એ રીતે પણ પ્રજાની કલ્પનાને કંઈક સુંદર, રુચિકર અને ઉન્નત તત્ત્વ મળશે. કાશીમાં સારનાથના નવા મંદિર મૂળગંધકુટિવિહારનું ચિત્રકામ આ પ્રથાનો ઉત્તમ નમૂનો છે. આવાં કામોમાં કલાને યથેચ્છ વિહાર અને આયોજન મળી રહે છે.

કલાના નવા જૂના સંપ્રદાયોની તકરારોમાં પડવું નિરર્થક છે. જે

કોઈ સુંદર અને પ્રેરક હશે તે તે યુગની ચિરંતન સમૃદ્ધિ બની જ રહેવાની છે. પ્રગતિ કરવા ઇચ્છતી કોઇ પણ જનતા જ્યારે પોતાના કલાકારનું સન્માન અને કદર કરી શકે ત્યારે જ દેશનું સદ્‌ભાગ્ય મંડાયું ગણાય, અને એ જ માનભરી સ્થિતિમાં કલાકાર વધુ સત્ત્વશાળી સ્વનિષ્ઠ અને પ્રભાવક કલા સર્જી શકવાનો.

મારા આ કલાપ્રસ્તાવમાં મારાથી જાણ્યેઅજાણ્યે સંદિગ્ધતાનો દોષ થઈ ગયો હોય એવું મને લાગે છે; પણ વિદ્વાનો કલાના ક્રિયાત્મક અભ્યાસી પાસેથી ભાષાની સંપૂર્ણતા અને સચોટતાની આશા ન રાખતાં તેને નિભાવી લેવાની ઉદારતા બતાવશે એવી મને સંપૂર્ણ શ્રદ્ધા હતી એટલે જ મેં મારું નિવેદન કરવાની ધૃષ્ટતા કરી છે. જે પ્રેમ અને સદ્‌ભાવથી મને સંમેલનના સંચાલકોએ અને સ્વાગતમંડળે તક આપી છે તેનું ઋણ મારા ઉપર તેમજ કલાજગત ઉપર હમેશાં રહેશે. મહારાષ્ટ્ર મુંબાઈની સાહિત્ય પરિષદ સાથે કલાપરિષદ યોજવાનો ઉપક્રમ હમણાં જ ઘડચો છે; એ જ અરસામાં ગુજરાતી સાહિત્ય પરિષદે પણ કલાને ગૌરવભર્યું સ્થાન આપી, ઇતર પ્રાંતોની નજરમાં તેની પ્રતિષ્ઠા વધારી છે, હું આશા રાખું છું કે ભવિષ્યમાં ઉત્તરોત્તર એનાં તેજ અને પ્રભાવ વૃદ્ધિગત થતાં રહેશે.

આજે તો આને 'અરુણ કે ભળકિયો' કહો, પણ તેની પાછળ આવતા સૂર્યનો પ્રકાશ અવશ્ય એકદા ગુજરાત ઉપર ઝળહળી રહેશે.

× × × ×

કેટલાક વિદેશી મિત્રોએ મારા દેશની કલામાં રસ લઈ એ પ્રત્યે સમભાવ અને આદર બતાવવા આ વ્યાખ્યાન* ગોઠવ્યું એ જાણી મને આશ્ચર્ય થયું; કારણ કે મારા દેશવાસીઓએ તો ઉપેક્ષા અને અર્થલક્ષી કેળવણીના ધ્યેયથી પોતાના જીવનમાંથી કલાની પ્રેરણા અને આસ્વાદ ગુમાવ્યાં છે.

*જુલાઈ ૧૯૩૭માં મુંબઈમાં પોલાડના કૉન્સલ ડૉ. બાનાસિરસ્કીના આમંત્રણથી પરદેશના કૉન્સલો તથા મહેમાનો સમક્ષ આપેલ ભાષણ

૧૮મી સદી સુધી અમારી આવી સ્થિતિ નહોતી એ બતાવવા પૂરતાં પ્રમાણો મારી પાસે છે. લોકોત્તર કલા અને કલાપરંપરા અમારે ત્યાં હતી. એ કલામાં શિલ્પનાં ઉત્તમ સર્જનો છે. જીવનમાં હમેશના ઉપયોગની વસ્તુઓ પણ અમારે ત્યાં સુંદર હતી. ગૃહજીવનની ઉપયોગી વસ્તુઓમાં દરેકને રંગ અને ધારીલા આકાર તરફ આકર્ષણ હતું; નૃત્ય અને ગીતોમાં લય અને તાલ તરફ દુર્લક્ષ કોઈનું નહોતું. નગરના ચોકમાં ગીતો ગાનાર મામૂલી ગવૈયાથી માંડી, મંદિરો અને પ્રાસાદોમાં ગાનારા ઉસ્તાદો અમારે ત્યાં હતા. અમારું જીવન રંગ અને રેખાથી વિભૂષિત કોઈ ચિત્રપટ જેવું હતું.

## પ્રાચીન પ્રમાણો

ધનિક અને સામાન્ય પુરજનને ચિત્રકલા પ્રત્યે આદર હતો એવું બતાવતાં પુષ્કળ પ્રમાણો ભારતના પ્રાચીન સાહિત્યમાં છે. મંદિરો અને પ્રાસાદોનાં ભીંત–ચિત્રોની શૈલી સર્વસાધારણ જનસમાજ પારખી શકે એવી હતી. આવી ચિત્રશાળાનાં વર્ણનો અને કથાવાર્તાઓમાં એના ઉલ્લેખો જોતાં એ ચિત્રો ઊંચી કોટિનાં હતાં એમ સહેજે દેખાય છે. એ ચિત્રો જોઈને પ્રેક્ષકોની આંખો આંસુભીની થતી, એ જોતાં એમને ઉલ્લાસ અને આનંદ મળતો એવું આપણે વાંચીએ છીએ. દુર્દૈવ એટલું જ કે થોડાં ચિત્રો સિવાય હવે એમાંનું કશું રહ્યું નથી.

વર્ષો પહેલાંની અમારી આ ચિત્રકલામાં કેટલાક વિવેચકો વિદેશી શિક્ષણ અને સાંપ્રદાયિકતા જુએ છે. પરંતુ એમને કલાશિક્ષાના પ્રાચીન સંસ્કૃત ગ્રંથોની ખબર નહિ હોય. પ્રજાનો મોટો ભાગ કલાશિક્ષણથી પરિચિત ન હોય તો એ વિષય પર શાસ્ત્રીય પુસ્તક સંભવે નહિ. વિષ્ણુધર્મોત્તર પુરાણમાં, ચિત્રની ભૂમિકા કેવી રીતે તૈયાર કરવી, કેટલી જાતની પીંછીઓ ઉપયોગમાં લેવી, ઘરમાં, મંદિરોમાં અને પ્રજાસમૂહને મળવાના આંગણાની દીવાલો પર કેવાં ચિત્રો હોવાં

જોઈએ, એની વિસ્તારથી ચર્ચા કરેલી છે, અને એ મર્યાદાનો ભંગ કરનારને શાપિત ગણેલા છે. એ સમયમાં ચિત્ર વિનાના ઘરને સ્મશાન સમું ગણવામાં આવતું. પરંતુ અહીં તો આપણે, પ્રજાએ પોતાની કરીને સન્માનેલી કલાનું સ્વરૂપ જોવાનું છે. અંગ્રેજી Picture શબ્દનો સંસ્કૃત પર્યાય "ચિત્ર" છે. કેટલાક એમ પણ કહે છે કે મનને રંજન કરનાર, માનસિક આનંદ આપનાર, જેની મનથી સંવેદના થઈ છે એ ચિત્ર. ચિત્ર શબ્દનાં આ બધાંય વિવરણ એટલું જ કહે છે કે દૃષ્ટિનો અનુભવ નહિ પણ ચિત્તથી જેનું દર્શન થયું છે—જેની સંવેદના થઈ છે તે જ ચિત્ર; અંગ્રેજી શબ્દ ચિત્રને દૃષ્ટિગ્રાહ્ય ગાને છે; જ્યારે અમારે ત્યાં ચિત્ત શબ્દથી થતો અર્થબોધ વિશિષ્ટ અનુભવનો સૂચક છે.

### ચિત્તનું સંવેદન

આપણે ત્યાં 'ચિત્ર-કર્મ-સૂત્ર' નામે ચિત્રકલાનો એક શિક્ષાગ્રંથ છે. 'ચિત્રષડ્ક્રમ'માં પણ ચિત્રકલાનાં ૭ અંગોનું વિવરણ છે. એ બધાનું મધ્યબિંદુ ચિત્તના સંવેદનમાં—એના લીલાવિસ્તારમાં સમાયું છે. ચિદ્રૂપ જગતને રેખાબદ્ધ કરતી એ કલામાં દૃષ્ટિયંત્રથી દોરેલું આલેખન નથી. ચિદ્ગ્રાહ્ય રૂપ કે આકાર વસ્તુમાત્રનો અર્ક ઝીલે છે. વ્યક્તિનું એ એકાકી દર્શન છે, જેમાં ચિત્ત રૂપભેદનાં પ્રતીકો સંઘરી રાખે છે. ચિદ્ગ્રાહ્ય રૂપભેદ ઈંદ્રિયાતીત છે. એ વખતે તેજ-છાયા નકામાં ઉપકરણો માત્ર છે. સારે તો આકાર અને રંગનાં મૂલ્ય ચિત્તંત્રની કક્ષાથી કરવાનાં હોય છે. દૃષ્ટિયંત્રથી વૃત્તચિત્ર નહિ, પણ ચિદ્પત્રની ભૂમિકા પરથી કલાસર્જન કરવાનો પોતાનો ધર્મ છે, એમ સાચો ભારતીય ચિત્રકાર માને છે. ભારતીય કલાનું દૃષ્ટિબિંદુ આવું છે, અને કાલાન્તરે સચવાઈ રહેલાં થોડાં ચિત્રો એની મહત્તા પુરવાર કરે છે. શુદ્ધ અને શિવ સુંદર સુશોભનો માત્ર નથી: પરંતુ તેઓ લાંબા સમયનાં ચિંતન અને શોધનની ભૂમિકા પરની મનઃસંવેદના—ચિત્તંત્રના અનુભવની ઝાંખી કરાવે છે. અને આ નવા જમાનાનો પ્રવાહ એ અનુભવ ધોઈ નાખે એમ નથી.

અજંતાનાં ભીંતચિત્રો જીવનના બધા ય પ્રદેશો ભરી દેતી કલા અને સંસ્કૃતિના પ્રમાણ રૂપે ઊભાં છે. આ ચિત્રો કાંઈ શ્રીમંત ચિત્ર-સંગ્રાહકોના બજાર નમૂનાઓ નહોતા; પરંતુ લાખો ભક્તહૃદયની અપાર્થિવ આરાધ્યમૂર્તિઓનું ચિત્રકારે કરાવેલું દર્શન હતું. અમારા પૂર્વજોને મન કલા એ વિદ્યાપીઠની ચર્ચાનો વિષય માત્ર નહોતી કે નહોતી એ સામાન્ય સંપ્રાપ્તિ. પરંતુ માનવીનું જીવનાધારક તત્ત્વ, એના ચિત્તની આરાધના એ હતું.

### આઠમા સૈકા પછી

લગભગ આઠમા સૈકામાં આ કલા લુપ્ત થઈ. પછી મધ્ય યુગમાં વિગ્રહ, કલહ અને અહંતાના ઊંડા અંધારામાં અમે ડૂબી જઈએ છીએ. હિંદુસ્તાનમાં તો કોઈ પણ જગ્યાએ અજંતાનો સોનેરી તંતુ જળવાયો જણાતો નથી; પરંતુ બૃહદ્ ભારતનાં સંસ્થાનોમાં મધ્ય એશિયા, બાલી, જાવા, સિયામ, તિબેટ અને ચીનમાં અજંતાની કલાના વારસ અને ઉપહાર સમું રેખાવિધાન સચવાઈ રહ્યું છે. ભારતીય સંસ્કૃતિના આ સુવર્ણયુગનો વિનાશ કેમ થયો એ સમજાતું નથી; પરંતુ એટલું તો ચોક્કસ છે કે બૌદ્ધ ધર્મના અનાદરની સાથે એનાં આનુષંગિક બધાંય અંગોની ઉપેક્ષા થવા લાગી, અને એ વિનાશ પછી ભારતીય કલા ફરીથી એ કક્ષાએ પહોંચી નથી

સર્જન અને સુશોભનોથી ટેવાઈ ગયેલું પ્રજામાનસ તો એ સમયે પણ જાગૃત નીવડ્યું; અને પરિણામે પશ્ચિમ ભારતમાં રજપૂતાના, માળવા અને ગુજરાતમાં એક નવી જ ચિત્રશૈલી જન્મેલી જોવામાં આવે છે. આચાર્યો અને પંડિતો એ કાળે ભૂલાતા ધર્મગ્રંથોની નકલો કરાવી લેતા હતા. સ્મૃતિઓ અને પંચતંત્રાદિક કથાઓ વર્ણબદ્ધ થતી હતી, પણ આ વિદ્વાનો અને એમના પુરસ્કર્તાઓને શ્રુતિ, સ્મૃતિ માત્ર ઉતારી લેવામાં સંતોષ ન હતો. એમને તો અક્ષરદેહની એ વાચના જીવંત ચિત્રોમાં મૂકી જવી હતી. એટલે ગ્રંથો લખતી વખતે જ લહીઆઓએ ચિત્રો કરતાં જવાનાં હતાં. એના ચિત્તમાં પ્રમાણની

નોંધો હતી, પરંતુ એની કલાશૈલી લિપિ અને ચિત્રના સમન્વય જેવી હતી. કોઈ પ્રમાણ જાણ્યા વિના આપણે જેમ એકદમ લખી શકીએ છીએ, એવી જ રીતે વેગીલી અને જોરદાર શૈલીમાં ગ્રંથોની વાચના સાથે લખતાં લખતાં જ એ ચિત્રો સર્જાતાં હતાં. આવી પ્રમાણસંજ્ઞાની આખી હારની હાર અથવા તો ચિત્રની લઘુલિપિ એ કલાકારોએ સર્જી હતી; અને એમાં એટલી કુશળતા એમને વરેલી હતી કે અક્ષરો લિપિબદ્ધ અને ચિત્રબદ્ધ એકીસાથે થઈ રહેતા. એના ચિત્રપ્રસંગોમાં વિવિધતા છે, પરંતુ સાથે અનાકર્ષક એકવિધતા પણ છે. આંખોને કેટલીક વખત અરુચિકર લાગતાં એ ચિત્રોનું રસપૂર્વક નિરીક્ષણ કરવાથી કથાઓ અને વ્યાખ્યાનો ચિત્રપટમાં વિસ્તારિત થતા દેખાય છે, અને એ શૈલીથી પરિચિત થઈ ગયા પછી સુંદર આકૃતિની અપેક્ષા રહેતી નથી.

સંગીતલિપિ જેવી આ ચિત્રશૈલી મુખ્યત્વે જૈન કલ્પસૂત્રોમાં જોવામાં આવે છે, તેથી થોડાં વર્ષો પહેલાં એ શૈલી જૈન કલાને નામે ઓળખાતી હતી. પરંતુ થોડા સમય પર ઉપલબ્ધ થએલી પ્રતો જોતાં એ શૈલી પશ્ચિમ ભારતમાં બધે જાણીતી હતી એવી પ્રતીતિ થાય છે. ખંભાતમાથી નવમી સદીનાં સુશોભનવાળા તાડપત્રો મળ્યાં છે. ૧૨મીથી ૧૪મી સદીના થોડા નમૂનાઓ પણ મળ્યા છે. પરંતુ આ બધામાં ૧૫મી સદીના પ્રેમકાવ્ય 'વસંત વિલાસ'ની પ્રત સૌથી ઉત્તમ છે.

### રાજપૂત કલમ

ચિત્રકલાની આ વિશિષ્ટ શૈલીએ રાજસ્થાની નામની એક તળપદી કલમને જન્મ આપ્યો. એમાં રાધાકૃષ્ણનાં ગીતો, લોકકથાઓ, રાગ–રાગિણીઓ તથા રામાયણ અને મહાભારતના પ્રસંગોનાં ઉઠાવદાર પરંતુ ચિત્રભૂમિની સાથે સમરેખ રહેતી શૈલીમાં ઘણાં ચિત્રો આલેખાવા લાગ્યાં. માનવ પ્રકૃતિઓ એમાં ભાગ્યે જ થતી. પણ એ કલા વિકસીને ૧૬મી સદીમાં મુગલ દરબારના કલાના નવવિધાનના પ્રાતઃકાળમાં મુગલ શહેનશાહોએ આણેલી ફારસી કલાની સામે ઊભી રહેવા જેટલી પ્રૌઢ કક્ષાએ પહોંચી ગઈ.

મહેલો શણગારવા નિમંત્રેલા બાદશાહી દરબારના ઈરાની કલાકારો પ્રતિકૃતિઓ કરવા કરતાં સુશોભનો અને શણગાર સજવામાં કુશળ હતા. એથી કરીને સરખા સિદ્ધાંતોમાંથી પ્રેરણા મેળવતી એ કલા સાથે રાજપૂત કલમનો પણ સમાદર થતો હતો. અબુલફઝલ એના 'આઈન-ઈ-અકબરી'માં જણાવે છે, કે ગુજરાત અને મારવાડમાંથી ઘણાં ચિત્રકારોનો મુગલ શહેનશાહોએ સત્કાર કર્યો હતો. પરિણામે એ બે શૈલીઓના પ્રવાહો સાથે મળી જઈને, ઈરાન અને હિંદુસ્તાનમાં અજોડ એવું રંગ અને રેખાનું સૌંદર્ય, માર્દવ અને લાલિત્ય મેળવ્યું છે. આજનો જયપુરના મહાલયનો એ રાજપૂત કલાનો ચિત્રસંગ્રહ અર્વાચીન કલાકારોને પણ સ્પર્ધા માટે આમંત્રણ આપી રહ્યો છે. પણ દુર્ભાગ્ય એ હતું કે એ રંગો અને એ શિક્ષાપદ્ધતિને સંરક્ષવાના કે સહાય કરવાના આગળ કશા પ્રયાસો થયા નહિ.

### પહાડી કલમ

મુગલ સામ્રાજ્યના પતન પછી હિમાલયની નજીકનાં રાજસ્થાનોએ કેટલાક કલાકારોને આશ્રય આપ્યો હતો; અને એ શૈલીનાં સુંદર ચિત્રો પહાડી કલમને નામે ઓળખાયાં છે. એ પહાડી કલમ હિમાલયની તળેટીમાંના તિહરી-ગઢવાલના રાજસ્થાનોમાં ખીલી હતી. રાજપૂત અને પહાડી બંને શૈલીમાં ચિત્રિત પ્રસંગો તો એકસરખા છે, છતાં સુરુચિ અને રચનાસૌષ્ઠવમાં રાજપૂત કલમથી આ ચિત્રો જુદાં પડી આવે છે.

આ પહાડી રાજ્યોમાં ચિત્રકારોનાં ઘણાં કુટુંબોએ જુદી વસાહતો પણ કરી હતી, પરંતુ એનો કરુણ અંત એવો થયો કે જાણે કોઈને યે કલાની જરૂર ન હોય! ૧૯૦૫ના એ પ્રદેશના ધરતીકંપમાં ઘણાં કુટુંબોનો નાશ થયો.

અંગ્રેજોના શાસન સમયમાં તો ભારતીય કલાપદ્ધતિની ઉપેક્ષા જ કરવામાં આવી; એટલું જ નહિ, પણ પ્રોત્સાહન અને સ્વીકારને અભાવે એનો વિનાશ થવા દેવામાં આવ્યો. સરકારી કલાશાળામાં એનું અસ્તિત્વ જ સ્વીકારવામાં આવ્યું નહિ અને વિદેશી કલાશાળા-

ઓનો અભ્યાસક્રમ હિંદીઓ પર ઠોકી બેસાડવામાં આવ્યો. વળી જે હજી ચાલુ છે એ વિદેશી ઢબનું શિક્ષણ પણ એવું ખામીવાળું નીવડયું, કે જેથી ઇંગ્લંડ અને બીજા દેશોની જેમ એમાંથી કશું ઊગી નીકળ્યું નહિ. કલ્પનાના ઉપક્રમમાં જેનાં મૂળ છે એવી ભારતીય સંસ્કૃતિની પરંપરાથી પોષાયેલી કલાથી એ શાળાઓનો અભ્યાસક્રમ નિર્લેપ હતો, તેથી એ પારકી કલામાં શક્તિ રહી નહોતી.

નવયુગના પ્રારંભમાં પ્રજાનો સંસ્કારી વર્ગ પાઠશાળાઓ અને વિદ્યાપીઠોમાં પોતાનાં બાળકો મોકલતો થયો. પરંતુ એ સંસ્થાઓએ ગયાં પચાસ વર્ષમાં એમના અભ્યાસક્રમમાં કલા—ભારતીય કલા કે વિદેશી કલા, જે એ વિદ્યાર્થીઓને ચારે બાજુની સૃષ્ટિના સૌંદર્યતત્ત્વનું પાન કરાવે એવી કલા—ને સ્થાન આપ્યું જ નથી. બેડોળ અને ગંદાં મકાનોમાં એમને શિક્ષણ આપવામાં આવતું. અમારા અભ્યાસનાં પુસ્તકો અને સાધનો કોઈ પરદેશી કચરાની ટોપલીમાં ફેંકી દે એવાં હતાં. અમારા શિક્ષકો અને અધ્યાપકો કલાને થોડા શોખીનોના ઉપયોગની વસ્તુ માનતા. પરિણામે એ તથા એમના જેવા અનેક કલાનો આનંદ અને ઉપભોગ માણી શકયા નહિ. અજંતા અને ઇલોરા, રાજપૂત મુગલ કલમ, અને જૈન શિલ્પાકૃતિઓ—ભારતના ગૌરવની આ બધી કલાસમૃદ્ધિઓ એમને મન કોયડા રૂપે હતી. બીજી બાજુ ગ્રીક અને રોમન ઇતિહાસનાં સંભારણાં એમને મન ગરવી કથા હતી; પરંતુ એ છતાંયે એ પ્રજાઓની કલાનાં અંગસૌષ્ઠવ અને હથોટી પણ તેઓ હૃદ્‌ગત કરી કે પ્રીછી શકયા નથી. અમારા કેળવાએલા વર્ગ પાસે કલા માટે શબ્દો હતા, પણ લાગણી નહોતી. રોમન અને ગ્રીક કળા વિષે વાતો કરવાની ફૅશન થઈ પડી હતી, પરંતુ એનાં મૂલ્ય કોઈએ જાણ્યાં નહોતાં. ચિરપરિચય અને અભ્યાસ પછી જ કલાદષ્ટિ ખીલે છે; અને એને અભાવે અમારા દેશનાં ગીત, નૃત્ય અને ઉત્સવોમાં એમને આનંદ નહોતો મળતો. શાળાના એકે મકાન, એકે પુસ્તક કે એકે પ્રવૃત્તિમાં કલાતત્ત્વ લાવવાની પ્રેરણા નહોતી. આવું છેલ્લાં પચીસ

વર્ષો સુધી ચાલ્યું. અમારે ત્યાં સમર્થ રાજપ્રકરણી પુરુષો છે, કાયદા-પંડિતો છે, ડૉક્ટરો છે; પરંતુ કલાકારો અને કલાકૃતિના સંગ્રાહકો તો થોડા જ છે. આવી આ દેશની કલાની અવનતિ થઈ છે. અમારી કલા સૂકાઈ ગઈ છે. એથી અમારું ગૃહજીવન સામાન્ય રીતે આનંદ વિનાનું, દુઃખી અને વિકટ છે—આદર્શોનાં મૂલ્યાંકનમાં અસમાન છે.

### વિદેશી અસરની સાબિતી

હિંદી ચિત્રકારને જીવનમાં આવી પરિસ્થિતિની સામે થવાનું હતું. એના સર્જનમાં એણે વિદેશી મૂલ્યો એનાં કે ભારતીય કલા-પરંપરા સ્વીકારવી એનો પણ એ નિર્ણય કરી શકતો નહોતો. એણે દોરેલી પ્રતિકૃતિઓ ફોટોગ્રાફનાં એન્લાર્જમેન્ટ માત્ર હતાં. ઘરનું રાચરચીલું બજારમાંથી લાવી ખડકેલો ઢગલો હતો. વ્યક્તિત્વનો આવિષ્કાર કરવું સ્વતંત્ર સર્જન કરવાનો પ્રયત્ન કોઈએ કર્યો નહિ. એના દેશની કલા વિષે એને ત્યાં પુસ્તકો પે નથી, અને હમણાં હમણાં જે કાંઈ લખાયાં છે તે પણ અંગ્રેજી અને બીજી ભાષાઓમાં છે. સંસ્કૃતિ ઉપર વિદેશી અસરની આ બીજી સાબિતી છે. અમારા વિદ્વાનો અંગ્રેજીમાં વ્યાખ્યાનો ગર્વ માને છે, જ્યારે જનતાનો મોટો ભાગ અને મધ્યમ વર્ગના લોકો પણ એ પુસ્તકોથી જવલ્લે જ પરિચિત હોય છે. ગરીબ બિચારા કલાકારને એનો ધંધો શીખવાને માંડ થોડાં વર્ષો મળે છે, ત્યાં પછી ભાષાશાસ્ત્રનું તો પૂછવું જ શું? મોટી આશાઓ બાંધી શહેરની કલાશાળામાં જતાં એનાથી થોડાં વર્ષ પહેલાં જ શીખી ચૂકેલા દેશ-ભાઈઓના કે કોઈ વખત યુરોપિયન શિક્ષકના હાથ નીચે એને તાલીમ મળે છે. અરે, જે કલાપદ્ધતિ અને આદર્શો શીખવવા એમને રાખ્યા હોય છે તે માટે પણ એમને ભાગ્યે જ અવકાશ મળે છે. એથી વિદેશી પદ્ધતિના પણ સારા ચિત્રકારો હિન્દુસ્તાનમાં નથી. યુરોપી ચિત્રકારો સાથે હિંદી ચિત્રકારો સ્પર્ધા તો માંડ કરી શકે એવું હોય છે, એટલે અમારા રાજામહારાજાઓના મહેલોમાં અને આર્ટ ગેલરીઓમાં વિદેશી ચિત્રો ખરીદાય છે અને હિંદી ચિત્રકારોને રોટલો પણ મળતો નથી.

## મુશ્કેલ પરંપરા

ઈ. ૧૯૧૧માં હું મુંબઈ આવ્યો ત્યારે ગ્રીક કલાના નમૂનાઓની પ્રતિકૃતિઓ અમારે કરવાની હતી, અને છેક છેલ્લાં વર્ષોમાં સજીવ—અને તે પણ માનવસમાજના અસ્વચ્છ અને ગંદા નમૂનાઓ પરથી—આલેખન કરવાનું હતું ! રમૂજ ઉત્પન્ન કરે એવું તો એ હતું કે શિક્ષક અને શિક્ષિતોમાંથી કોઈ પણ એમને અણીશુદ્ધ હિંદી ઢબમાં ગોઠવી ચે શકતા નહોતા. હિંદી જીવનમાં નહિ એવી ચેષ્ટા કરવાનું કે વળાંક લેવાનું એમને કહેવામાં આવતું, એટલે કલાકારનું માનસ ખોટી અસરોથી વિકૃત થતું હતું.

હિંદી ચિત્રકારને એની આકૃતિ અને રંગના કથન માટે ઘરમાં, શાળામાં કે બીજે ક્યાંય પણ ચોક્કસાઈ કરવાની તક મળતી નહોતી. હિંદુસ્તાનમાં મુસાફરી કરી પોતાના દેશનાં શિલ્પ ને કલાની મહત્તા પિછાનવાના પૈસા એની પાસે નથી. એનું સાહિત્ય તો છે જ નહિ, અને કલાશાળાને આપેલાં વર્ષો એના ધંધાને અને એના આદર્શોને સંતોષતાં નથી.

અમારી શાળાઓ આજે કલા અને પ્રેરણાનું વાતાવરણ માગે છે. અમારાં નૃત્યો અને નાટકો સમકાલીન અભિરુચિના ગંદા આવિષ્કાર જેવાં છે. અમારા બજારની દુકાનો ચાલુ કેળવણીએ ઉપજાવેલા આદર્શોના દૃષ્ટાંતરૂપ છે. અમારાં વૃત્તપત્રો અને સામયિકોએ જનતાના શિક્ષણ માટે ભારતીય કલા અને સૌંદર્યતત્ત્વની સમીક્ષાની યોજના નક્કી કરી નથી. અમારી પુત્રીઓ અને પત્નીઓ આયાત કરેલી ફેશનમાં મોહી રહી છે. બારોટ અને ચારણો નીચી વર્ણના અવશેષો જેવા ભૂતકાળના અનુકરણ જેવા છે.

પરિસ્થિતિએ આણેલું આ અધઃપતન ડૉ. આનંદ કુમારસ્વામી અને કલકત્તાની કલાશાળાના આચાર્ય મિ. ઈ. બી. હાવેલ જોઈ શક્યા હતા. ભારતીય કલાની શ્રેષ્ઠ નમૂનાઓનો સમુદ્ધાર કરવા તરફ એમણે લક્ષ પહોંચાડ્યું. એમની મુશ્કેલીઓનું વર્ણન કરવાનું આ

સ્થાન નથી. પરંતુ એમણે રજૂ કરેલાં મંતવ્યો પોતાનાં કરીને ડૉ. અવનીન્દ્રનાથ ટાગોર અને એમની શિષ્યપરંપરાએ અજંતા અને રાજપૂત કલમમાંથી પ્રેરણા લઇ ને શરૂઆત કરી. કવિવર ટાગોરના શાંતિનિકેતનમાં એ કલાશૈલીનું કેન્દ્રસ્થાન છે. લખનૌ, દિલ્હી અને મદ્રાસમાં એ શૈલીના પ્રતિનિધિઓ છે; પરંતુ એમણે એમની કલામાં યુરોપ અને જાપાની રીતિને વણી લીધી છે. પ્રાચીન ભારતીય ચિત્ર-પરંપરાનું શુદ્ધ સ્વરૂપ ક્યાં યે અસ્તિત્વમાં નથી. એ બધી ચિત્રશાળાઓ સ્વતંત્ર પ્રયોગો છે. એમની વચ્ચે કશું સામ્ય નથી; અને હોય તો એટલું જ કે એ બધી અજંતા અને રાજસ્થાની પરંપરાનુ રૂપ સ્વીકારે છે, પરંતુ એ બધાં યે એ કલાપરંપરા પાછળની માનસિક ભૂમિકા અને પ્રેરણા વિનાનાં છે.

## હિમાલય જેવું કામ

અમારા જાહેર જીવનના ઉત્સવો દોરવવાને, અમારી શાળાઓ ઇસ્પિતાલો, અને રાજમાર્ગો શણગારવાને અમારે ચિત્રકારો જોઈએ છે; અમારાં બાળકોનાં પાઠ્યપુસ્તકો માટે, અને ધંધા તથા કારીગરીમાં સુશોભનો માટે અમારે ચિત્રકારો જોઈએ છે; અમારા સમાજના વહેવારોમાં ભુલાયેલી પ્રકૃતિની સુંદરતા જાગતી રાખવા ચિત્રકારને અમારે પુરોહિત કરીને સ્થાપવો છે. આ તો હિમાલય જેવું મોટું કામ છે.

મારી શક્તિના પ્રમાણમાં મેં એક ચિત્રશાળાની શરૂઆત કરી છે, જે ગરીબ કલાવાંચ્છુઓનું આશ્રયસ્થાન છે. ત્યાં ગામડાંમાંથી આવતા વિદ્યાર્થીઓને કલાની શૈલી અને આદર્શોનું શિક્ષણ આપવાનું હોય છે. એમણે આર્ટ ગૅલરીઓ કે શિલ્પના નમૂનાઓ જોયા નથી હોતા. ગ્રીક અને રોમન કલાથી યે એ વિદ્યાર્થીઓ અજાણ હોય છે.

પરંતુ એમનાં મન એમણે જીવેલા ચિત્રમય જીવનમાં આનંદ માણે છે. કલાશૈલીના ભોગે પણ ઘણી વખત એમની ભાવના અને લાગણી જાગૃત રાખવાના પ્રયત્ન હું કરું છું. કોઇ પણ ઢમે આલેખન

કરતાં શીખ્યા પછી શૈલીની પરિપાટી નક્કી કરવાનું કામ એમનું છે. નિખાલસ અને પ્રેમાળ ચર્ચાથી એમને પ્રોત્સાહન મળે છે, એ એમને જ વરેલી સુંદર હથોટી ઘણી વખત બતાવી આપે છે. સમાજના અંગ તરીકે, સમાજની આશાનિરાશામાં સાથે રહી, એનાથી ઊંચે જઈ, જીવન પાછળનું પરમ રહસ્ય જોતાં શીખે એવી મારી ભાવના છે. નિયંતાએ સામે ધરેલી દરેક પરિસ્થિતિ, જીવનકલહની સાહમારી એમને ભલે સહન કરવી પડે; પ્રકૃતિના બાળકો થઈ એની નાની મોટી લીલામાં એકતાન થતાં તેઓ શીખે એમ હું ઇચ્છું છું. કાર્ય પાછળ સતત મંડ્યા રહી પોતાનો વારો આવે ત્યા સુધી તેઓ થોભે એમ હું ઇચ્છુ છુ. મારી એ સંસ્થા કોઈની પણ સહાય કે પુરસ્કાર વિના ચાલે છે. એમાં પરીક્ષાની હરીફાઈ કે પ્રમાણપત્રો નથી મારા કુટુંબના બાળકોની જેમ એ વિદ્યાર્થીઓ મારો વાર્તાલાપ સાંભળે છે. મારા પડછાયાની જેમ તેઓ મારી અનુજ્ઞા પાળે છે, છતા તેઓ મારા આદર્શો અને વાંછનાની પ્રેરણા છે. હું તેમને શીખવુ છુ અને ઉપદેશ આપુ છુ પણ મારી મર્યાદાઓનાં બંધન એમના પર નાખવા હું ઇચ્છતો નથી. જગતની પ્રાચીન અર્વાચીન કળાના તત્ત્વો એમની સમક્ષ હું મૂકું છું. એમને મારા કરતાં સવાયુ કામ કરતા જોઈને હું રાજી થાઉં છુ. પ્રગતિ એ જ મારો આદર્શ છે. ઉત્કર્ષ અને સહકાર માટે અમારે જીવવાનું છે. અમારું આપ્તવચન 'एकोऽहं बहु स्याम्' મારો જીવનમંત્ર છે.

× × ×

*ચિત્રકલાને આજે સુશિક્ષિતોએ માત્ર ફુરસદનો ધંધો ગણી કાઢી છે અને રાષ્ટ્રનેતાઓ ગ્રામ જીવનમા તેનો પ્રયોગ કરીને તેને કસોટીએ ચડાવવા લાગે છે. પત્રકારો તેનો એક ફૅશન તરીકે ઉપયોગ કરવા લાગ્યા છે. શિક્ષણ–પ્રણેતાઓ હજુ તેનું મૂલ્ય સમજવાનો કંઈક પ્રયત્ન કરે છે. શ્રીમંતોનું તે ફરમાસુ રમકડું બનતા લાગી છે. આપણા

* 'ફૂલછાબ' સાપ્તાહિક પર લખેલો પત્ર

રાજાઓએ તો પરદેશીઓની આંખે કળાની કદર કરવાનું સ્વીકાર્યું છે ને ચિત્રકારને તેઓ એક હજૂરિયા જેવો જ ગણે છે; પછી તેમના અધિકારીઓ અને અમલદારોને મન તેનો શો હિસાબ હોય ? સાહેબની ટોપી પહેરેલો કોઈ હજામ કે અરવાડ ગોરો આપણે ત્યાં પ્રતિષ્ઠા પામે છે, એટલું યે માન આપણો કલાકાર પામતો નથી. જો કોઈ નિરાંતે હિસાબ કરવા બેસે કે સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં 'રજવાડાં'માંથી માત્ર ચિત્રો ખરીદવામાં જ પરદેશમાં કેટલા પૈસા ગયા છે તો જણાશે કે આખા હિંદુસ્તાન માટે મોટી કલાપીઠ ખડી કરી દેવાય એટલું નાણું ખર્ચાઈ ચૂક્યું છે. છતાં રુચિ અને સૌંદર્યજ્ઞાનમાં કયા રાજ્યે અગ્રપદ મેળવ્યું છે ? એમના સંગ્રહો મારની ભાડૂતી પત્રકારોની વાહવાહથી ને લખાણોથી પ્રજાચૈતન્યને શો લાભ થયો અથવા તેમની જ આંખ દેશનાં કુદરતી સૌંદર્ય અને રૂપરચનાઓ કેટલી સમજી શકી ? ગાયકવાડ સરકારનું મોટું ચિત્રાલય પ્રજામાં શા સંસ્કાર આપી શક્યું છે ? એમના જ રાજ્યમાંથી કેટલીયે પ્રાચીન કોતરણીઓ અને મૂર્તિઓ પરદેશ ખેંચાઈ ગઈ તેના જવાબદાર કોણ છે ? તેમના રાજ્યની કેળવણી, સત્તા કે ધર્મ કોઈએ કલાનું રક્ષણ કર્યું નથી, અને હજુ તો યુરોપમાં દુણાઈ ગયેલી ગ્રીક કલાના નમૂના અને માઈકલ ઍન્જેલોનાં' કદાવર પૂતળાં' આવતાં જ જાય છે. કલાનું રહસ્ય ન સમજનાર જ એ સહન કરી શકે.

કલાજીવન માત્ર ધાટ ઉપર અવલંબેલું નથી. જામનગરના પ્રતાપવિલાસમાં જે કલાકૃતિઓ છે તે યુરોપના કોઈ પણ ચિત્રાલયની બરોબરી કરે એવી છે. પણ તેનો રસ માણવાને જે કેળવણી અને તાલીમ જોઈએ તેને માટે એ રાજ્યે શી સગવડો કરી છે ? એક રંક-માં રંક પણ સાચા કલાકારને એ ચિત્રોમાંથી કંઈ નિરીક્ષણ કે તપાસ કરવી હોય તો શી સગવડ છે ?

આ રાજ્યોના કલાસંગ્રહો પાછળ દેશના કરોડો રૂપિયાનો વ્યય થયો છે. ભાવનગર તેથી ઘણું પાછળ હશે, પણ એનું વલણ પણ યુરોપી નિરીક્ષણ નીચે જ કલાને પોષવાનું છે. દિલ્હી, આગ્રા, જય-

પુર કે અમદાવાદનાં મહાલયો બાંધનારા રાજાઓને આપણા દેશમાં યોગ્ય કારીગરો નથી મળ્યા એમ કહેવાય તો તેમાં કોનો દોષ ? ચિત્રો અને છબીઓમાં પણ એવું જ બન્યું છે. ભાવનગર રાજ્યે એક વખત ઈંગ્લીઅંડનાં ચિત્રો પાછળ યુરોપને એક લાખ જેટલી રકમ ધરી દીધી હતી. આપણાં રાજ્યોએ લંડનના ઇન્ડિયા હાઉસને ચિત્રોની ભેટ કરી છે, પણ કદી કોઈ રાજ્યે પોતાની પ્રજા માટે દેશના ઇતિહાસ અને સંસ્કૃતિ જાળવી રહેલી કલાકૃતિઓનું ચિત્રાલય કરવાનો વિચાર સરખો યે કર્યો નથી.

મને બરાબર ખબર છે મેડમ બ્રુનર, લેન્સીલૉટ સ્પીડ, ફ્રેન્ક બ્રૂક્સ અને હજી હમણાં આવેલો બોરીસ જ્યૉર્જિયેફ—આ બધા પરદેશી કલાકારોની કૃતિઓ નિમિષ માત્રમાં ઉદાર કીમતે ખરીદ થયેલી છે; પણ અમદાવાદનાં સ્વ. મગનલાલનાં ચિત્રો આજે ધૂળ ખાતાં પડ્યાં છે—જેણે પોતાની સંતતિ સમાં ગણીને એ ચિત્રોને જીવનભર વેચ્યાં નહિ, પણ પાછળથી પોતાની અપુત્ર વિધવા માટે વારસા રૂપે મૂકી પોતે ગરીબીમાં દેવલોક પામ્યા; અને આજે તે બાઈ ને નસીબે દાસત્વ રહ્યું છે. શા માટે ? દેશના માનવીઓને અરધે પેટે રાખી પરદેશીનાં પૂરેપૂરાં ભરવાની ઉદારતાવાળા રાજવીઓ અને અધિકારીઓ આપણે ત્યાં છે તેમને લીધે. ગુજરાતનાં સારાં સારાં ચિત્રો આજે ત્રાવણકોરના ચિત્રાલયમાં 'ગુજરાત ખંડ'માં માનભર્યું સ્થાન ભોગવે છે, ત્યારે ગુજરાતના શ્રીમંતોને તો એ ચિત્રોમાં રસ કે આકર્ષણ છે જ નહિ.

આપણા કેળવણીકારો વળી એમ જ માને છે કે યુરોપમાં છપાય છે તે બધાં ચિત્રો ખરીદી કેળવણીના ખંડમાં ચોડી દઈએ એટલે કેળવણીને જોઈતી કલા મળી રહી ! હવે તો માનસશાસ્ત્ર તમને ખાત્રી કરી આપશે કે કેળવણી કેવળ સામાન કે સાધનમાં નથી, પણ તેની પાછળ રહેલા હેતુઓ અને આદર્શોમાં છે. પરદેશમાં તૈયાર થતાં કેળવણીનાં ચિત્રોમાં હિંદ માટે જે સમજ અને આદર છે તે જગ ય છાનાં રહેતાં નથી. પરદેશનાં બધાં પાઠ્યપુસ્તકોમાં હિંદી

એક દરવાન જેવો ચીતરાય છે? ભૂગોળનાં ચિત્રો લો કે ઇતિહાસનાં, બધે હિંદી કોઈ અર્ધદગ્ધ માનવી જેવો જ દેખાય છે.

હિંદી ઇતિહાસકાર આજે એ સામે આંખ કાઢે છે, પણ કલાનાં સ્વરૂપોને રૂંધનારી આપણી કેળવણી વડે સર્જાએલાં સમાજનાં ચશ્માં કોણ ઉતારે? વિજ્ઞાનીને રીસર્ચ (શોધખોળનું કામ) કરવા પાછળ ગમે તેટલો ખર્ચ કરવા દેવો જોઈએ એ મત હવે સર્વમાન્ય થયો છે. એમ જ કલાક્ષેત્રનાં મંથન અને સંશોધન માટે પ્રજા કે રાજ્ય તરફથી મોટી જોગવાઈ ન થાય ત્યાં સુધી સુગોથી ડોળાએલું આ કલામાન સંશુદ્ધ થવું મુશ્કેલ છે. કલાકારને તેની કલાની સાચી ઉપાસના માટે લોકમાગણી કે ફૅશનની જરૂરિયાતોથી દૂર રહેવાની તક મળવી જોઈએ. કલાકારને ફરમાન આપવાનું રહે તો સમાજને નવા કલ્પનાપ્રદેશનો રાહ કોણ બતાવશે?

કલાકારની કલ્પના જ આગામી દુનિયાનાં સ્વરૂપો પ્રત્યક્ષ કરી શકે છે અને સમાજને બંધિયારપણાંમાંથી બચાવે છે. એ કલાકાર માટે દેશ જે કંઈ ભોગ કે ખર્ચ કરશે તેનો શતગણો પુરસ્કાર તેની કલાસિદ્ધિથી મળી રહેશે. એક માર્કોની કે એક એડિસન આખા જગતના જીવનનો હફતો બદલી નાખે છે તેમ જ કલાકાર પ્રજાને નવી કલ્પના–સામગ્રી આપી નવા અનુભવો અને પ્રેરણા આપવા શક્તિમાન બનશે. માત્ર આપણો સમાજ કલાકારને સ્વતંત્ર થવાની જોગવાઈ કરી આપે એટલું જ હું ચાહું છું.

× × ×

*વિદ્દભોગ્ય ચર્ચાઓથી અને પ્રાસંગિક કલાપ્રદર્શનોથી કે ખાસ અંકોથી આપણો કલાપ્રેમ અટકી જવો ન જોઈએ. જીવનની ઉત્કટ દશા અને વિરલ સ્વાનુભવોનાં સચોટ પરિણામોની આગને સજાવેલા આકારો અને રૂપોમાંથી જ સ્વરૂપ, ત્રિકાળને સાંકળતું

* કરાચીના 'મહાગુજરાત' સાપ્તાહિકને લખેલો સંદેશ

સર્જનાત્મક કલાનું પરમપદ પામી શકશે. એટલે ગુજરાતનાં નરનારીઓ જીવનમાં ભોગ ધરવાની જેટલી તાકાત કેળવશે, જેટલી ઊર્મિ અને વ્યવસ્થા અનુભવશે, એટલી જ મૂલ્યવતી અને સ્થાયી કલા વસાવી શકશે. એ માટે પૂરતાં આદર અને અર્પણ જીવનમાં ઉતારવાં પડશે. ચાલુ ફૅશન અને અભિપ્રાયો પર જીવતાં કલાસ્વરૂપો–ચિત્રો અને વિવેકના આડંબરો, સાચી કલાના વિઘાતક તત્ત્વો છે. તેનાથી ચેતીને અથવા બચીને ચાલનારા કલાનો સાક્ષાત્કાર મેળવવાનો પહેલો પાઠ પામ્યા છે એમ માનવું.

અને કલાકારો પોતાની કલાકૃતિ સાથે જેટલા જાતે આનંદમસ્ત બની શકશે એટલે અંશે જગતને માન્ય કલાકૃતિ નીપજાવી શકશે. વ્યવહાર અને ઉદ્યોગ અથવા સાહિત્ય અને શણગારની સેવામાં યોજાએલી કલાસમગ્રી કલા નથી, પણ કલાના ઉછીના માગેલા અલંકારો માત્ર છે. જ્ઞાન અને ચેતનાની નીકમાંથી વહેતું આત્મનિવેદન કે આત્મસંતર્પણ કલાનો સાચો રસ પાઈ શકે છે. એટલે જ જ્ઞાનયોગી અને કલાકારની ચિત્તસમાધિમાં, રસાયણિક મિશ્રણોથી કે ઘડેલી મીમાંસાઓથી કે કાયદાથી નહિ પણ કુદરતના હવામાનમાં ઉદ્‌ભવતી જીવસૃષ્ટિની જેમ દર્શનો પ્રકટે છે. એના પરિચયે જીવનની વાડીઓ તરબતર બની જાય છે. આ દર્શનો બેશક જૂજવાં છે, પણ એવી કલાનું અસ્તિત્વ છે એટલું તો નક્કી જ છે.

એવી કલાની ઉપાસના એક પરમ પુરુષાર્થ સમજવો જોઈએ. ઉપનિષદના દ્રષ્ટા જેટલું જ મહત્ત્વ એવી કલાના ઉપાસકનું છે. એની ઉપાસના, એના પ્રયત્નો અને પ્રયોગો જાણ્યેઅજાણ્યે સંસ્કૃતિની ગંગા નિર્મળ અને વહેતી રાખશે.



## ૧૯
## પશ્ચિમ ભારતની મધ્યકાલીન ચિત્રકળા

આઠમા સૈકાથી અજંતાની ચિત્રકળાની ગંગા કાળ-સાગરમા લુપ્ત થયા બાદ હિંદુસ્તાનમાં ચિત્રકળાના તે પછીના અંકોડા કયાં યે પણ મળી આવતા હોય તો તે દસમાથી અઢારમા સૈકા સુધી સાહિત્ય, સંસ્કૃતિ અને ધર્મના ઘેરા રંગે ફૂલતીફાલતી રહેલી, તાડપત્રો અને હસ્તલિખિત ગ્રંથોમાં સચવાતી આવતી, કલ્પ-સૂત્રોની ચિત્રકળામાં છે. ભારતનાં મધ્યકાળના ઇતિહાસમાં જે વેળા ગુજરાત અનુપમ સ્થાન ભોગવતું હતું તે વખતે તેની ભાગ્યલક્ષ્મીના સ્વામીઓ, ગુર્જર નરેશો અને જૈન મુત્સદીઓ હતા; એટલે તેમણે સ્થાપત્યસર્જનો અને શિલ્પસામગ્રીઓ તેમ જ હસ્તલિખિત ગ્રંથોની સંખ્યાબંધ પ્રતો જોઈએ છીએ ત્યારે એમ જ લાગે છે કે તે યુગના માનવીઓ જો કેવળ રાજ્યો જીતવામા, લડાઈઓ કરવામાં અને વહેમ તથા કુસંપમાં જ જીવન ગાળતા હોત તો આવું પ્રફુલ્લ કલાસર્જન તેમને હાથે થવું અશકય જ હોત. પણ આધીના કાળનાં ચિત્રો જોનારને એ પ્રજાએ એ વચલા ગાળાઓમાં કેવી નિરાંત, શાંતિ અને સુખ-સંસ્કૃતિભરી જિંદગી માણી છે તેનો ખ્યાલ આ સ્વસ્થતાભરી, ચિંતનશીલ અને રંગ સૌરભવાળી કલા સામગ્રીનો થાળ જોવાથી જ આવે તેમ છે.

મધ્યકાળના એ નમૂનાઓમાં સૌથી અગ્રસ્થાન ખંભાત અને પાટણમાંનાં તાડપત્રોનાં ચિત્રોને આપી શકાય. તેની એક બે પ્રતો જ

ઉપલબ્ધ હોવા છતાં જે વસ્તુ આપણી સામે રજૂ થાય છે તે ઉપ-
રથી ખાતરી થાય છે કે એ કાળના સમાજમાં ચિત્રકળા કોઈ આગલી
પેઢીઓથી સચવાતી, ઉછેરાતી અને માન પામતી હોવી જ જોઈએ;
નહિ તો એ ગ્રંથોનાં ચિત્રોમાં જે રૂઢ થયેલી પાકી શૈલીનો ઉપયોગ
થયો છે તે ઉપલબ્ધ ન હોત. આ કળા અનાડી કે અણઘડ હાથમાં
જન્મેલી નથી, પરંતુ અનેક પ્રકારનાં કૌશલ્યપૂર્વક રંગ અને રેખાની
સજીવતા તથા રુચિરરચનામાં કાબેલ-થયેલા માનવીઓએ સિદ્ધ
કરેલી શૈલી છે એમ આપણે સ્વીકારવું પડે છે. એની મુખ્ય ખૂબી
તો સરળ રેખામાં આબેહૂબ ક્રિયા નિરૂપણ કરવાની તેની શક્તિમાં
છે. વાઙ્મય સાથે ચિત્રકળા કેવો તાલ મેળવે છે એ દર્શાવવામાં આ
શૈલી અવધિ કરી નાખે છે. આકૃતિઓ અને રંગોના અનેક સંકેત-
પૂર્ણ પ્રયોગો દ્વારા એ ચિત્રોમાં સાહિત્ય, વિચાર અને દૃષ્ટિને ઉદ્દીપ્ત
કરે એવી એક નવી જ જાતની બિછાત બની રહે છે. જેઓ હાથમાં
કલમ કે પીંછી લઇ જરા પણ આકૃતિ દોરી શકતા હશે તેમને તો
આ ચિત્રોની ભૂમિકાની સમતોલ રંગભરણી, ઉપાડ કે ઉઠાવના પ્રયત્ન
વગર આનંદસમાધિમાં ગરકાવ કરશે. આજ સુધી આ ચિત્રોનો
મોટામાં મોટો સમુદાય જૈન ધર્મના ગ્રંથોમાંથી મળી આવ્યો હતો,
એટલે તેને માત્ર ધર્મના સાંકેતિક સ્વરૂપો અથવા નિશાનીઓ જેવાં
ગણી લઈ કલાના ઇતિહાસમાં તેનું સ્થાન નિશ્ચિંત કરવામાં આવ્યું
નહોતું. પરંતુ જ્યારે ગુજરાત, માળવા અને રજપૂતાનામાંથી બીજા
સંપ્રદાયોને સાહિત્યગ્રંથોમાંથી પણ આ જ ચિત્રશૈલીના નમૂના હાથ
લાગ્યા ત્યારે કલા નિષ્ણાતો સામે એક સળંગ ચિત્ર પરંપરા તરવરવા
લાગી અને આ ચિત્રોમાં કથામર્મવાળાં સ્વરૂપો સમાએલાં દેખાયાં.

કલ્પસૂત્રો જેવાં જ લક્ષણોવાળી કળા 'વસંતવિલાસ' અને શ્રી
'બાલગોપાળ સ્તુતિ'માં પણ યોજાએલી છે, તે ઉપરથી ખાતરી થાય
છે કે મુગલ કળા ખીલી તે પહેલાં ગુજરાત, માળવા અને મારવાડના
પ્રદેશોમાં આ ચિત્રશૈલીનો ઠીક ઠીક પ્રચાર થઈ રહ્યો હશે. આ કળાનો

પરિચય માત્ર શ્રીમાનો જ ભોગવવા નહિ હોય, પણ લોકરંજની કળા તરીકે તે પ્રજાજીવનમાં પણ સ્થાન પામી હશે, એ તે સમયનાં છૂટાં ચિત્રામણો, વસ્ત્રો અને કોતરકામો ઉપરથી સમજાય છે; એટલે કે કળાકારો અને તેમની ચિત્રસામગ્રી લોકપરિચિત અને લોકરુચિની જ હતી.

આ ચિત્રો ઝડપથી ખેંચી કાઢેલાં દેખાય છે. તેથી ચીતરનારની અનાવડત છે એમ તો કહી શકાય તેવું નથી. જેટલી ઝડપથી આપણે લખાણના અક્ષર ખેંચીએ એટલી ઝડપથી આ ચિત્રકારો આંખ, નાક, માથું, પગ અથવા વસ્તુઓ ચીતરી શકે છે. એમ માની શકાય કે આ ચિત્રકર્મ માટે ખાસ ચૂંટી કાઢેલા કેટલાક આધારભૂત આકારો નક્કી થઈ ગયા હશે. ચીતરનાર જે કાંઈ ચીતરે છે, તેમાં માનવદેહ વિષે તે સંપૂર્ણ સમજ રજૂ કરી શકે છે. જાતજાતના લોકો, તેમની દિલચાલ તેમ જ મુદ્રાઓ તેને સુપરિચિત છે. વૃત્તાંત પરથી સચોટ લક્ષ્ય અને એકધારું ચિત્રાંકન એ તેનાં પ્રધાન લક્ષણો છે. તે વાહ વાહ માટે ચિત્રકામ કરતો લાગતો નથી, પણ કોઈ રીતે ચિત્રમાંથી જ હકીકત પ્રકટ કરી શકાય તેની મથામણ તે કરે છે. એટલે કે વાચતાં ન આવડતું હોય તેને પણ એ પાનામાંથી જાણવાનું અને જોવાનું મળી રહે અને ધર્મપ્રચારની સાર્થકતા સધાય.

ચિત્ર અને લિપિ બંને પવિત્ર આનંદજનક નેત્રવિહાર બની રહે તે માટે અથત્નો કરવામાં આ ગ્રંથો શોભાસમૃદ્ધિની ટોચ રજૂ કરે છે. ઘૂંટેલી કાળી, ભૂરી કે લાલ ભોંય ઉપર અક્ષરો અને ચિત્રોની નકશીઓ યોગ્ય રીતે સાચવીને હાંસિયામાં જે વેલપટ્ટીઓ અને આકૃતિઓની વાડીઓ ભરી દીધી છે તેની તોલે આવે એવી પ્રાચીન પ્રતો જાણવામાં નથી. ધર્મના પવિત્ર ગ્રંથો માટે આવો સમારંભ કુરાન, બાઇબલ, ગીતા વગેરેના શ્રીમંત માલિકો અને ધર્માધીશોએ બતાવ્યો છે; પણ કલ્પસૂત્રોની આવૃત્તિઓ સાથે હરીફાઈ કરી શકે એવો સમૂહ ભાગ્યે જ મળશે. (આ કથન માત્ર બહાર પડેલાં પુસ્તકોને આધારે છે.)

જૈન કલ્પસૂત્રોના હાંસિયાની ચિત્ર સામગ્રી ઉપર. તો હિંદના જાણીતા કલા વિવેચકોનું પણ ધ્યાન ખેંચાયું જણાયું નથી. તેનું કારણ આજ સુધી જોઈએ તેટલા પ્રમાણમાં કેટલીક અસલ વસ્તુઓ કોઈની જાણમાં પણ નહોતી એ કહી શકાય. હાંસિયાની એ અપૂર્વ કલા સમૃદ્ધિને દુનિયા આગળ રજૂ કરવાનું માન 'જૈન ચિત્રકલ્પદ્રુમ'ના સંપાદક શ્રી. સારાભાઇ નવાબને જ છે. જે નમૂના તેમણે પ્રાપ્ત કરી પ્રકટ કર્યા છે તે માટે કળાના ઇતિહાસમાં માન અને સ્થાન કાયમને માટે સ્વીકારવું પડશે. આ હાંસિયાની ચિત્રકળા જ એ યુગના માનવીઓની સર્જનશક્તિ અને અપ્રતિમ શોભાશક્તિના સંપૂર્ણ પુરાવા છે. કેવળ બે કે ચાર રંગમાં, આખાએ ગ્રંથના એકેએક પાને જુદી જુદી વેલપટ્ટીઓ, અભિનમભર્યાં પ્રાણીઓ તથા મનુષ્યોને ચીતરનારો ચિતારો આજના કળાકારને કસોટી આપે એવો છે. તેનું આશ્ચર્યકારક, વિપુલ અને વૈવિધ્યપૂર્ણ સર્જન અજંતાના ભંડારને પડકારે એવું છે. લૂંટાતાં, ચોરાતાં, વેચાતાં વધેલો પણ સંસ્કૃતિનો આ થાળ એટલો બધો સમૃદ્ધ છે કે આજના કલ્પનાકૃતિઓ ( designs ) માગનારાઓની ભૂખને તે સહજમાં સંતોષે છે.

ઘણી વખત ગ્રંથનાં પાનાંઓમાં હાંસિયામાં એક ખૂણા પર લહિયાએ ચિત્ર પ્રસંગની ટૂંકી નોંધ કરેલી જણાય છે, તે ઉપરથી લાગે છે કે અક્ષરો લખનાર પોતાનું કામ પૂરું કરી ચિતારાને ખાલી જગ્યાઓ ભરવા સોંપી દેતો હશે; એટલે ચિતારો કવિતાની પાદપૂર્તિની પેઠે પ્રસંગના સૂચક આકારોવાળી વેલપટ્ટીઓ અને ચિત્રો ઉમેરવાનું કામ કરતો હશે. કવિતાની કડીઓ છંદમાં બંધાતી આવે તેવી રૂપ અને આકૃતિ માળાઓની સમતોલ વહેંચણી કરતો તે છેવટના પાના સુધી પાઠ અને ચિત્રોનો એક સરખો રસ ચડાવી લે છે. આવી એકધારી યોજનાવાળાં પ્રકાશનો આજના સાધનસંપન્ન યુગમાં પણ વિરલ છે.

ધાર્મિક ચિત્રોમાં કથા પ્રસંગનાં પાત્રોનાં સ્વરૂપ આદ્ય કલા ગુરુએ બાંધેલાં તેનાં તે જ સાચવવાનો સંપ્રદાય આગ્રહપૂર્વક પળાતો

હોય તેમ લાગે છે, કારણ કે તેમાં ભાગ્યે જ નવો પ્રકાર નજરે પડે છે. છતાં ક્વચિત ચકોર કળાકારો નવી ઊર્મિ અને છટા બતાવ્યા વિના રહેતા નથી; અને જ્યાં જ્યાં કંઈક સામાજિક વાતાવરણ બતાવવાનું હોય છે ત્યાં ત્યાં તો તેમણે અવશ્ય છૂટ લઈને પોતાનો સમાજ ઉતાર્યો છે.

શ્રીપાલ રાસનાં ચિત્રો એ રીતે ચિત્રકારની સમકાલીન સૃષ્ટિનું ચિત્ર છે. આ ચિત્રોની ચિત્રકળાની કદર કરતાં સાથોસાથ તેમણે જે સાહિત્યો અને ક્રિયાઓથી આ પ્રતો તૈયાર કરી હશે તે પણ આશ્ચર્યકારક પ્રકાર ગણવો જોઈએ. તાડપત્રોને ચૂંટીને ચિત્ર યોગ્ય સફાઈ પર લાવવાં તેમ જ ચિરસ્થાયી બનાવવાં, અને વિવિધ રંગો ઉખડી ન જાય એવી ક્રિયાથી ભૂમિકા પર તેમને સંલગ્ન કરવાં, એ બધી વાતો આજના કલાકારને મહાન ભેદો જ રહેવાની. આજે ચિત્રના ચિરંજીવપણા માટે સાધનો કે રંગોની લેશ માત્ર પરવા કોઈ રાખતું નથી. તેઓને સેંકડો વર્ષોથી તેમના સર્જકોના પ્રતિભાની સાખ પૂરતા આ નમૂના શરમમાં નાખે એવા છે. આ બાબતમાં તો કુશલ વૈજ્ઞાનિકો, કલાકારો અને પ્રાચીન શાસ્ત્રવિશારદોનું મંડળ એકાગ્ર થઈ કામે લાગે તો જ પુનરુદ્ધાર થઈ શકે.

આ ચિત્રોમાં શૈલીનું અનુકરણ, ઘૂંટણ અને કેટલાક આકારોનાં બીબાં બરોબર સચવાયાં હોય છે, એટલે આપણને વૃતાંતનો ઉકેલ જરાયે મુશ્કેલ પડતો નથી. વૃતાંત સાથે આપણને રિવાજો, વસ્ત્રો, ઘરો, ઉપસ્કરો વગેરેનો સારામાં સારો ખ્યાલ મળે છે. બારમીથી અઢારમી સદી સુધીનું લોકજીવન જોવું હોય તો આમાં મળી શકે.

આ ચિત્રોની બીજી ખૂબી એ છે કે સાધારણમાં સાધારણ માણસને પણ ચિત્ર સમજાય એવી રીતનો તેમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. તડકો હોય ત્યારે આખું ચિત્ર પીળા રંગમાં જ ચીતર્યું હોય, રાત્રિ હોય ત્યારે ભૂરા રંગ પર જ ચીતરાયું હોય. ઘરમાં રાત્રિ હોય અને દીવો ચીતર્યો હોય તો બધું લાલ ભૂમિ ઉપર આલેખ્યું

હોય. વળી પ્રસંગ પ્રમાણે ઋતુ તથા કાળ દર્શાવતાં માણસો અને જનાવરોથી આપણે બધું તરત અટકળી શકીએ છીએ. નદી, સરોવર કે કુંડ, તેના પાણીનાં વમળોની રેખાઓથી જ સમજાઈ જાય છે. વૃક્ષો, ફળો, વનસ્પતિઓ વગેરે બરોબર ઓળખાય તેમ તેનાં પાન, થડ વગેરે ચીતરાએલાં નજરે પડે છે. વાસ્તવિક દર્શન કરતાં આ લાક્ષણિક દર્શન ચિત્રણાના નિયમોમાં વધુ ઉપયોગી ગણાયું છે.

આજ સુધી ભારતીય ચિત્રકળાના પ્રતિહાસમાં ગુજરાતનો નામોલ્લેખ નહોતો, પરંતુ મધ્ય યુગના આ ચિત્રકળાના નમૂના માત્ર ગુજરાતમાં જ મળ્યા હોવાથી ગુજરાતને તેથી ગૌરવ પ્રાપ્ત થયું છે. આ પ્રાચીન ચિત્રાકૃતિઓની છાયા રાજપૂતકળામાં કેમ ઊતરી ને મુગલ કળાને સમૃદ્ધ કરવામાં આનુવંશિક ઉપકાર કેવી રીતે થયો તેના અંકોડા તો હજી બેસાડવાના રહે છે જ; તો પણ જે સ્થાપત્ય રચનાઓ અને વસ્ત્રો આ ચિત્રોમાં દેખાય છે તે આજે પણ નહિ બદલાએલા સમાજમાં નજરે પડે છે.

ચતુર દૃષ્ટિવાળા કલાવિવેચકો આ કળાના નમૂના જોતાં જ તેની Potency–સર્જક અને પ્રેરકશક્તિ સ્વીકારશે, એટલું જ નહિ પણ દેશની કળાને તેમાંથી નવો માર્ગ જડશે એમ માનવું ભૂલભરેલું નહિ ગણાય. આજે કળા એટલે શાળાપાઠિત વસ્તુ નહિ, પણ પ્રજાની ઊર્મિ અને ઉલ્લાસમાંથી સર્જાએલી નવસૃષ્ટિ એમ સ્વીકારીએ તો નવસર્જનના પાયામાં યે આ કળાનાં તત્ત્વો ઉપયોગી થઈ પડવાનાં જ.



२०

# ભારતીય સંસ્થાનોમાં કળા



પ્રત્યેક માનવસમાજ પોતાની અનોખી રીતે પોતાના આંતરિક વ્યવહાર અને પોતાના સંબંધો વ્યક્ત કરતી રૂઢિઓ તેમ જ સંસ્કારનું પ્રદર્શન કરવા કળાનાં સ્વરૂપો સર્જે છે. હજારો વર્ષથી હિંદવાસીઓએ હિંદી ભૂમિની પ્રકૃતિ, પદાર્થો અને સમૃદ્ધિને પોતાના જીવનમાં નવી નવી રીતે અપનાવીને તેમાંથી વસ્ત્રો, અલંકારો, વાસણો, શણગારો અને છેવટે મહાલયો અને પ્રતિમાઓમાં પ્રાણપ્રતિષ્ઠા કરી છે. એક એક ભારતીય વસ્તુ કે આકાર જોશો તો તે પર હજારો વર્ષથી અનેક ચિત્તના સંસ્કારની એક સળંગ કારીગરી રચાયેલી જણાશે.

કમળનું ફૂલ એક સર્વોત્તમ દૃષ્ટાંત છે. દેવતાઓના હાથમાં પદ્મ છે. દેવો, દેવીઓ અને યોગીઓ પદ્માસન કરી બેસે છે. કવિઓ પદ્મની ઉપમાથી તેમનાં પાત્રોને સૌંદર્યની પ્રભા અર્પે છે. અને કમળ ભ્રમર પ્રેમીઓનું પ્રતીક બની રહ્યાં છે. મહેલો અને દેવાલયોના સ્તંભોમાં, બાદશાહોનાં સિંહાસનોમાં કમળની પાંદડી અને દાંડી અનેક મનોહર રૂપે કંડારાઈ ગયાં છે. એ જ પ્રમાણે હિંદનાં પ્રાણીપદાર્થોમાં હંસ, પોપટ, હાથી, ગાય, બળદ વગેરે કળાની સૃષ્ટિમાં સ્થાન પામ્યાં છે. હિમાદ્રિનાં ધવલ શિખરોએ દેવાલયના ઘાટ આપ્યા છે. આમ પ્રજાજીવનમાં ઓતપ્રોત થયેલી જન્મભૂમિએ ભારતનાં દરેક સ્વરૂપોમાં તેમની લાગણી અને અસ્મિતાને જન્મ આપ્યો છે. અને પેઢી દર પેઢી તેના વાતાવરણમાં ઊછરતી પ્રજાએ પૂર્વજોના પ્રાણનો તે દ્વારા સંસ્પર્શ મેળવ્યા કર્યો છે. એટલું જ નહિ પણ આર્ય પ્રજાએ હિંદ બહાર જ્યાં નવું સ્થાનાન્તર કર્યું ત્યાં ત્યાં એ પૂર્વજોની આપેલી સંસ્કૃતિને પવિત્ર સ્મૃતિરૂપે અને

જન્મભૂમિ સાથેની અમર પ્રેમશૃંખલારૂપે ફરી ફરી તેની પ્રતિષ્ઠા અને સ્થાપના કરી છે.

જગતના ઇતિહાસમાં અજોડ એવો ભારતીય સંસ્કૃતિનો અને કળાનો વિસ્તાર આજના સંશોધકોની નજરે પડયો, અને તેને વિરાટ ભારત કે સરહિંદ એવું ઉપનામ મળ્યું છે. ગાંધાર, તિબેટ, બ્રહ્મદેશ, કાંબોડિયા, જાવા, સુમાત્રા, બાલી, સિંહલદ્વીપ વગેરે પ્રદેશને આવરતી એવી અદ્ભુત સંસ્કૃતિનો વારસદાર આજનો હિંદીજન છે. અને આજે પણ જગતમાં અપ્રતિમ ગણાયેલા ગુરુદેવ ટાગોર, પૂ. ગાંધીજી જેવા નરશ્રેષ્ઠો વાલ્મીકિ અને બુદ્ધના જમાનાનો પ્રભાવ પ્રવર્તાવી રહ્યા છે.

જે પ્રજા પોતાની સંસ્કૃતિમાંથી પ્રેરણા લઈ શકતી નથી, તે પ્રજા મહાન બની શકતી નથી. વતનના સૂરો, વતનનું માનવી, વતનનું પ્રાણી કે વતનની નિશાની માત્રથી કવિઓએ કાવ્યગંગાઓ વહાવી છે. શૂરાઓએ સ્વાર્પણ કર્યાં છે. સતીઓએ બલિદાન આપ્યાં છે. પ્રાચીનકાળથી પ્રત્યેક ભારતીજન હિંદની ચારે સીમાઓને પવિત્ર પૂણ્યભૂમિ માની નિત્ય તેનું સ્તવન કરતો રહ્યો છે. ગિરિના શિખરે, નદીઓના પ્રવાહમાં કે મહાન નગરીઓમાં તેણે વિરાટ પુરુષનું દર્શન કર્યું છે અને પરમ ચૈતન્યનો સાક્ષાત્કાર સાધ્યો છે. એ અનેરો પ્રસાદ તેણે કળાનાં જુદાં જુદાં વિધાનો કરી પોતાની પેઢીઓને આપ્યો છે. એટલું જ નહિ પણ તેણે જ્યાં જ્યાં વાસ કર્યો છે ત્યાં ત્યાં તેનું અચૂક વાતાવરણ સરજાવ્યું છે.

એ વાતાવરણનું રક્ષણ કરવા ભારતીય સમાજે અતિશય કાળજી અને પુરુષાર્થ સેવ્યો છે. ભારતીય ચિત્ર, સંગીત અને શિલ્પકળાએ તેનું હાર્દ સુંદરમાં સુંદર કૃતિઓ દ્વારા સંઘરી લીધું છે. ભારતીય સન્નારીઓએ તેમનાં વસ્ત્રો, વ્યવહાર અને ગીતલહરીમાં ગૂંથી લીધું છે. એ હાર્દના સંસ્પર્શ વિના કોઈ પણ ભારતીજન માતૃપય વિના બાળકની જે દશા થાય તેવો શુષ્ક અને અવિકસિત રહે તો નવાઈ નથી.

જે જે પ્રજા સમર્થ બની બહાર નીકળી તે બધી પોતાની

સંસ્કૃતિનો સાજ લઈને જ બીજાં સંસ્થાનો રચી શકી છે. તેમ ન કરી શકી તે પ્રજા કાળના પ્રવાહમાં વિલીન થઈ છે. દરેક સામ્રાજ્યની સ્મૃતિ તેની કળા અને શિલ્પપ્રકૃતિઓમાં જ સંઘરાઈ છે. આજનો અંગ્રેજ, યુરોપિયન કે અમેરિકન જ્યાં જ્યાં જઈ વસે છે ત્યાં એકલો હોય તો પણ પોતાના વતનનું વાતાવરણ જમાવવા ખૂબ જ આગ્રહ રાખતો હોય છે. તેનું કારણ એ જ કે તેની સંસ્કૃતિના પક્ષપાતથી તે બળ, આશા અને પ્રેરણા મેળવી શકે છે. અસાધારણ સંજોગો સિવાય તે પોતાના પોશાક યા ખોરાકમાં કે નિવાસમાં ભાગ્યે જ ફેરફાર કરે છે.

એટલું જ નહિ પણ વતનના બે જ માણસો મળે એટલે તેમના સામાજિક ઉત્સવો, આનંદો અને ઇષ્ટપ્રાર્થનાઓ પણ એકસાથે કરે છે. અને એ રીતે એમના પ્રાણને સંપુષ્ટિ આપી શકે છે, અને જાતીયતાનું રક્ષણ કરે છે. આ હકીકત ભારતીય જનને જરૂર પ્રબોધક બનવી જોઈએ. ઘણા આજે પરતંત્રતાની ધોંસરી નીચે મળતી કેળવણીથી પોતાની સંસ્કૃતિનાં મૂલ્ય વીસરી જવા લાગ્યા છે. અને પોતાનાં નિવાસમાં, વ્યવહારમાં અને વિવાહમાં પરદેશીની રીતભાતનું અનુકરણ કરતા થયા છે. પરંતુ તેમાંથી તેઓ પોતાના સમાજ સાથે ઐક્ય, પ્રીતિ અને ચેતનરસ પામી શક્યા નથી. પોતાની સમૃદ્ધિના બળે થોડા કાળ તેઓ સમાજ ઉપર તરતા દેખાય છે, પણ વિપત્તિમાં કે પ્રતિકૂળ સંજોગોમાં તેઓ અંતરની હૂંફ મેળવી શકતા નથી.

યુગોથી ભારતીય સંસ્કૃતિએ જીવનમાં શાંતિ, સાદાઈ અને ઈશ્વરપરાયણતાનું જે અમૃત સીંચ્યું છે તે મેળવવા સમાજના વિવિધ અસંગોમાં સુજ્ઞજનોએ દૃષ્ટિ ફેંકવાની જરૂર છે. વેપાર અને ઉદ્યોગો સમૃદ્ધિ લાવી શકે છે પણ મનુષ્યના હૃદયને જરૂરનાં તત્ત્વો મેળવવાં એ તો પ્રત્યેક માનવ બીજા માનવની જોડે કડી મેળવી શકશે ત્યારે જ સાધી શકાશે.

પ્રત્યેક ભારતીય જન 'હું એક વિશાળ સમુદાયનું અંગ છું' એવી ભાવના કેળવતો થાય અને તેનું વાતાવરણ પોતાના નિવાસમાં અને

વ્યવહારમાં ઉપજાવે ત્યારે જ એ કડી મેળવી શકાય. પ્રત્યેક ભારતીય જને એક જ પ્રકારનો મિલનવ્યવહાર, સત્કાર અને સદ્વ્યવહાર સ્થાપવા જ્યાં જ્યાં ભારતીય જનો વસતા હોય ત્યાં ભારતીય ઉત્સવો, સુશોભનો અને કળાની પ્રતિષ્ઠા કરવી જોઈએ. બની શકે ત્યાં સુધી પ્રત્યેક ભારતીય જનના નિવાસનો ઘાટ ભારતીય સ્વરૂપ દર્શાવતો થાય. પ્રત્યેક ભારતીય સામાજિક કે રાજકીય સંસ્થાનું દર્શન જ કહી આપે કે તે હિંદની છે. રાષ્ટ્રધ્વજ તો આજે સર્વમાન્ય પ્રતીક બનેલ છે, પરંતુ પ્રત્યેક સંસ્થાનમાં ભારતીય શિક્ષણસંસ્થાઓ હોય ત્યાં ભારતીય નરરત્નોની ચિત્રાવલી અને ભારતીયકલા અને શિલ્પનું ચિત્રાલય તેમ જ સંગ્રહસ્થાન હોવું જોઈએ. તે ઉપરાંત સારા સંગીતવેત્તા ન હોય તો ભારતીય સંગીતની ઊંચામાં ઊંચી ગ્રામોફોન રેકર્ડોનો તો અવશ્ય સારો સંગ્રહ હોવો જોઈએ. ઉપરાંત ત્યાં મેજિક લેન્ટર્ન દ્વારા ભારતનાં ફોટો દશ્યો, પ્રાણીઓ અને વિવિધ જ્ઞાન આપનારી સંસ્થા પણ હોવી જોઈએ.

આટલું હોવા ઉપરાંત સંસ્થાનોમાં વસતા ભારતીય જનોના લત્તામાં વખતોવખત ભારતીય પર્વો પર ઉત્સવો થવા જોઈએ, અને તે પણ પ્રજા પર ઊંચી છાપ પડે એવી વિધિ અને સુવ્યવસ્થાપૂર્વક થવા જોઈએ.

આ પછી પ્રત્યેક ભારતીય જનના ગૃહસુશોભનમાં અને ભવનનિર્માણમાં શક્ય તેટલી ભારતીય રૂપસમૃદ્ધિ ગોઠવવી જોઈએ. મુલાકાતખંડમાં ઊંચી પાટ ઉપર ગાદી તકિયાની સુંદર બેઠક હોય જ, ભીંત પર મહાન ભારતીય જનોનાં ચિત્ર હોય. સાથે હિમાલય, ગંગા, આબુ, ગિરનાર, મહાન શિલ્પપ્રતિમાઓનાં ચિત્રો હોવાં જોઈએ.

તે ઉપરાંત વતનની નારીકળા જેવાં કે તોરણો, ચાકળા, ગલીચા અને મોતીકામના નમૂના ગમે તે સ્થળે અજબ આનંદ અને મમત્વ ઉપજાવશે. ધંધા કે વ્યવહારને અંગે રોજિંદા કામમાં ગમે તે પોશાક પહેરતા હોય પણ વર્ષના સામાજિક મેળાવડામાં પ્રત્યેક હિંદીજન

સાથે કે ફેંટાનો પ્રચાર કરે તો તે કલાત્મક સ્વરૂપ તરીકે પ્રતિષ્ઠા પામશે. શેરવાણી અને અચકન શ્રી. જવાહર પંડિતે પ્રચલિત કર્યાં છે. હિંદુસ્તાનની નારીને ધન્ય છે કે તેણે પોતાની સાડીને સાચવી ભારતનું ગૌરવ રક્ષ્યું છે.

રોમન સામ્રાજ્યની રમણીઓ સાડીઓથી વિભૂષિત હતી અને શિલ્પોમાં તેમનું સૌન્દર્ય અમર થયું છે. પણ આજના નવયુગમાં નારીઓ પણ માત્ર શોભાસ્થાને રહે તેવું કોઈ નહિ ઇચ્છે. રાષ્ટ્રોત્થાનના મોખરે તેણે સ્થાન મેળવ્યું છે. અને તેને ઘણી વાર પ્રગતિ અને આક્રમણનાં કાર્યોમાં જોડાવું પડશે. પરંતુ તે માટે તેને વિદેશી પોશાકોના અનુકરણની જરૂર નહિ રહે. હિંદના અનેક પ્રાંતોની નારીઓ પાસે વિવિધતા અને સૌંદર્યપૂર્ણ પરિધાનોના નમૂનાના ભંડાર છે.

જો આપણે યુરોપિયન પોશાકમાં વિવિધતા માણવાને તૈયાર થયા છીએ તો એક ભારતીયજન કે સન્નારી વખતોવખત બંગાળી, ગુજરાતી કે મરાઠી કે મદ્રાસી યા પંજાબી પોશાકોનાં રૂપાંતરોમાં મ્હાલે તો ખોટું શું છે? ભારતીય કળા અનેક પ્રાંતોમાં નવાં રૂપે વિકસતી હોવા છતાં તે એક જ સંસ્કૃતિમાં જન્મેલાં હોઈ તેનું ધ્યેય અને ધ્યાન એક જ છે.





## ૨૨
## આશાના અંકુરો

ભાઈશ્રી,

મુંબઈનું હિંદી ચિત્રકલાનું પ્રદર્શન જોવા હું જઈ શક્યો નથી, એટલે એ પ્રદર્શન વિશે તો હું કેવી રીતે અભિપ્રાય આપી શકું ? પણ એટલું તો ખરું કે બંગાળમાં રાષ્ટ્રીય તત્ત્વોમાંથી કલાની ભાવના જાગી ત્યારથી આટલાં વર્ષે મુંબઈ પહેલી જ વાર એ તરફ જુએ છે.

મુંબઈના ચિતારાઓની કલાભાવના અને શક્તિ બતાવનારા પ્રદર્શનો તો 'ટાઉન હોલ' માં દર વર્ષે ભરાય છે અને એ વિશે પણ આપણી જાહેર પ્રજાએ કેટલું ધ્યાન આપ્યું છે તે તમારાથી અજાણ્યું નથી. એ પ્રદર્શનો કેટલાંયે થઈ ગયાં પણ તેની કોઈ પણ પ્રકારની છાપ પ્રજા ઉપર કે કાયમના પ્રેક્ષકો ઉપર રહી ગઈ હોય એવા કેટલાં ? અને એ બધાંના નિષ્કર્ષ રૂપે કઈ કઈ કળાકૃતિઓ ? એ પ્રશ્નો કોઈ પૂછે તો જવાબ આપતાં વિમાસણ થાય એમ છે. મહારાષ્ટ્રીય મંડળોમાં અને કલાકારોમાં એ પ્રદર્શનો માટે વધુ આકર્ષણ રહે છે, કારણ કે ઘણા મહારાષ્ટ્રીયો ચિત્રકળાના ક્ષેત્રમાં ઊતર્યા છે. ઘણા ઊતર્યા છે માટે ઘણું કરી શક્યા છે એમ તો હુંયે નથી માનતો; પણ ઘણા જણ ચીતરતા થયા એટલે ઘણા તેમાં રસ લેતા પણ થયા છે. દિલગીરી એટલી જ થાય છે કે એમનો આખોએ સંપ્રદાય મુંબઈની ચિત્રશાળાના ધોરણે ઘડાયો છે. એક પણ માણસે

બંડ ઉઠાવ્યું નથી; એક પણ સમર્થ વ્યક્તિએ નવી દૃષ્ટિ સ્થાપી નથી. મહારાષ્ટ્રીય ચિત્રકારોમાંથી કોણે કોણે રાષ્ટ્ર જીવનમાં ઊંડી નજર નાંખી ચિત્રો ઝીલ્યાં છે? કોણે વસ્તુ વિધાનમાં નવો ચીલો પાડ્યો છે? દર વર્ષે એનાં એ રાવણ સીતા અને દ્રૌપદી વસ્ત્રહરણ કે એવા ચારપાંચ ઘૂંટાઈ ગયેલા પ્રસંગો પર જ ચિત્રો ઊભરાતાં જોઈ ટાઉન હૉલના પ્રદર્શનમાંથી કળાપ્રેરણાની આશા રાખતો પ્રેક્ષક નિરાશ થાય છે. મને માત્ર મુલરનાં ચિત્રોએ ઈ. સ. ૧૯૧૨માં એવી ચેતનભરી લહરીઓ આપી હતી કે પછીનાં પ્રદર્શનોમાં મને ઊતરતાપણું જ દેખાયા કર્યું છે અને આ વર્ષે પ્રશંસા પામેલું ચિત્ર આવતી સાલ અનેક અનુકરણીઆઓનો ઈષ્ટ વિષય થઈ પડે એવું થતું આવ્યું છે. એ વખતે ગુજરાતને શી પડી હતી કે ચિત્ર અથવા ચિત્રકળાનો વિચાર કરે?

મુંબાઈની ચિત્રકળાનો એ પૂર્વકાળ એ કે પ્રજાજીવનથી અલગ રહીને પૂરો થયો ગણીએ. મિ. સેસીલ બર્ન્સનો વખત પણ તેમાં જ ગણાઈ જાય છે. યુરાપિયન પ્રિન્સિપાલો હિંદી વિદ્યાર્થીઓમાં કંઈ સત્ત્વ હોઈ શકે એ વાત ભાગ્યે જ સ્વીકારે છે. બંગાળમાં મિ. હૅવેલને એ વાત સમજાઈ તેને પરિણામે બંગાળાનું કળાસત્ત્વ વહેલું જાગ્યું. મુંબઈમાં મિ. સોલોમન એ માન લેવા યત્ન કરે છે, પણ હિંદી માનસની ધ્યાનસ્થિતિની કલ્પનાઓ અને અનુભવોથી એ અપરિચિત હોવાથી પોતાના માનેલા ધોરણે હિંદીકળાનો સમુદ્ધાર થશે એવું આપણને માત્ર ઠસાવે છે, અને હિંદીકળાના આજ સુધીમાં મળેલા નમૂનાઓમાંથી પોતાનો પક્ષ સાબિત કરે એટલી જ વાત મંજૂર કરે છે. આપણે તેમની શુદ્ધ વૃત્તિ માટે જરાએ શંકા નથી કરતા પણ જેને એઓ નવી હિંદીકળા કહે છે—એટલે કે અત્યારે તેમની શાળા મારફત બહાર પડેલાં વિદ્યાર્થીઓનાં ચિત્રો—તેમાં હિંદી કળાના કયા કયા વિશિષ્ટ ગુણો ઊતર્યા છે એ હિંદી જીવનના અને સંસ્કૃતિના પૂર્ણ વાકેફગાર માણસોને સમજાય એમ નથી. આ વાત વધુ સ્પષ્ટ કરવા કોઈ વાર

એ ચિત્રોને પાસે રાખીને હું તમને બતાવીશ કે યુરોપનો કોઈ પણ કુશળ કારીગર થોડી તરકીબથી એવા ઘણા નમૂના ઉપજાવી શકે.

મુંબઈમાં ચિત્રકળાનો ઇતિહાસ શોધનારને બહુ જડે એમ લાગતું નથી મિ. ફૈઝીરાહમીને મિ. સોલોમનની સામે ચરુ નાખ્યો અને ખૂબ રસાકસીથી પોતાનો એકડો ખરો કરાવવાની ઝુંબેશ ચલાવી. મિ. રાહમીન પણ ભાષણોમાં ચિત્રકળાના જે આદર્શો જણાવે છે અને જે જૂના નમૂનાઓની વાત કરે છે એ હિંદીકળાના અભ્યાસીઓને સામાન્ય નથી; પણ પોતે જે કૃતિઓને હિંદીકળાની વારસ ઠરાવે છે તેને માટે હું બહુ આદર બતાવી શકતો નથી. હિંદીકળાની લાઘવભરી સરળ અર્થવાહી રેખાઓ અને સુસ્પષ્ટ ઘેરા આછા રંગોની મીઠી મિલાવટ માટે આપણે જૂના ચિત્રોથી જ સંતોષ લેવાનો રહે છે. પણ મિ. રાહમીને મિ. સોલોમન સામેનો પોતાનો દાવો મજબૂત કરવા હિંદના બીજા પ્રાંતના કલાકારોનો સહકાર સાધ્યો એ મોટું પુણ્ય કાર્ય કર્યું અને તે ખાતર તેમનું નામ રહી જશે.

મેં પ્રદર્શન ન જોયું પણ તેમાં આવેલાં બધાં ચિત્રો જુદે જુદે વખતે અને પ્રસંગે નિરાંતે જોયાં છે. હિંદુસ્તાનના બીજા પ્રાંતના હિંદી સાંપ્રદાયિક ચિત્રકારો માટે અત્યારે લખવા બેસું તો મારે પુસ્તક લખવું પડે પણ ઉક્ત પ્રદર્શનમાં મને પોતાને જે ખાસ નોંધવા લાયક બીના લાગી તે એને હિંદના સર્વે પ્રાંતોના કળાના સાચા સંમેલનમાં બેત્રણ યુવાન ઊગતા ચિત્રકારોની* કૃતિઓ પણ રજૂ થઈ હતી. એમની કોઈએ નોંધ લીધી કે નહીં તે વાતની જરૂર નથી. હું તો એટલું જ જોઉં છું કે સરકારની કે કોઈ કલમબાજ ટીકાકારની કલમની કે અભિપ્રાયની પરવા છોડી કળાની જ ઉપાસના પાછળ પડેલા આ વિદ્યાર્થી યુવાનોને કેટલી વહેલી રાષ્ટ્રીય કળાની

* આ ચિત્રકારો તેઃ ભાઈ કનુ દેસાઈ, ભાઈ સોમાલાલ શાહ, ભાઈ કૃષ્ણલાલ ભટ્ટ ને ભાઈ ગોરધનભાઈ પટેલ, જગન્નાથ અહિવાસી વિગેરે.

—ઉપતંત્રી.

દીક્ષા મળી ! મને તો શ્રદ્ધા છે કે ગ્રીક પૂતળાંઓ કે ગ્રીક વેલ ભુટ્ટાઓના બીબાં ઘૂંટયા વિના ચિત્રકાર થઈ જ શકાય. હિંદી કળાને નામે હજુ આપણે બહુ જ થોડું મેળવી શકયા છીએ. પણ મેં જેટલા જૂના નમૂના જોયા છે તે પરથી મારી ખાતરી થાય છે કે હિંદુસ્તાન પાસે ચિત્રકળા અને મૂર્તિકળાનાં બહુ જ ઊંચા અને સર્વમાન્ય થઈ શકે એવાં ધોરણો હતા આ દેશમાં શ્રદ્ધા ધરાવનારા કળાકારો જ તેનો સમુદ્ધાર કરી શકશે.





## ૨૨

# સૌરાષ્ટ્રની કળા

શ્રીકૃષ્ણચંદ્રની ભૂમિમાં કળાની સમૃદ્ધિ શોધવી અશક્ય નથી જ. પણ આજે યાદવોનું સમૂહ શાસન પણ નથી અને નરનારીઓના જીવનરાસ પણ નથી; કળાના વિકાસ અર્થે જોઈતાં સ્વાસ્થ્ય અને સન્માન પણ નથી; એટલે સૌરાષ્ટ્રની કળા શોધનારને ગતયુગના પાછલા ઓળાસમા ખંડિયેરો અને ગ્રામજનતામાં રહી સહી જળવાયેલી કલાવૃત્તિના તાર સમેટીને સંતોષ માની લેવો પડશે.

પૃથ્વીના જૂના અવશેષો રજૂ કરતી સિંધની સંસ્કૃતિ કચ્છ અને કાઠિયાવાડના કિનારા વસાવી ગઈ હતી. એના પુરાવા તો ભાઈશ્રી પ્રતાપરાય મહેતાએ અમરેલીના ભૂતળમાંથી શંખવલયો શોધીને સાબિત કરી બતાવ્યું છે. આ શંખવલયો પર જે ફૂલવેલની નકશીઓ છે તે મનુષ્ય જાતિની કળાવૃત્તિની હજારો વર્ષોએ પરિપાક પામેલી આકૃતિ અને રચનાની શક્તિનો ચોક્કસ ખ્યાલ આપી શકે છે. એમાંની નકશીઓ મૂળભૂત રચનાઓથી આજનો સોની કે નકાશ આગળ વધ્યો છે એમ ભાગ્યે જ કોઈ કહી શકશે. માત્ર કળા પ્રદર્શનની સામગ્રી અને સાધનો બદલાયાં છે. શંખને બદલે શુભ્ર હાથીદાંત કે સોનાં રૂપાં આવ્યાં છે પણ રૂપવિધાન બદલાયું નથી.

કાઠિયાવાડનો ભાલો અને બરછી તો સીધા પાષાણ યુગના અવશેષો છે, પણ તેણે કાઠિયાવાડના શૂરવીરોના દેહ અને હાથને જે શોભા અને શક્તિની છટા આપી છે તેનાં વર્ણનો ઇતિહાસ કવિઓના લલકારમાં છે.

એ શંખવલયો પહેરનારી સુંદરી કેવી હતી એ કોઈ જાણતું નથી, પણ અણુશીર્યાં એ જ વસ્ત્રોમેર જંગલો કે વગડા ઘૂમતી રબારણો, ભરવાડણો, મેર કન્યાઓ કે આહિરાણીઓમાં કોઈ પ્રાચીન સંસ્કારોની છાયા વિંટાયેલી જણાય છે જ. વલય ઉપરથી બલોયાં પહેરનારી સ્ત્રીઓ સૌરાષ્ટ્રમાં જ જડશે. નાગરી સ્ત્રીઓમાં કે ગરાસણીઓમાં મુસલયુગનાં ભય અને પરદષ્ટિના ઓછાયા જેવા મલાજા અને લાજેના ઘૂંઘટ કોઈ ટાળી શકયું નથી. પરંતુ અસલ સૌરાષ્ટ્ર ભૂમિની પુત્રીઓ તો યુગોથી ડુંગરા અને વનોમાં નિર્ભયપણે એમના વસ્ત્રોની ફડકો દેતી ભૂમિના શણગાર સમી હલા પૂતળીઓ બની રહી છે. જંગલ અને વનોમાં વાસ છતાં તેમના હાથ અને કંઠે કળાનો સાથ જરાય છોડયો નથી. જે હલક અને આકાશ ઘેરતા કંઠરવ તેમને પ્રભુએ આપ્યો છે, તેવા જ પ્રબળ રંગો અને આભલાં ભરત તેમનાં આંગળાંથી સરજાય છે. શહેરની સુંદરીઓ જાપાની કે જર્મનીની છાપો પર રેશમનાં કાચાં પાકાં ઘૂંટણ કર્યા કરે છે, તો આ અશિક્ષિત હાથો તો સાદાં પણ રમ્ય ઝીંટ કપડાના પટ ઉપર સૂરજ, ચાંદા, મોર અને પાન કે કેરીના રંગરાસ રમી શકે છે. તેમને ન જોઈએ કાગળ પેન્સિલ કે સામે રાખવાની નકલ. મનમાં જ કળા ભરી હોય પછી આંખને બહાર શોધવાનું ક્યાં રહ્યું ? આજે મુંબઈ અમદાવાદની કુમારીઓ અને શેઠાણીઓ વસ્ત્રો પર અને ગૃહ શણગારમાં તેમના પાઠ લઈ રહી છે એ જ તેની પ્રતિષ્ઠા છે. પણ હજી કેળવણી વિધાયકો આ રંગો અને રચનાઓ પાછળ સચવાયેલ માનસ અને દષ્ટિની કિંમત આંકી શકયા નથી. નહિ તો મંદ રેખા અને અણુઘટતી રંગ-પૂરણીવાળા નમૂનાઓ શાળા પ્રદર્શનોમાં દેખાતા બંધ થયા હોત.

પૌરુષના નમૂનારૂપ કાઠિયાવાડી વીરો અને મુત્સદીઓની છબીઓ કદાચ મ્યુઝિયમો અને આશ્રમોમાં જ સચવાઈ રહેશે. રાજકોટના કોનોટહોલમાં જામ વિભાજી કે રાણા વિક્રમજીત કે લખતર દરબારની છબીઓ જોનારને સમજાશે કે અસલ રજપૂતી બેઠકમાં

કેવા રુવાબ અને ગૌરવ દેખાતાં. હજુ પણ કાઠી કે ગરાસિયા, આહિર, કોળી કે રબારીમાં કોઈ વ્યક્તિ એ ભૂતકાળનાં ઓજસ, દમામ અને ગૌરવવાળાં શરીરો ધરાવે છે. એમની મૂછોના વળ હજુ ઉખળ્યા નથી, વાઘ અને સિંહની સંજ્ઞા ધારતા કાતરા, મૂછ, કે દાઢી અદશ્ય થવાની હદ પર છે તે વખતે કોઈ રાજ્ય એ અદશ્ય થતી સૃષ્ટિનાં રૂપો નોંધાવી લે તો કેવું સારું ? શ્રીમંત સયાજીરાવ મહારાજે એવો પ્રયત્ન આદર્યો પણ અતિ મોડો થયો છે, પરંતુ કોઈ અન્ય કળા-રસિક રાજવી માટે તે યોગ્ય માર્ગ સૂચન છે. તેમણે સ્વ. કરમાકર પાસે ધારીનો કોળી યુવાન શિલ્પમાં અમર કરાવ્યો અને મીસ બ્રુનરને રાજ્યની રૂપસમૃદ્ધિનાં દશ્યો કરવા રોકી લીધાં. બેમાંથી એકે કાર્યનું પરિણામ જોવા એ રહ્યા નહિ, તેથી કળાનું એક મહત્ત્વનું પ્રકરણ અણુવિકસ્યું રહેવાનો ભય છે.

ગુજરાત કાઠિયાવાડ પાસે શક્તિશાળી તરૂણ કલાકારો અને ફોટોગ્રાફરો છે, તેમને વર્ષો સુધી કામ અને ઉત્તેજન આપવાનો આ સુંદર માર્ગ છે, પણ મુત્સદ્દી દીવાનો અને રાજવીઓ એ માર્ગ સ્વીકારશે ? માત્ર પરદેશના કલાકારોની બાહ્ય કલાથી દેશની કલા ઊર્મિ જાગવાની નથી. દેશ પર પ્રેમ ધરનારા દેશનાં સાહિત્ય અને સંસ્કારને પીને પ્રૌઢ થયેલા કલાકારો શિલ્પીઓના હાથનાં કલમ પીંછી અને ટાંકણાં કામે લાગશે ત્યારે જ દેશની કલા સરજાશે.

શત્રુંજયની દેવસૃષ્ટિ સરજનારા યુરોપમાંથી આવ્યા નહોતા. ગિરનાર અને જૂનાગઢના પથ્થરો કોરનારાને વસ્તુપાલ અને તેજપાલ જેવા પ્રધાનવર્યોએ બિરદાવ્યા હતા. ખાપરા કોડિયા નામે ઓળખાતી ઉપરકોટની પાતાળ મહેલાતોમાં ઉચ્ચ પંક્તિનું શુભ સમયનું રૂપ ભારક્યું છે. આવી વસ્તુઓ યુરોપમાં હોત તો તેની અસંખ્ય છબીઓ, સુધારેલા નાનાં મોડેલો અને પ્લાસ્ટર નકલો પ્રચાર પામી હોત. જામનગરમાં આવતા પરદેશીઓ જામનગરનો લાખોટો ગઢ કે જૈન મંદિરો અને જૂના ભીંતચિત્રો જોશે. લાખોના ખર્ચે સરજાયેલી

યુરોપી ચિત્રની ગેલેરી કે આરસનાં પૂતળાંની તેમના દેશમાં કમી નથી. આવા દ્રવ્ય વ્યયથી એક રાજવી પોતાના અંગત શોખ સંતોષી શકે છે; પણ તેથી પ્રજા અને દેશની સંસ્કૃતિની તૃષા કદી છીપવાની નથી. યુરોપના સાહિત્ય અને જીવનમાંથી ચીતરાયેલી કલાકૃતિઓ બેશક અદ્વિતીય છે પણ એમાંની ઊર્મિ કે કળાને સમજવા કે પહોંચવાને કળાને તાલીમ આપનારી કોઈ સંસ્થા સરજાઈ નહિ એ કમનસીબી છે. એ અનર્ગળ ખર્ચને બદલે એકાદ સારી ચિત્રશાળા અસંખ્ય કલાકારોને નવીન કળા અને તાલીમની દીક્ષા આપી શકત, ભાવનગરના જૂના દરબારગઢની કમાનો પર કચ્છી સલાટોએ રૂપકામ કર્યું છે તે જ ભાવનગરમાં પ્રવાસીઓનું આકર્ષણ રહી છે. આપણી બદસુરત બિનતાલીમ નકલો, રચનાઓ અને કઢંગા ચિત્ર પ્રકારો હજામથી માંડી દીવાનના ઘર સુધી પહોંચેલાં જાહેરાતી ચિત્રો સૌરાષ્ટ્રની કળા પર વિષ પ્રયોગો જ છે. સૌરાષ્ટ્રનાં રાજ્યોને, પરિષદોને કે ગૃહસ્થોને કોઈ કહે કે આંતરરાષ્ટ્રિય પ્રદર્શનમાં તમારી કળાના નમૂના પાઠવો, તો શું મોકલવું તેની 'તેમને સઝ નહિ પડે. કાઠી ગૃહસ્થાશ્રમની રચના,' ઘોડીના શણગાર, બળદની ઝૂલો, કાટ ખાતી તલવાર, ભાલા અને ઢાલ, રમણીઓનાં આભલાં ભરત અથવા એકાદ જૂના મકાનનું વામનરૂપ, માંડ માંડ સાચવેલાં કે માગી આણેલાં ભૂતકાળની સમૃદ્ધિના દરિદ્ર નમૂના માત્ર છે. એની પોતાના વતનમાં જ પ્રતિષ્ઠા અને પ્રમાણ નથી તો પર પ્રાંત કે પરદેશમાં શી છાપ પડશે? સૌરાષ્ટ્રના રાજ્યમહાલયો રચવા યુરોપિયનો આવે છે અથવા યુરોપની કદરૂપી નકલ બને છે. પોશાક અને શણગાર યુરોપના કેટલાકોની જ ચોરી હોય છે. મૂર્તિઓ કે છબીઓ યુરોપી રસમ પર જ પ્રમાણિત ગણાય છે. ભારતીય સંસ્કાર, ભારતીય શિલ્પ કે સ્થાનિક રૂપમૂર્તિઓ નગર કે ગામની અમર શોભા કરવા કોઈની આંખને પ્રેરણા આપતાં નથી. આજથી પચાસ વર્ષે સૌરાષ્ટ્રની કળાનો ઇતિહાસ લખનારા શું લખશે?×

× લાઠી નવરાત્ર મહોત્સવના અહેવાલમાંથી.



૨૩

# ગાંધીયુગમાં ગુજરાતની કળા

ગાંધીજીને અને કળાને શો સંબંધ હોઈ શકે ? એવો પ્રશ્ન કરનાર ઘણા મળી શકશે. કળા એટલે માત્ર વૈભવનું પ્રદર્શન અથવા બીજાઓમાં અસંતોષ કે અતૃપ્તિ ઉત્પન્ન કરે એવો પદાર્થસંગ્રહ એમ જેઓ માનતા હોય તેમને ખાતરીથી કહીએ કે ગાંધીજીને એવી કળા સાથે લેશ પણ સંબંધ નથી. કળા એટલે આત્માની સંતૃપ્તિ અર્થે કરેલું સર્જન–કળા કે સંકલ્પ; અથવા સંયમપૂર્વક કરેલું ઊર્મિનું કોઈ પણ આચરણ, અથવા ઉદ્દગાર અથવા આલેખ્ય એવું સમજી લે તો ગાંધીજીનો એ વ્યાપક અર્થમાં–કળામાં જબરજસ્ત ફાળો છે, એટલું જ નહિ પણ નવયુગની કલાસર્જનની પ્રાથમિક ભૂમિકાનાં મંડાણ તેમના જીવન આદર્શોથી થઈ ચૂક્યાં છે.

શુદ્ધ કલા સ્વરૂપો સમજવાને મનુષ્યમાં જે ઊંડી અનુકંપા અને ચારિત્ર્યવિધાન જોઈએ તેનું ઉત્તમ દૃષ્ટાંત ગાંધીજીથી બીજું કયું મળી શકશે ? એમના જીવનના અકૃત્રિમ આચરણથી અને અદંભરહિતપણાથી દેશમાં વ્યાપી રહેલી નકલખોરી, ફેશનખોરી અને ખર્ચાળ દિનચર્યાને પહેલવહેલો જબરો ફટકો પડ્યો, ત્યારે જ લોકો દેશના સાદા ગ્રામ્ય અને સ્વદેશી જીવનનું મહત્ત્વ આંકતા શીખ્યા અને તેની સુંદરતાની કદર કરતાં શીખ્યા.

દેશની અપાર ગરીબીનો ઉપહાસ કરતાં વાંદરિયા નકલથી

મોઢાંમાં ચીરૂટનો ડુચો રાખી યુરોપી પોશાકમાં આપણા સામાજિક વાતાવરણમાં કાળાં વાદળ સમા ઘૂમતા આપણા દેશીભાઇઓ સહકાર અને સુરુચિનો પાઠ પોતે જ જાણતા હોય તેમ હંમેશાં વ્યાસપીઠ સર કરી બેસતા તેઓ ગાંધીયુગની સાદાઇમાં પોતાના આડંબરી અને નકલી વ્યવહારથી શરમ પામતા થયા, એ ગાંધીયુગની કળાનો પ્રથમ ચમત્કાર છે. એવા દર્ભક સુજનોએ પૂર્વવ્યવહારનો ત્યાગ કરી સુંદર શ્વેત ખાદીની ધોતી અને પિછોડીથી પોતાના દેશબંધુઓને સોડમાં લઇ સેવા સ્વીકારી છે એ ખચીત એમના જ પ્રભાવને જ આભારી છે.

સ્ત્રીઓએ યુરોપની યંત્રકળાની જાદુગરીથી થયેલા અનેકાનેક રંગબેરંગી અર્થ ન સમજાય એવી છાપોવાળાંનાં ચિત્રવિચિત્ર વસ્ત્રોને એક મહાન શક્તિમંત ફૂંકે રજા આપી દેશના વાતાવરણને સૌમ્ય બનાવ્યું અને સુશિલ શોભાવે એવાં વસ્ત્રો સ્વીકાર્યાં એ પણ ગાંધીયુગની પુનિત કળા છે.

વિદ્યાર્થીઓ છેલબટાઉ થઇ ભણતરને નામે અનેક પ્રકારના શોખ માણતા અને પરદેશીપણું જેમ વધારે બતાવી શકાય તેમ કેળવણી વધુ ગણાય એવું સમજી બેઠેલા, તેમને ગાંધીયુગે નવી સાન આપી. થોડામાં થોડી જરૂરિયાતે નભવાની અને કંઇક સેવાત્યાગની દીક્ષા આપી તેમનાં ચહેરા અને અંગ ઉપર નવી જીવનસુરખી ઓપાવી એ ગાંધીયુગનું સર્જન છે.

સ્વદેશજન્ય પદાર્થો અને સ્વાશ્રયી વ્યવહારથી બનેલા સમાજને જ સાચી કલાની દીક્ષાનો અધિકાર મળે છે. ભૂમિશોધન થયા વિના ગ્રહ નિર્માણ થતું નથી. તેમ ગાંધીજીએ કૃત્રિમતાઓ ઉપર પ્રત્યાઘાત કરી કળા માટે જોઇતી સંશુદ્ધિ કરી આપી અને જીવનના પ્રત્યેક પ્રસંગમાં સ્વાભાવિક કળામય વ્યવહારનું સ્થાન મળ્યું છે.

એક વખત ખુરશી ટેબલ વગર ભાગ્યે જ કોઈ સભા થતી.

અમદાવાદમાં થયેલી છત્રીસમી મહાસભામાં પહેલી જ વાર દેશના અસંખ્ય સંસ્કારી નરનારીઓએ ભારતસુલભભૂમિ આસનની યોજના સ્વીકારી સરળતા અને સુંદરતાને આવકાર્યાં હતાં, અને પછી તેનો સાર્વત્રિક પ્રચાર થયો હતો. ગુજરાત વિદ્યાપીઠમાં યુરોપ જઈઆવેલા આચાર્યો અને અધ્યાપકોએ નકલી ફર્નિચરોના ઠાઠ વિના શાળાજીવનમાં સુંદર વાતાવરણ સરજ્યું હતું. ગુજરાતમાં આજકાલ સંગીતકળાને જે સન્માન અને ઉત્તેજન મળવા લાગ્યાં છે તેનો સંપૂર્ણ યશ ગાંધીજીના એ કળા પરના પ્રેમને જ ઘટે છે. એમણે પ્રાર્થના, અભ્યાસ કે મેળાવડાના પ્રત્યેક પ્રસંગોમાં સંગીતને અગ્રભાગ આપીને તેની પુનઃપ્રતિષ્ઠા કરી દીધી છે, એ વાત ગુજરાતના સંસ્કારના ઇતિહાસનું અગત્યનું પ્રકરણ બની ચૂક્યું છે. સંગીતના સંસ્પર્શથી ગનુષ્યનો આત્મા દ્રવે છે અને પોતાના વાતાવરણનું અનુકંપન ભોગવે છે. આ શક્તિ જાગૃત થતાં સ્વભૂમિમાં સ્વાભાવિકપણે મળતાં પદાર્થો, આકૃતિઓ અને માનવીઓ પર પ્રેમ કરતાં શીખે છે.

ગાંધીજીએ અનેક કવિઓમાં, વિદ્વાનોમાં, ચિત્રકારોમાં આત્મશક્તિને પ્રેરણા આપી છે. તેને લીધે ગાંધીયુગ પછી દેશના પોશાક, મહાલયો, શોભાસ્થાનો અને પદાર્થો તેમ જ ઉત્સવ રચનાઓમાં સ્વદેશી વસ્તુ તેમ જ સ્વદેશી સ્વરૂપો સ્થાન અને નવું મૂલ્યાંકન પામ્યાં છે. અમદાવાદનાં નવીન મકાનો તેના દૃષ્ટાંત છે.

ઉદ્યોગોમાં હસ્તકૌશલ્યને તક મળવાથી જનતામાં નવી બુદ્ધિ અને સર્જકતા પ્રગટ થયાં જણાય છે. જે ગ્રામ્યજીવન પ્રતિ યુરોપી સંસ્કારવાળા હિંદીઓ ઘૃણાથી જોતા તેઓ તે પર પ્રેમ કરતા થયા છે. મુંબઈ જેવા એકદમ યુરોપાભિમુખ નગરમાં પણ પ્રતિષ્ઠિત કુટુંબની સન્નારીઓ ગ્રામ્યનારીના ભરેલ પોશાકો પરિધાન કરે અને તેનો આનંદ અનુભવે એ ગાંધીજીના પ્રભાવ સિવાય અશક્ય જ રહેત.

ગાંધીસર્જનનાં સમાજના સ્વરૂપો લેખકો અને નાટ્યકારોની પણ આદર્શ મૂર્તિઓ બન્યા છે.

નવલકથા, નાટક કે સિનેમાના નાયકો શુદ્ધ ખાદી પહેરી તેમની નાયિકાના ચિત્ત હરતાં દેખાય છે અથવા તેમને ઉચ્ચ માર્ગે સાથ આપતા નજરે પડે છે. આવાં નિર્દોષ વિધાનો ઉપર કાયદાની કડક દૃષ્ટિ પડતાં હાલ નિષિદ્ધ બન્યાં છે તે જ આ યુગના ઇતિહાસનું જુદું પ્રકરણ છે.

સમસ્ત ભારતના કળાકારો પર ગાંધીજીએ બહુ ઊંડી અસર કર્યાનું દૃષ્ટાંત ભાગ્યે જ મળશે. તેમની અતિ લોકપ્રતિષ્ઠાનો લાભ લઈ ફોટોગ્રાફરોએ અને બજારચિત્રકારોએ જે છબીઓ ને કાર્ટૂનો કર્યાં છે તેની નોંધ કળાને ચોપડે શોભે તેવી નથી જ.

બલ્કે, આ બાબતમાં દર વખતે પરદેશી મુસાફરો અને પત્રકારો વધુ સફળતા મેળવી ગયા છે, છતાં તેમણે તે બાબતનો ધંધાર્થે ભાગ્યે જ ઉપયોગ કર્યો છે.

પણ ભારતના થોડાએક ચિત્ર કરી વેચનારા ગાંધીયુગમાં ઠીક પૈસા કમાઈ ગયાના દૃષ્ટાંતો સુલભ છે, અને હંમેશાં બને છે તેમ તેમની કૃતિઓ કળા માટે અસ્વીકાર્ય રહી છે.

ગુજરાત આ બાબતમાં ગર્વ લઈ શકે એવું દૃષ્ટાંત યુવાન કળાકાર કનુ દેસાઈ છે. તેને પ્રાથમિક દીક્ષા કુમાર કાર્યાલયમાં મળી. ઇતર અભ્યાસ માટે ગુજરાત વિદ્યાપીઠમાં દાખલ થયેલા. ગાંધીજી ન હોય તો ગુજરાત વિદ્યાપીઠ ન હોય અને ગુજરાત વિદ્યાપીઠ ન હોય તો કનુ દેસાઈનો પરિપાક ન હોય. ઘણા યે ચિત્રકારોનાં બડતર સરકારી ચિત્રશાળામાં વિકૃતિ પામ્યાં છે તેમ તેનોય ઘાટ થઈ જાત; પરંતુ ગુજરાત વિદ્યાપીઠના સુચતુર વિદ્વાન આચાર્ય કૃપલાનીએ આ વિદ્યાર્થીને ઉત્તેજન આપી વિદ્યાપીઠ પાસે શિષ્યવૃત્તિ અપાવી શાંતિનિકેતન કળાભવનમાં અભ્યાસની સગવડ કરાવી આપી. ત્યાં તેની રાષ્ટ્રદૃષ્ટિ જાગૃતિ પામી અને તૈયાર થયા બાદ વિદ્યાપીઠના વાતાવરણમાં તેનો વિકાસ કર્યો. નિરંતર ગાંધીજીની સમીપમાં વસીને તેણે ગાંધીજીની મુખરેખાઓની વિવિધ લીલાઓ એટલી આબાદ નોંધી છે

કે આજે જગતમાં ગાંધીજીના આલેખ્યોમાં તેની કૃતિઓને આંટ મારે એવી બીજી નહિ હોય. જ્યાં સુધી ભારતવર્ષના પ્રાણ ગાંધીજીની સ્મૃતિઓ છે ત્યાં સુધી આકૃતિઓથી તે કલાકાર અમર છે.

ગાંધીજીને કળાની પ્રત્યક્ષ આરતી સમર્પતાં તેનાં અનેક ચિત્રો દેશવિદેશમાં ખૂબ આદર અને પ્રશંસા પામી ચૂક્યાં છે, અને ગાંધીયુગની અમર પંક્તિઓ સમાં લોકમાં સંઘરાય છે, તેનું 'પ્રેમળ-જ્યોતર્ધરો'એ નામનું ચિત્ર જગતના પ્રખ્યાત પુરુષોનાં પુસ્તકોમાં સ્થાન પામ્યું છે. ભારત પુણ્યપ્રવાસ (ગાંધીજી વિશેનાં ચિત્રોનું આલ્બમ) સમકાલીન ઇતિહાસની સ્પષ્ટ અને પ્રત્યક્ષ દર્શનની પાકી યાદગીરી છે, અને ભવિષ્યનાં મહાલયો કે શાળાઓની ભીંત માટે આલેખ્ય વિષયો કે પ્રેરણાઓ પૂરી પાડતું અમૂલ્ય દફતર છે. કનુ દેસાઈના આ પ્રસ્તાવમાંથી હજારો કલાકારો કોઈ દિવસ જાતકથાઓની પેઠે ગાંધીજીનાં જીવનવૃત્ત આલેખશે ત્યારે ભારતનું કળાક્ષેત્ર કોને લીધે પરિપાક પામ્યું છે, તે સંપૂર્ણ રીતે સમજાશે.

હરિજન ઉદ્ધારની મહાપ્રવૃત્તિઓ શરૂ થઈ તે પહેલાં ગાંધીજીના આશ્રમે કંઈક હરિજનોને સમાજમાં અપનાવી લીધા હતા, તેમાં ભાઈ છગનલાલ જાદવ કરીને એક જુવાન પણ આવી ચડયા. વિદ્યાપીઠમાં તેને થોડી કામગીરી મળી હતી પણ કનુ દેસાઇના સંસર્ગથી તેને કળાનો નાદ લાગ્યો. વિદ્યાપીઠ બંધ પડતાં કુમારકાર્યાલયના વિદ્યાર્થી મંડળમાં તેને સ્થાન મળ્યું અને એકલવ્ય સમો આ હરિજન યુવક આજે ચિત્રકળામાં ગુજરાતના ચિત્રકારોની પહેલી હરોળમાં આવવાની તૈયારી કરી ચૂકેલ છે. અભ્યાસમાં પરિપાક મેળવી હાલ તે લખનોની ચિત્રશાળામાં નવી નવી ચિત્રકારિતા શીખી રહેલો છે. ગાંધીજીનાં પ્રેમ-કીરણોએ દેશમાં આવાં કંઈક રત્નોને કીચડમાંથી પ્રકાશવંતા કર્યાં હશે.





## ૨૪
# બે દાયકાની ગુજરાતની કલા

કોઈ પણ જાતિ કે પ્રાંતની વિશિષ્ટ કલા હોઈ શકે? ઘણાઓને કલાના એવા ભેદો સ્વીકારવાનું ગમતું નથી; પરંતુ કલાના પ્રકારમાં કોઈ એક વ્યક્તિ કે જાતિનું આત્મનિવેદન કે ઊર્મિ વ્યક્ત થયાં હોય તે પૂરતો તેનો સંબંધ અને ઇતિહાસ એ જાતિ કે પ્રાંત સાથે સંકળાઈ રહેવાનો જ. ગુજરાતના સાહિત્યમાં અને વૃત્તપત્રોમાં કલાચર્ચા હમણાં જે સ્થાન પામે છે, એટલું પૂર્વે ન હતું, કારણ કે પ્રજા આગળ કલાના પ્રકારો આજના જેટલા વેગથી પ્રકટ થયા નહોતા. આજે તો કલા શબ્દની સાથે નાટકો, સિનેમા, શિલ્પો, અભિનય, ગરબા, નૃત્યો, ચિત્રપ્રદર્શનો, રંગોળી અને અંગ પરિધાનો સુધીની સૃષ્ટિ તરવરી ઊઠે છે. આમાં કલાના પડછાયા કેટલા છે અને ક્યાં ક્યાં સાચી કળા ધબકે છે તે તપાસવું જોઈએ. આ બધા પ્રકારોને વેગ આપનારાં બળો ક્યાંથી જન્મ્યાં અને શી રીતે એ કામ કરી રહ્યાં છે, એનો વિચાર પણ આજના ઇતિહાસની પૂર્તિ ગણાશે.

બે દશકા પહેલાં હિંદી કે ભારતીય કલાનું કાંઈ વિશિષ્ટત્વ છે એવું ઘણા સ્વીકારતા નહોતા. અજન્તા અને ઇલોરા પુરાતત્ત્વની શોધ માત્ર હતાં અને આજે પણ ઘણાને હિંદની અજાયબ જગ્યાઓ તરીકે જ માત્ર ધ્યાનમાં આવે છે. પુસ્તકોમાં બજારોમાં યુરોપી કલાનાં

ચિત્રો અને પ્રશસ્તિઓએ યુનિવર્સિટીની જનતાને તો મંત્રમુગ્ધ કરી નાખી છે. ઇંગ્લંડ કે યુરોપના પ્રવાસે જઈ આવેલા ઉત્તમ પદવી પ્રાપ્ત કરનાર હિંદીજન પોપટની પેઠે ફ્રાંસ અને રોમની કલાની વાહ વાહ ઉચ્ચારી Cultureની–સંસ્કારની છાપ મળી છે એમ પ્રતીતિ કરાવતા. એ જ દશા નાટકો અને સંગીતની હતી. શાળાજીવનમાં તો એ બેઉ કલાઓ મનુષ્યને વંઠાડનારી કે અધોગતિ કરાવનારી ગણાતી. એ બેમાં શક્તિ ધરાવનાર વિદ્યાર્થી શાળાગુરુઓની નજરે રખડુ કે ભામટો લાગતો. જાતિ અને ચારિત્ર્યની ગંભીર મુખમુદ્રાવાળા એ ગુરુવર્ગોની મૂર્તિ આજે યાદ કરીએ છીએ ત્યારે એ ગણિત ઇતિહાસ ભૂગોળની રેકર્ડો જેવા લાગે છે. એમણે હિંદનો ઇતિહાસ જોયો જાણ્યો હતો ખરો ? એમનું ગણિત દેશની આર્થિક હાલત ક્રમ બગડી તે ગણાવી શક્યું હતું ખરું ? એમના ભાષાશિક્ષણે તો દેશના જીવતા સાહિત્ય પ્રવાહોને ગામડી અને અપભ્રષ્ટ ઠરાવ્યું હતું. ચિત્રકળા અને સુશોભન ફુરસદ અને આડંબરનાં તત્ત્વો ગણાતાં. સંસાર બગડી ન જાય તેની દિનરાત ચિંતા કરતા એ ઉદાસી મહાત્માઓએ અમલદારો અને અધિકારીઓની શિસ્ત અને સલામીને છેવટની સફળતાનાં સાધન માન્યાં હતાં. પરીક્ષા પાસ કર્યાનું સર્ટિફિકેટ જ સંસ્કાર અને કેળવણીની પાકી મુદ્રા ઠરી હતી.

કલા ! કલા એ શબ્દ એમના કાનને કેવો લાગતો ? માણસ ખાઈ પી કપડાં પહેરી ફરતો હરતો બને એથી વધારે કંઈ કરવાની માથાકૂટ એ જીવનનો દુર્વ્યય ગણાતો. વખત મળે નિદ્રા લેવી અથવા ઝોકાં ખાતાં માળા ફેરવવી. અનેક રંગોથી ઝળહળી ઊઠેલ પ્રભાત, મધુર હાસ્યે આંગણાં ગજવતાં બાળકો, જીવનલહેરે ફરફરતી નવયૌવનાઓ કે વાતાવરણ ગજવતાં લોકગીતો અને દુહાઓના રસ સુકાઈ જવા આવ્યા હતા. એ કેળવણીએ યંત્રવત કામ કરનારા અસંખ્ય કારકૂનો અને જીહજૂરિયા અમલદારો જ ઉત્પન્ન કર્યા. એ હવાચૂંગળામણમાંથી છટકબારી કોઈ ઠેકાણે દેખાતી નહોતી.

સાહિત્યનો અભ્યાસ પરીક્ષા પૂરતો જ હતો. તેની અસર કેળવાએલામાં ન પડી તો પ્રજાજીવનમાં શું હોય ? પરાધીનતાની વ્યાકુળતા જ દરેક અનુભવતું હતું. દેશની સંસ્કૃતિનાં મૂલ્ય કોઈની નજરે ચડતાં નહોતાં.

એ વખતે બંગાળમાં રાષ્ટ્રસંસ્કૃતિની દષ્ટિએ કલા, સાહિત્ય અને સંસ્કારની પુનઃપ્રતિષ્ઠા કરવા બોલપુરમાં કવિગુરુ શ્રી રવીન્દ્રનાથે 'શાંતિનિકેતન'માં પ્રયોગ શરૂ કરી દીધા હતા. તેમના જગતના પ્રવાસે એક વાત પ્રત્યક્ષ કરી કે કોઈ પણ અન્ય દેશ બીજા દેશની નકલ કે ઉછીના સંસ્કાર પર પોતાની આત્મપ્રેરણા ઉછેરી શકતો નથી. હિંદુસ્તાન ભલે સૈકાઓથી પાછળ પડેલો દેશ હોય પણ અન્ય દેશો, તેનું મૂલ્ય અંગ્રેજી કેળવણીના પ્રચાર ઉપર કે પ્રાપ્ત થયેલ સંસ્કાર ઉપર નહિ આંકે. રામાયણ અને મહાભારત કે કવિ કાલિદાસની પ્રતિભા કે ભારતનું પ્રચંડ ભવ્ય શિલ્પ અને પ્રાચીન કળાઓ જ હિંદનું સાચું વર્ચસ્વ સ્થાપી શકશે. એવુંલાગતાં, એમણે એ સંસ્કૃતિનાં પોષકતત્ત્વોનો ફુવારો શાંતિનિકેતનમાં કર્યો. વિદ્યાના સંસ્કાર સાથે નાટયચિત્ર અને સંગીતના નૃત્યના પ્રકારો પણ ઉછેરવા માંડયા. એ પ્રત્યેક તત્ત્વના એક એક વિચારકને પોતાની ભાવનાના પાશે રંગીને તેમની ઉપાસના સજીવન કરી. શ્રી. અવનીન્દ્રનાથ ટાગોરે ચિત્રકલાની પાંખડીઓ ઉઘાડી. દીનુબાબુએ સંગીતને કાવ્યની ધારામાં વહાવ્યું, લોકગીતોની આભડછેટ દૂર કરી અને તેને ભારતીય સંગીતની પૂર્વ પ્રણાલિનું સ્થાનમાન આપ્યું. અને બીજા વિદ્વાનોએ પ્રાચીન ગ્રંથો અને ભાષાઓના અભ્યાસ દ્વારા ભારતની સંસ્કૃતિનાં પરિબળોનાં વહેણો શોધી કાઢ્યાં. ચીન, તુર્કસ્તાન, જાવા અને હવે તો અમેરિકા સુધી સંસ્કૃતિ પ્રચારનાર ભારતીનું મંગળ પાવનકારી સ્વરૂપ ઓળખાવ્યું.

પણ ગુજરાતને એ સમાચાર ઘણા સમય સુધી માત્ર કુતુહલ ઉપજાવતા.

ગાંધીજીએ ગુજરાતમાં સાબરમતી પર થાણું નાખ્યું તે પૂર્વે ગુજરાતમાં ટાગોરની ગીતાંજલિનું વાંચન કોક કોક ખૂણે થતું. એમની સંપૂર્ણ પ્રતિભા અને સંસ્કાર દૃષ્ટિને સમજવા એમનો નિકટવાસ અને બંગાળી ભાષાનો પરિચય કરવાની તમન્ના થોડામાં જ હતી એવા કેટલાકે સાહિત્ય પરિષદ અમદાવાદમાં થઈ ત્યારે ટાગોરનાં દર્શન પરિચયનો યોગ સાધ્યો. ત્યાર પછી શાન્તિનિકેતન અને ગુજરાતનો વ્યવહાર વધતો જ ચાલ્યો છે. સાહિત્ય અને સંસ્કૃતિના અભ્યાસીઓ ક્રમે ક્રમે ત્યાં પહોંચ્યા, ગુજરાત વિદ્યાપીઠે એમનાં સન્માન કર્યાં અને રાષ્ટ્રીય શિક્ષણકાર્યમાં એમની રુચિ અને અભ્યાસ દાખલ કર્યાં. કલાકારોને પણ ટાગોરની કવિતા અને કલાએ પશ્ચિમની કલાના કેટલાક જડાગ્રહોથી મુક્ત કર્યા અને તેમની પ્રતિભાને નિર્મુક્ત કરી આપી. કલાભિરુચિ મનુષ્યને આનંદ અને ઉલ્લાસ આપી વધારે પ્રેરણાવંતો અને પ્રગતિવાન કરી શકે છે એમ જનતા સમજવા લાગી એટલે ગરબા લોકગીતો નાટકોનો આદર થવા લાગ્યો. જૂનાં શિલ્પ અને દીવીઓના કચરા ઊખડયા, અને તેનાં સૌંદર્ય અને સમતોલનમાં દેશની કલાલક્ષ્મીનાં અભિનવ દર્શન થયાં. લોકકથા લોકગીતો શિષ્ટ સમાજની રંગભૂમિ પર આવ્યાં. તેના પ્રચારકો લોકહૃદયના નાયક બન્યા. એમાં પાછળ યોગ્ય પૂર્તિ ઉદયશંકરના આગમને કરી. ભારતીય નૃત્યનાં વિવિધ સિદ્ધ પ્રકારોએ ભારતીય સંસ્કૃતિમાં નૃત્ય એક અનિવાર્ય તત્ત્વ છે એ સાબિત કરી આપ્યું. ત્યારથી ખાનગી કે જાહેર પ્રસંગોમાં શિષ્ટવર્ગોએ સંગીત અને નૃત્ય બંનેમાં ભાગ લેવા માંડ્યો. અમદાવાદ, મુંબઈ, ભાવનગર, સૂરત વિગેરે ગુજરાતનાં આગળ પડતાં શહેરોમાં કલાના પ્રસંગો અને પ્રદર્શનોમાં વધારે રસ અને ઉમંગ દેખાવા માંડ્યો.

પણ આ બધા કલાપ્રકારો પાછળ પ્રજા સમસ્તનું મંથન નથી. કલાનું મોટું કર્તવ્ય પ્રજાને એકરૂપતા આપવાનું છે ને જેટલે અંશે સાધી શકે તેટલે અંશે કલા પ્રજાના હાડથી ઊપજી છે એમ કહી

શકાય. કલાએ આપેલી એકરૂપતાનું બીજું નામ સંસ્કૃતિ છે એટલે કલાપ્રચારકો અને કલાકારો પોતાની ક્રિયા અને કલાનાં બીજકો લોકલાગણીમાંથી શોધે અને અભ્યાસ તેમ જ ઉપાસનાથી તેને ઉછેરે ત્યારે જ તે પાંગરતાં થાય.

૯૭ નાટકશાળાઓમાં હેમ્લેટના કાળાં પોષાકોમાં નકલી વીરો તલવારો ઉછાળે છે અને શહેરની શાળાના વિદ્યાર્થીઓ પણ તેની નકલ કરે છે. હાઈસ્કૂલના મહેતાજીઓ આબુ, ડભોઈ, અજન્તાનો પરિચય પામ્યા નથી, તેમજ તેનાં સુંદર ચિત્રો કે પાઠો આપી શકતા નથી. એકરાગે સુરાવટભર્યું સમૂહ ગીત કેટલી શાળાઓ સંભળાવી શકશે ? કદ્રૂપાં પાઠ્યપુસ્તકો અને જેલ જેવી શાળાના દિદારની તો વાત જ શી ? પોષાકનું વિચિત્ર પ્રદર્શન પણ શાળાઓ અને મેળાવડાઓમાં કોઈને અરુચિકર થતું નથી.

બેંડવાજાનાં બેંકારા તો શહેરોના શેઠીઆઓનો પ્રિયલહાવો છે. ગામડાં પણ એ રસે ચડયા છે. શરણાઈ, નોબત, પપૂડી; તેની આગળ દબાઈ જાય છે. વધારે ખરાબ દૃશ્ય તો બૈરાંઓ ગરબા ગાતી વખતે હારમોનીઅમ વચ્ચે રાખી એમના ગગનગામી કંઠમાં બેસૂરા રાગના ડૂચા ભરે છે એ છે. અને હવે સાહિત્ય અને કલાના સંસ્કાર રહ્યા. એના નમૂના આપણા દિવાળી અંકો પૂરા પાડે છે. આપણી નજર સામે યુરોપ અમેરિકાના અંકો દર વરસે દેખાય છે. અને મુંબઈનું ટાઈમ્સ પત્ર પણ દર વરસે એક સુંદર અંક કાઢી બતાવે છે. છતાં એ રીતે પ્રજાને સુરુચિ અને શણગારની પોષી સંગીન તૈયારી આપવાની કેટલાં પત્રોએ તજવીજ કરી ? આટલાં વર્ષોનાં અંકોમાંથી કેટલા લેખો, કાવ્યો અને ચિત્રો કદી જોવા કે સંભારવાનું મન થાય છે ? પરદેશી પત્રકારો હિંદની કલા અને જીવનમાં જે ઇંતેજારી અને અર્ઘ્ય કરી બતાવે છે તેનો અંશ પણ આપણા પત્રકારો બતાવતા નથી. રાજપૂત, મુગલ, કે અજન્ટા યુગનાં ચિત્રો

જે સફાઈ અને કાળજીથી એ પત્રોમાં પ્રકટ થયાં છે તેવાં આપણાં કોઈ પત્રે પ્રકટ કર્યાં ? ઇતિહાસ લોકજીવન કે જનતાના પાત્રો પર તેઓ જે ચોક્કસ મીટ માંડે છે એની સજાવટ રૂપરંગ ને ગંભીરતાથી વિચારે છે. તેનો અંશ પણ આપણે ત્યાં કેટલાએ બતાવ્યો ?

કોઈ ખૂણે એકાદ અપવાદ હોય; એકાદ ધૂની પ્રયાસ હોય; કોઈ તપતા અંતરની વીણા રુદન કરતી હોય; એ બધું જનતા સમગ્રની જાગૃતિ અને ચેતના પર શી અસર કરી શકે ? વૃત્તપત્રો, શાળાઓ અને સંપ્રદાયો કલાના પ્રકારોને અગ્રભાગે સન્માનવા તત્પર નહિ થાય ત્યાં સુધી કલાનો વ્યાપક સંપર્ક અશક્ય અને પંગુ રહેશે.





## ૨૫
## સોવિયેત કલા

**સો**વિયેત રાજતંત્ર થાળે પડતાં લેનિન અને સ્તાલિન જેવા લોકનાયકોએ કેળવણીમાં સામુદાયિક પ્રચાર કર્યો તે સાથે સાહિત્ય, કલા અને સંગીતને પણ લોકકલ્યાણ અને પ્રગતિનાં અનિવાર્ય તત્ત્વો તરીકે સ્વીકારવામાં આવ્યાં હતાં. શરૂઆતમાં યુરોપની પરંપરાએ ઉપજાવેલ કલાની અસરથી પરિસ્થિતિ ગૂંચવાડા ભરેલી રહી પણ સોવિયેત આદર્શો પર નજર રાખી તરુણ કલાકારોએ વિશિષ્ટતા ઉપજાવી અને પ્રજાજીવનમાંથી કળાના નવાં સ્વરૂપો સરજ્યાં.

### સોવિયેત સરકાર અને કલા

સોવિયેત કલાકારો સીધા જનતાને સ્પર્શે છે. તેથી તેમની કૃતિની સરળતા કે નિષ્ફળતામાં લોકો ઊંડા રસ લઇ શકે છે. ચિત્ર-ચર્ચામાં વિદ્યાર્થી અને કૃતિકાર સાથે ભાગ લઈ શકે છે. કામદાર અને યુનિવર્સિટીનો પ્રોફેસર કે દૂરની સરહદનો પથિક તેમાં ભળી શકે છે. કલાનો પુનરુદ્ધાર કરવાને દેશમાં મોટા કલા વિદ્યાલયો અને તેની નાની શાળાસંસ્થાઓમાં મોટા ફેરફારો થઈ રહ્યા છે. આવા દેશમાં એટલાં કળા કેન્દ્રો છે કે જો રાત્રે તે દરેક પર દીવા થાય તો ઉત્તર મહાસાગરથી યુક્રેન અને મોંગોલિયા સુધી દિવાળીની રોશની પ્રગટેલી દેખાય. એ સિવાય વિશેષ બુદ્ધિવાળા બાળકો માટે એવી શાળાઓ છે

કે જેમાં માધ્યમિક શિક્ષણ સાથે કલાનો વિષય મહત્ત્વનું સ્થાન પામે છે.

સોવિયેત સરકાર તરફથી કલાપ્રવૃત્તિ માટે બહુ મંજાવર અને ઉદાર ફાળો આપવામાં આવે છે અને દર વર્ષે પ્રાંતે પ્રાંતે મહાન પ્રદર્શનો યોજવામાં આવે છે. ત્યાં કામદારમંડળોમાં લાલ લશ્કર અને નેતાઓના પરાક્રમો, પ્રવાસો અને ભવ્ય પ્રસંગો પર ચિત્રકલાની જટિલ શક્તિનો વિકાસ થઈ રહ્યો છે. દર વર્ષે સેંકડો કલાકારોને દેશના ચારે ખૂણે પ્રવાસ કરવા ઉદાર સ્કોલરશીપો મળે છે. અને તેથી તેઓ દેશની ખરી હાલત, અવનવાં આકર્ષક દૃશ્યો, નવી નવી રચનાઓ નજરે નિહાળે છે. નોંધો કરે છે અને પાછા સ્વસ્થાને આવી બધું ચિત્રસૃષ્ટિમાં અમર કરે છે. કલાકારો માટે સગવડવાળા પ્રકાશવાળા સ્ટુડિયો દરેક શહેરોમાં જુદા જુદા લત્તાઓમાં બાંધેલા છે, અને ઉત્તેજનની આ લાગણીથી સોવિયેત કલા ફૂલીફાલી રહે છે.

## સોવિયેત કલાનાં લક્ષણો

સોવિયેત કલાના લક્ષણો અને આકર્ષણોઃ (૧) સોવિયેત ભૂપ્રદેશનું પ્રમાણિક દર્શન; (૨) નવા સમાજનો માનવી, તેનું જીવન, તેનો પરિશ્રમ, પ્રવાસો અને આદર્શ ભાવનાઓ અને ભાવિ સ્વપ્નો; (૩) સોવિયેત તંત્રના ગર્ભમાં રહેલ માનવસુખાકારી અને કલ્યાણનાં તત્ત્વો પ્રગટ કરવા; (૪) ચિત્રોમાં સ્પષ્ટતા અને તાદ્દશતા.

બુદ્ધિ અને પ્રતિભાનો સમાયોગ સોવિયેત અગ્રણીઓએ જરૂર સ્વીકાર કર્યો છે. મનુષ્યજાતિની આજપર્યંતની સંસ્કાર સમૃદ્ધિ તેમણે અવગણી નથી પણ સોવિયેત કલાના નિર્માણમાં તેમણે અગમ્ય નિગૂઢ અને ચિંતનગંભીર તત્ત્વોનો બહિષ્કાર કર્યો છે. બહુ જ જૂજ સંખ્યા માટે કલાસર્જન કરવાને બદલે કરોડોના જનસમુદાયને અનુલક્ષી તેઓ કલાનિર્માણ કરે છે.

છતાં જૂની કલાવૃત્તિનો અનાદર કરવાનું સહેલું નથી. વિચાર-પ્રેરિત કલાની પરંપરાઓ કેટલાક કળાકારો નિભાવી રહ્યા છે અને જુદાં જુદાં મંડળો કે કલબોમાં તેનો આદર થાય છે. તેમનો સામનો કરવા ક્રાન્તિકલાધર સમાજ સ્થપાયો છે. અને તેમનો જયમંત્ર એ હતો કે સોવિયેત પ્રગતિ, સોવિયેત પરાક્રમો અને સોવિયેત સરેસા-પીરોનાં જ ચિત્રો કરવાં. એમની કૃતિઓએ જૂની કલા રૂઢિથી થાકેલા નવગતવાદીઓને સંતોષ આપ્યો. એમનામાં કેટલાક પીઢ કળાકારો પણ ભળ્યા.

જૂના અને નવા કલાકારો

કલાકાર યુદેનોવ સમારાના ખેડૂતનો દીકરો છે, જુવાન છે. તો નેસ્તરોવ રૂસિવાનો જૂનો પીઢ કલાકાર ૭૦ વર્ષનો છે. સીરોવ, મર્કુ-લોવ, કારોટકોવા, ગાશુને કોસોવ નવાં નામો છે. બ્રોડસ્કી જીરાસીમોવ મોટા સરકારી ઈલ્કાબો ધરાવે છે. લેનિનગ્રેડના કલાકારોમાં ગ્રેબર રાઇલોવ સેવેઅરસ્કી જ્હોનસન, જીરામોવકોમાં લોવીસ્કી દૈનિક વિગેરે છે. બીજા પ્રાંતોમાં તોધઝે, કુત્તાનેલાઝે, યુક્રેનનો સારાયન ગુરાયન, મોગાલનો સમ્પીલોવ છે.

સોવિયેત કલા આજે અનેક મનોમંથનોમાંથી પસાર થતી હોવાથી અજંતાની કે ચીનના સુંગકેમીંગ વંશની કલા કે માઇકલ એન્જેલોની પૂર્ણવિકસેલી કલા ( classical arts ) સાથે તેને સરખાવી શકાય નહિ.

પણ અત્યારે તો સોવિયેત કલા પોતાના પ્રદેશના સંતાનો જેવા શ્રમજીવીઓના વિરાટ સમુત્થાન માટે આહ્વાન કરી રહી છે. જીવ-નમાંથી દુઃખ દર્દ અને દરિદ્રતાનો સામનો કરી પ્રત્યેક વાતે, આશા, ઉલ્લાસ, અને પરાક્રમનું વાતાવરણ સરજી રહી છે. અને ભિન્ન ભિન્ન લોહી અને સંસ્કાર ધરાવતી જાતિઓને એક લક્ષ્ય, એક ધ્યેય, એક સૂરમાં મિલાવી રહી છે.

## લેનિન અને કલા

એક વખત લેનિન ડૉ. લૅંશેંકી ( Lanshankey )ને ત્યાં રોકાયા. તે વખતે તેમણે Great artist of the worldનું પુસ્તક રાત્રે જાગીને પણ જોઈ નાખ્યું અને છેવટે કહ્યું, " કળાનો ઇતિહાસ અજબ આકર્ષણ કરનારું ક્ષેત્ર છે. કમ્યુનિસ્ટને માટે તેમાં કેટલુંયે કામ પડ્યું છે. એટલે આવું પુસ્તક ગનેરાત જોતા બેસ-સવાની પણ મને તક નથી રહી. એટલું કલા વિષે હું મારું દુર્ભાગ્ય માનું છું. "

લેનિનની ઈચ્છાથી જ રશિયાના નગરો અને ગામોમાં ઠામોઠામ પ્રચંડ શિલ્પોમાં મહાન લોકનાયકોના પૂતળાં મૂકવામાં આવ્યાં છે, અને તેથી ધીરે ધીરે શિલ્પમાં કેટલીક અમરકૃતિઓ જન્મવા પામી છે. એક તરુણ અને સ્ત્રી હથોડો અને દાતરડું જગતને બતા-વતાં–એ કૃતિ પહેલી, ફ્રાંસના પ્રદર્શનમાં સર્વોત્તમ આકર્ષણ ગણાઈ. પછી તે સોવિયેત સંસારનું પ્રતિક બની રહી છે. લાખો કરોડો માનવીઓની ઇચ્છા પ્રકટ કરવા સોવિયેત કળા પ્રચંડ અને વિશાળ ઉઠાવ પર લક્ષ આપે છે. તેમાં આશાવાદ પ્રધાનપદે હોય છે. આનંદ અને ઉલ્લાસના સ્વરૂપો તે ગોતે છે, અને દેશની બદલાતી સૂરત બતાવતા ચિત્રો ઝડપે છે. તસવીરોમાં નવા નવા નરપુંગવોનું દર્શન કરાવે છે. અને પરાક્રમપ્રસંગોની ભવ્ય ચિત્રમાળા રચે છે. નવો સમાજ અને જીવનકથા આલેખે છે.

સોવિયેત કલાકારોની કૃતિમાં સ્ત્રીપાત્ર પુરુષની સમાનધર્મી વ્યક્તિ દેખાય છે. યુરોપનાં અન્ય વિભાગોમાં હોય છે તેમ તે વિલા-સમૂર્તિ રૂપે કયાય પણ આતી નથી તેમ જ લોકકથાનું રૂપરમકડું પણ નથી. સંસારના પ્રત્યેક ક્ષેત્રમાં તે સ્વતંત્ર, સમાન અને સશક્ત સ્વરૂપે પુરુષની સ્પર્ધા કરી ઓજસ્વી માનવપાત્ર બની શોભી રહી છે.

### પ્રેરણાસ્થાન સમાજ...

જીવનનાં મૂલ્યાંકનોમાં મૂળભૂત પલટો આવવાથી સોવિયેત કલાકારોનું પ્રેરણાસ્થાન કે લીલાભૂમિ સમાજ અને સમાજપ્રવૃત્તિના તમામ ક્ષેત્રો છે. તેઓ ભૂતકાળના રૂઢ કલાસ્વરૂપોની પ્રણાલિકાનું અનુકરણ કરતા નથી. તેમનું શિક્ષણ સમાજના ગાઢ સંપર્કમાંથી ઊભું થાય છે. તેઓ માને છે કે માત્ર થાકેલી કે ગુલામ પ્રજા ભૂતકાળમાં કે બહારથી આશ્વાસન કે માર્ગસૂચન મેળવવા નજર દોડાવે છે. રશિયન કલાકારો તાલીમ માટે દ્રષ્ટિબિંદુ વિશાળ બનાવવા માટે અને પોતાની પ્રતિભાને નિશ્ચિત પ્રાણવાન સ્વરૂપ આપવાને પરિશ્રમપૂર્વક વર્ષોના વર્ષો સાધના કરે છે.

'આવા અનેક ઉદ્દેશો ધ્યાનમાં રાખીને સોવિયેત કલાકારોની સર્જનશક્તિ મહાન પ્રફુલ્લતાને પહોંચી ગઈ છે. સોવિયેત જગતમાં કલાનો સત્કાર અપૂર્વ છે. પ્રજામંડળો, ઉદ્યોગમંડળો પોતપોતાની ચિત્રશાળાઓ નિભાવે છે. જેમાં કોઈ પણ ધંધામાં પડેલો માણસ કલાશિલ્પમાં પોતાની ઉપાસના નિભાવી શકે છે. કામદાર મંડળોને, ખેડૂતમંડળોને અને લશ્કરીઓને પોતપોતાની આર્ટસ કોલેજો છે. તેઓ ચિત્રોનાં પ્રદર્શનો ભરે છે, ચિત્રાલયો રચે છે, કલાકારોમાં ભરતી કરે છે અને કળાકારોને ઉત્તેજન આપે છે.

### મુદ્રિત કલાઓ અને કાર્ટૂનો

સોવિયેત કલાકારોએ અંશતઃ કે મુદ્રિત કલામાં તો આજે જગતમાં સૌથી ઊંચો આંક પાડ્યો છે. દાંત સાફ કરવાના વિષયથી એ બિથોવનના સંગીત સુધી કાર્ટૂનોનો પ્રયોગ સાધારણ રીતે થઈ શકે એવું તેઓ માને છે. નિરક્ષરતા નિવારવા અતિ સફળતાપૂર્વક પ્રયોગો કરી શક્યા છે. અને તેઓ યુદ્ધસાધનો અને તેના ઉત્પાદન વધારવામાં પ્રજાને જબરી સહાય આપી શક્યા હતા.

સોવિયેત કાર્ટૂનોમાં જર્મનીમાં જન્મેલી સંસ્કૃતિની નવી ભૂતાવળ સાથે સોવિયેત સ્વતંત્ર પ્રજાનો નિષ્ઠુર પુણ્યપ્રકોપ દેખાય છે. જર્મન પાન્ઝર સેનાઓને તેઓ ભસ્મ કરી શકયા છે. તેનો તેમાં વિજય રણકાર છે. વિજય આખરે પવિત્રતા અને ન્યાયને પાટલે જ બેસશે એ તેમની અટળ શ્રદ્ધા છે.

રશિયન પત્રો વિનોદને પ્રગતિના એક ચિહ્ન સમા ગણે છે. બોરીસ ઈફ્રિમોવ crocodile (મગર) નાવના પત્રમાં તીખી ઉદ્ધત રમૂજ કરનાર તરીકે પ્રસિદ્ધ થઈ ગયો છે, અને નાઝીઝમની તે રેવડી કરે છે. તે રશિયાના Red starમાં દેખા દે છે.

## યુદ્ધ અને ચિત્રબારી

યુદ્ધ શરૂ થયું ત્યારથી રશિયામાં દરેક પ્રદેશોમાં મોટા શહેરોમાં હજારો કલાકારો, પોસ્ટરો અને કાર્ટૂનો પાછળ પડયા છે. કેટલાંક ચિત્રો દુકાનોની બારીઓમાં રોજ રોજ બદલાતાં હોય છે. ઘણી વાર દિવસમાં બે વાર નવા ચિત્રો પ્રગટ થાય છે. તે સાથે પ્રસિદ્ધ લેખકો અને ચિત્રકારોએ રચેલી કાવ્ય કડીઓ હોય છે. રશિયાના જોડકણાનો ચટકો ભમરીના ડંખ જેવો તીવ્ર બને છે.

કુકીન્સ્કી નામના ભાઈઓએ તો આજે પરિહાસ ચિત્રોમાં નવો જ ઇતિહાસ રચ્યો છે, તેમના હાથ તળે ઘણા કલાકારો કામ કરી રહ્યા છે. અને તે એક બ્રિગેડ (ટાળી) થઈ કામ કરે છે. માત્ર ચિત્રો નહિ પણ વ્યંગ મૂર્તિઓ પણ કરે છે. તેમના પર કેટલાક પ્રસિદ્ધ ફ્રેંચ, અમેરિકન અને અંગ્રેજ ચિત્રકારોની અસર છે.

આજના આ કાર્ટૂનિસ્ટો જાલીમ દુશ્મનો પર કોપ અને ખારની ઊર્મિઓ પ્રજામાં પ્રગટાવી રહ્યા છે. પેન્સિલ અને પીછીથી કવિતા કરનારા યુદ્ધથી પણ ડર્યા નથી. તેઓમાંના ઘણાં આગલે મોરચે પહોંચી પોતાના ચિત્રોની મૌલિક ભૂમિકા પણ ઉપજાવે છે. અને લશ્કરના સૈનિકો પણ તેઓ કેવા ભવ્ય હેતુઓ માટે લડી રહ્યા છે

તેનું ભાન કરાવે છે. તેમના કાર્ટૂનોની અસર પણ તોખાક છે. Maneater જુઓ. કર્મનાં કરપીણ દુઃખો ભોગવતો હિટલર તેમાં પોતાનાં માણસો જુએ તો પણ રાક્ષસનો જ અવતાર માની લે.

## સંસ્કારિતાના રક્ષણ માટે...

ગીઝાટે લખ્યું છે કે સંસ્કૃતિ લાવવા બે મુદ્દા અવશ્ય જોઈએ એક તો માણસની જાતિ ભાવના ઉચ્ચ થાય અને આસપાસના ભૌતિક જીવનમાં સુધારણા થાય. સોવિયેત પ્રજા જ્ઞાનતત્ત્વનો વિકાસ કરી રહી છે. સંસ્કારી માણસનો અર્થ રશિયન પ્રજા અંગ્રેજો કરતાં વધુ કરે છે. રશિયન પ્રજા જર્મનો સાથે દિવસે સામી છાતીએ લડે છે અને રાત્રે બીથોવનનું સંગીત સાંભળે છે. લેનિન અને ગોર્કી એક વાર સાથે સંગીત સાંભળી છૂટા પડયા ત્યારે લેનિન બીથોવનનાં ગીતો સાંભળી કહ્યું, "મનુષ્યે કેવું ભવ્ય તત્ત્વ સર્જન કર્યું છે! સંગીત અદ્ભુત છે." જર્મનો આવા અદ્ભુત તત્ત્વનો નાશ કરી રહ્યા છે.

પરિહાસનો જખમ મૃત્યુ જેવો ગંભીર બને છે. કુક્રીન્સ્કી ભાઈઓના ચિત્રો અસાધારણ તિરસ્કાર અને દાઝ ઉપજાવનારાં છે. તેમાંની શક્તિ અને પ્રતિભાને લઈ તે કળાના નમૂના બને છે. તેમના ચિત્રોમાં ન જોઈતી રેખાઓ કે ગોટાળું આલેખન કદી નહિ હોય. તેમાં દરેક વસ્તુ કુદરતના સૂક્ષ્મ અવલોકનના આધારે વિચારને સ્પષ્ટ કરતી તેમ જ પ્રમાણોમાં યોગ્ય હિસાબ તથા કલાને આવશ્યક તત્ત્વોનો સમાવેશ કરીને આલેખાય છે.

તેઓ તીવ્ર અને નીડર વ્યંગ કાવ્યો સાથે કાવ્ય પ્રતિભાવાળા છે. તેમની કલાનું સન્માન પ્રજાએ તો કર્યું છે. સોવિયેત સરકારે પણ તેમને પહેલી પંક્તિનું સ્તાલિન પ્રાઇઝ આપ્યું છે. તેમની સમગ્ર ચિત્રકળાનું પ્રદર્શન કરવામાં આવ્યું છે. તે પ્રદર્શન ભયંકર પાશવી

અને ધૃણામય પ્રકૃતિ ઉપર કળાનો ચાબુક કેટલો ફટકો મારી શકે છે તેનો પ્રત્યક્ષ પુરાવો છે.

*

આ રીતે સોવિયેત કલાભાવનામાં વાસના કે વ્યક્તિગત રંજનને અવકાશ નથી, રાષ્ટ્રગીત, આનંદો, સમષ્ટિની સુખભાવના અને સમષ્ટીનું કલ્યાણ સાધવું એ જ જાણે કલાનો આદર્શ દેખાય છે.' કલાને પ્રજામંડળનો, ઉદ્યોગમંડળનો અને રાષ્ટ્રનેતાઓનો સાથ છે. 'કલાને ખાતર કલા' એ સૂત્ર ફેંકી દેવામાં આવ્યું છે. રાષ્ટ્રવિધાનમાં, નગરરચનામાં, ઉદ્યોગવિકાસમાં શિક્ષણમાં કલા સંસ્કાર અને સૌરભ આપી;રહી છે.









૨૬

## આજનું સ્થાપત્ય

પશ્ચિમની નકલ કરવાની વૃત્તિને લીધે આપણા આજના સ્થાપત્યમાં જે વિરૂપતા આવી છે. એણે આપણા કારીગરોને અને સંસ્કારોને પાંગળા બનાવ્યા છે. એટલું જ નહિ આપણી સૌંદર્ય ભાવનાને નષ્ટ કરી છે. આ દુઃખદ વસ્તુ ટાળવા આધુનિક ગુજરાતના ચિત્રકળા નિષ્ણાત શ્રી. રવિશંકર રાવળ આપણા ઇજનેરો, શિલ્પીઓ, મિસ્ત્રીઓ અને જનતાને ભારતીય ગૃહવિધાનની કલાને અપનાવવાની અપીલ કરે છે.

જે બાબત શહેરોના લાખો માનવીઓનાં જીવન, આરોગ્ય, સંસ્કાર અને સગવડોને લગતી છે. તેમ જ જે બાબત પ્રજાના ઇતિહાસ અને પ્રજાની ભાવના પ્રદર્શિત કરનારી છે. તેમાં દોરવણી આપવાની મુખ્ય ફરજ આપણા ઇજનેરો, સ્થપતિઓ, સલાટો અને મિસ્ત્રીઓની છે. પરંતુ જેમ આપણી બધી કેળવણીમાં બન્યું છે તેમ તેઓ તેમની કોલેજની કેળવણીની ચૂકમાંથી છૂટા પડી આ દેશની પરંપરાઓ તેમની સમૃદ્ધિ શોભા કે સદ્‌ગુણોનો વિચાર કરી શક્યા નથી. એટલે પરદેશથી આયાત થતા વિચારો, સાધનો અને પુસ્તકોનું જ અવલંબન કરી આપણા હારના સ્થાપત્ય સ્વરૂપોને યુરોપની કંગાલ નકલની હદે આણી મૂક્યાં છે.

કોઈ પણ ભવનનિર્માતા આ દેશના વાતાવરણમાં સહેજે લાગી જાય, હવા અને સગવડોમાં દેશના માણસોની આદતો વિચારો અને

વ્યવહારનો પૂરો વિચાર કરી તેને સ્થાપવામાં સુંદર રૂપે ઉતારી શકે ત્યારે જ તેમની ક્રિયા અને કલ્પના ધન્યવાદને પાત્ર ઠરે.

## પશ્ચિમનું અનુકરણ

આ રીતે છેલ્લાં દસ વીસ વર્ષમાં બનેલાં કેટલાં મકાનો કોઈ પણ પ્રકારનું વ્યક્તિત્વવાળું આકર્ષણ કે છાપ ઉપજાવી શક્યાં છે તેનો વિચાર કરીશું તો જણાશે કે આપણે મૌલિકતાનું ખરેખર દેવાળું કાઢ્યું છે. આપણે જનતાની સુખાકારી, હવા, આરામ અને વ્યવહારની બાબતમાં બધી રીતે યુરોપની રીતે જ વિચાર કરતા થઈ ગયા છીએ. તેથી દરવાજા, દાદરા, બારીઓ અને ખંડો આપણા જીવનને બંધ-બેસતાં થતાં નથી. એકલા યુરોપના આદર્શો પર મકાનો બાંધ્યે જતા ઇજનેરોના મકાનોમાં પાછળથી વસનારને કેટલી ભાંગતોડ કરી પરાણે માફક કરવું પડયાના ઘણા દાખલા છે.

આજના ઇજનેરોના મગજમાં એક મોટું ભૂત એ ભરાયું હોય છે કે દરેક મકાનમાં ખુરશી, ટેબલો અને પલંગો જરૂર આવશે અને એક એક ખંડમાં એક એક માણસ વસશે, પણ મધ્યવર્ગના દરેક માણસનો અનુભવ જુદો હોય છે. તે રોજ જમીન પર શેતરંજી કે ચટાઈ પાથરી બેસે છે. તેની સ્ત્રી અને છોકરાં જમીન પર જ કામ કરે છે કે રમે છે. મિત્રમંડળ પણ નીચે જામે છે. છતાં હવા પ્રકાશની બારીઓ તથા મકાનોમાં ચાર ફીટની ઊંચાઈએ રાખવામાં આવે છે. એટલે જમીનતળ પર પવનનો સપાટો કે પ્રકાશનો પ્રવાહ એકસરખો મળતો જ નથી. આ ઇજનેરો જૂના મકાનોના સુંદર ઝરૂખા, બેઠકો અને દોઢ ફીટની ઊંચાઇની બારીઓની મજા કેમ સમજી શકતા નહિ હોય એ આશ્ચર્ય છે.

## સૈકા પહેલાંના મકાનો

ઘરને સ્વરૂપ કે શૃંગાર આપવાની વાત આજથી સો વર્ષ પહેલાં કોઈને સમજાવવી પડતી નહોતી. એ લોકોને અત્યારના દ્વાર કે બારી

અપશુકન લાગતાં. એમની સૌંદર્યની લાગણીને લીધે જ અનેક કોતરણી અને નવાં નવાં સ્વરૂપો સુતારો અને સલાટોએ સરજ્યાં હતાં. આજે માત્ર સમિતિના ભૂપાલાં ગોઠવનારાઓએ લોકોને કયા ખૂણે ધકેલી પાડયાં છે કે સારો રૂપ કોતરનાર કે નકશીકાર શોધ્યો જડતો નથી. ખરું જોતા એની જરૂર છે કે હજારો કે લાખોના ખર્ચે મકાન બંધાવનાર શ્રીમંતોને કલાપૂજનરૂપે પણ કંઈ ને કંઈ મનોરમ આકૃતિઓવાળા દ્વારદેશો, ગોખ, બારીઓ કે ઝરૂખા કરવા સૂચન કરવું જોઈએ. આથી નગરની શોભા વધશે. જતાઆવતા લોકોને સૌંદર્યદર્શન થશે અને તેના વ્યવહારમાં ચેતન અને આનંદ અનુભવતા થશે, એટલું જ નહિ આ રીતે કોઈ અપૂર્વ કલાકૃતિ બનશે. તેથી નગરની કીર્તિ થશે. કલાકાર અને આશ્રયદાતા ઉભયને સંતોષ થશે. અને જનતાને સૌંદર્યની ભેટ મળશે. સૌંદર્યના શણગાર સામગ્રી માટે ભારતીય સ્થાપત્યમાં રૂપ અને નકશીના ભંડાર પડયા છે. પણ તે બધા રાષ્ટ્રપ્રેમ, કલાપ્રેમ અને માનવપ્રેમ ધરાવતા સ્થપતિ કે ઇજનેરોની ગહ જોતા પડયા છે.

## એકતા અને અસ્મિતાના પ્રતિક

આપણા દેશનું પ્રત્યેક જાહેર મકાન આપણી સંસ્કૃતિ અને ભાવનાનું સચોટ અને મૂર્તિમંત સ્વરૂપ બનશે ત્યારે જ આપણી જનતામા એકતા અને અસ્મિતાની લાગણી પ્રકાશશે. જનતાને પ્રત્યેક પળે જીવન પર અસર કરનાર રાતદિવસ નજરે પડતાં સ્થાપત્ય, તેના સ્વરૂપો અને તેની રચના પ્રતિ શહેરના અગ્રેસરો અજ્ઞાન અને મૌન નિભાવશે તો સંસ્કૃતિ અને રાષ્ટ્રીય કેળવણીનો દ્રોહ કર્યો ગણાશે.

હું વિનંતી કરું છું કે લાગણી ધરાવતા ઇજનેરો અને સ્થપતિઓ આ વિષયમાં જાહેર જનતામાં યોગ્ય પ્રચાર કરે.



૨૭

## વ્યક્તિ, સમાજ અને કલા

ગુજરાતની કોલેજોમાં કલા મહોત્સવો, નાટકો અને સંગીતનો હમણાં વર્ષોથી માન અને પ્રેમભર્યો સ્વીકાર થતો જોઈ કલાના એક વિનમ્ર સેવક તરીકે હું ગૌરવ અને આનંદ પામું છું. પહેલાંનાં પ્રોફેસરો અને વિદ્વાનો પાસેથી ભાગ્યે જ કલાના સંબંધમાં કંઈ વાર્તાલાપ કે રસનિરૂપણની આશા રાખી શકાતી. યુનિવર્સિટી જ્ઞાન અને અધ્યયનના જ પ્રદેશોમાં મર્યાદિત રહ્યાથી તેણે પ્રજાના સંસ્કૃતિ અને જીવનદર્શન માટે ઓછું ધ્યાન આપ્યું છે, એ સર્વ-સાધારણ મત છે; પરંતુ ઘણા વિચારશીલ વિદ્વાનો પણ કળાને કે કળા પ્રવૃત્તિઓને ' Art is luxury ' કહીને બારણે ઊભી રાખતા ત્યારે એમની સંસ્કૃત બુદ્ધિ માટે શંકા કરવાનું મન થાય જ અને એવા કોઇ વિરોધથી યુનિવર્સિટીએ કળાના વિષયો માટે કોઈ સ્થાન રાખ્યું નહિ હોય; પણ હવે તો કલકત્તા યુનિવર્સિટીની વાગીશ્વરી ફાઈન આર્ટચેર અને મદ્રાસ યુનિવર્સિટીની સંગીતની ડીગ્રીઓના સમાચારથી પણ આપણે કંઈ યોજના કરીએ તો સારું. ગુજરાતી સાહિત્ય પરિષદે પણ કરાંચીમાં આ બાબતના ઠરાવો કરેલા, પણ હજુ કોઈ પણ સેનેટ મેમ્બરે તે પ્રશ્ન ઉપાડ્યો નથી ત્યાં સુધી કળાએ પ્રાકૃતજનોના જગતમાં જ તપ કરવાનું જ રહ્યું, છતાં વિદ્વાનોની મહોરસિક્કા વિનાના યુવાન પ્રાધ્યાપકો અને તરુણ વિદ્યાર્થીઓએ આજે

કળાને અપનાવી કૉલેજોના સિંહદ્વારથી તેનું આતિથ્ય કરવા માંડયું છે એ સુપ્રસન્ન દૃશ્ય દરેક સંસ્કારપ્રેમીને આલ્હાદ આપતું હશે.

આવી સ્વાભાવિક રીતે કલાનું સ્થાન નિર્માય એ પણ કલાની સાર્થકતા સિદ્ધ કરતું જ ચિહ્ન છે. કલા આનંદ અને ઉલ્લાસનું વાહન હોઈ તે નેત્રને અભિરામ આપી ચિત્તના વિવિધ પ્રદેશમાં પ્રસરે છે, અને શોકનું નિવારણ કરી સૌંદર્યની સુવાસ ભરી દે છે, તેમ જ આપણા વાતાવરણમાં, ચારિત્ર્યમાં અને જીવનમાં સુંદર અસર અનુભવાય છે.

આજના યુગની ભૂતાવળોના કારમા પડછાયાથી ત્રાસેલા મનને શાંત અને ઉત્સાહી કરવા પણ કલાની જ જરૂર છે. ઊગતી પ્રજાને કલાથી જ ખબર પડે છે કે જિંદગીમાં સત્તા, પક્ષ કે સંપત્તિ કરતાં કંઈક વધુ પવિત્ર, દિવ્ય અને ચિરંજીવ તત્ત્વ છે ખરું.

કલા સમાજનું પુષ્પ છે. માનવી માનવી વચ્ચે પ્રેમ અને ભક્તિની તેજસ્વી જ્યોતિરૂપ છે. આ જ્યોત સાચવવી એ સંસ્કારિતાનો ધર્મ છે. હવે કોઈ ન કહેતા, 'Art is Luxury' (કલા વૈભવ માત્ર છે) પણ હવે તો કહીએ કે 'Art is added quality' કલા જીવનની સવિશેષ સંપત્તિ છે.

શરીર અને આત્માનો સંબંધ અવિભાજ્ય છે. કંગાલ અને દરિદ્ર શરીરનો આત્મા વિકળ અને પામર બની જાય એ બનવાજોગ છે; તેમ જ્યારે આત્માને માટે યોગ્ય પોષણ ન હોય ત્યાં શરીર પણ મલિનતા અને ક્ષયનો ભોગ બની શકે છે. આજના દરિદ્રપૂર્ણ સંસારમાં જીવનનાં ધ્યેયને શુદ્ધ કરવાના પ્રયત્નો પણ થવા જોઈએ. જીવન શા માટે છે એ વિચારવું જોઈએ અને આવતી કાલે એ જીવનનો ખપ હોય તો શો ખપ છે એ નક્કી કરવું જોઈએ. શરીરની સુખસગવડ તે જ જીવનનું નિશાન ન હોઈ શકે, તેની પ્રાપ્તિમાં મહાલતા લોકોમાં મહાદુઃખો પણ હોય છે. અતૃપ્તિ અને અસંતોષ જ દુઃખનાં કારણો બને છે.

આપણા દેશના અનેક જનો સાહિત્ય, સંગીત, કલાના સ્પર્શ વિના ક્ષુદ્ર જીવન વિતાવે છે. કેટલાકનું જીવન મહેનત મજૂરીમાં—શ્રમમાં જ દટાયેલું રહે છે તો કેટલાક ભોગવિલાસ પાછળ તરફડે છે. એવા પ્રત્યેક માનવીજીવનને રસ, ઉલ્લાસ અને આનંદનું ભાગીદાર કરી શકીએ તો ભાવિની પ્રજા, એ અસમાનતાથી બચી વધુ સંસ્કારી અને સુખી જીવનની વારસદાર બનશે જ. રશિયા અને અમેરિકા આ બાબત પર સૌથી વધુ ધ્યાન આપી રહ્યાં છે.

આજે કૉલેજો અને હોસ્પિટલો પાછળ મોટી દાનની રકમો અપાતી સાંભળીએ છીએ પણ કલાઓના સમુદ્ધાર માટે એક પણ જીવતી જાગતી સંસ્થા નથી. જીવનને ઉલ્લાસ અને વેગ આપી સતેજ બનાવનારી કલા કારીગરોને માટે વિચાર નહિ કરનારી સમાજની દૃષ્ટિ ટૂંકી જ ગણવી પડશે. જ્યાં કલાકાર અને કારીગરનું સન્માન નથી, ત્યાં કલા શ્રીમાનનું રમકડું અને ગરીબની મજૂરી માત્ર બની રહે છે, તો પણ માનવજીવનમાંથી સહજ નીપજતો કલાવ્યાપાર સારા કે અધમ રૂપમાં પ્રગટયા જ કરશે અને સમાજને તેનું ફળ ભોગવવું પડશે. જે પ્રજામાં કારીગરો મોં માથા વગરના માટીના લોચા વાળે કે પથ્થર ચોસલામાં કારીગરોના હાથ ઘુટ્ટા રહે તે પ્રજામાંથી દારિદ્રયનો પગ ટળે જ નહિ. પણ જે પ્રજાના શિલ્પીઓ એ જ માટી અને એ જ લાકડામાંથી કે પથ્થરમાંથી તાલીમના બળે અને સંસ્કારસિંચનથી સૌંદર્યરેખા અને રૂપરચનાથી મઢેલા પદાર્થો ઉપજાવે તે કીર્તિ અને સંપત્તિ રળે છે, અને તેમની બાલપ્રજા આનંદ, જ્ઞાન અને શક્તિ પ્રાપ્ત કરે છે.

આપણા ઉદ્યોપતિઓએ હવે ચેતવું જોઈએ કે દેશપરદેશની હરીફાઈઓમાં ટકી રહેવું હોય તો આપણા મજૂરો અને કારીગરોને ઉત્તમ શિલ્પશિક્ષણ આપવા પ્રબંધ કરવો જ રહ્યો, અને તો જ તેમની બનાવટોમાં ઉત્તમ ખોજ, આકાર અને રંગના વિધાન પ્રગટ થશે.

ઉદ્યોગપતિઓ એમના સેલ્સમેન કે બજારના શોખ પર જોયા કરે છે પણ યુરોપ, અમેરિકામાં કલાકારો જ નવી ચીજો અને ડિઝાઇનો તૈયાર કરી બજારોને દોરવણી આપે છે, એટલે આપણી બજારો પાછળ રહી જાય છે; માટે કલા ધરાવતા યુવાનો અને કારીગરો માટે જ ઉત્તમ કલાકેન્દ્રો ઊભાં કરવાની જરૂર છે.

યુરોપ, રોમ અને ગ્રીસનાં કળાશિલ્પનો અભ્યાસ તેમના વિદ્યાલયોમાં દાખલ કરી તેને જગપ્રતિષ્ઠા અપાવી છે. એવું એવું આપણી ભારતીય કલા અને બીજી પૌર્વાત્ય કલાઓ માટે બને ત્યારે ખરું. આપણે ત્યાં ગમે તેવા વિષયોને પણ યુનિવર્સિટી અપનાવે છે ત્યારે તેને વેગ અને પ્રતિષ્ઠા મળે છે તે બીજા કશાથી બનતું નથી. વકીલ ડોક્ટર કે ઇજનેરના ધંધા એ જ રીતે સમાજમાં માનવંતા થઈ શક્યા છે.

આપણું સાહિત્ય પણ યુનિવર્સિટીને લીધે જ ખીલવા માંડ્યું છે: તો હવે તરુણ પ્રજાએ નૃત્ય, સંગીત, નાટ્ય, ફોટોગ્રાફી વગેરે કલાપ્રયોગોને ખૂબ જ અપનાવી લીધા છે તેથી તેનો વિરોધ હવે નિભાવી લેવો ન જોઈએ. ઉત્તમ નવલકથાઓ, કાવ્યો, વાર્તાઓ, ઇતિહાસ અને પ્રાચીન સંસ્કૃતિની આલોચના અને ચર્ચા કરનાર વિદ્વાન પ્રાધ્યાપકો હવે આ વિશેષ રસાનુભવ અને સંસ્કારથી વિદ્યાર્થીઓને વંચિત ન જ ગણી શકે, પણ તેના અભ્યાસ માટે કંઈક વ્યવસ્થિત ક્રિયાક્રમ અને અભ્યાસની જરૂર રહેશે. પ્રાથમિક અને માધ્યમિક શાળાઓ સાદી અને સરળ રીતો દ્વારા વિદ્યાર્થીઓને કલાભિમુખ કરે તો કોલેજમાં વધુ ઉચ્ચ, સંસ્કારી રસપરિચય અને સર્જકતાનો અનુભવ મળે. જીવનનો સંવેદનકાળ ગયા પછી કલાના પાઠો પૂર્ણ ફળિભૂત થતા નથી એવું શિક્ષણશાસ્ત્રીઓનું કથન છે.

આટલા માટે શાળાઓ અને કોલેજોમાં કળાના પરિચયાર્થે યોગ્ય પ્રબંધ કરવાની જરૂર છે. પ્રત્યેક શિક્ષણસંસ્થાએ, કળાવિષયક

સાહિત્ય અને કૃતિઓનો બને તેટલો સંગ્રહ કરી યુવાન પ્રજાને તેનો લાભ લેવાની તક આપવી. કલાનું જ્ઞાન માત્ર બસ નથી થતું. કળાના સક્રિય પ્રયોગમાં પણ સંકલ્પ અને ચારિત્ર્યનો વિકાસ થાય છે. રસના ભૂખ્યા તરુણોને જુદી જુદી રીતે સૌંદર્યરચના કરવાની પણ તક આપવી જોઈએ. તેમને વિઘાતક ટીકા કે ચર્ચાથી રક્ષણ આપી યોગ્ય માર્ગ બતાવી શકે એવા કલાકારનો સમાગમ સાધી આપવો જોઇએ. પછી તે નાટચ, નૃત્ય કે શિલ્પના પ્રકારો હોય. આપણા શાસ્ત્રોએ સર્વકલાની એકવાક્યતા સ્વીકારી છેઃ

यथानृत्ये तथा चित्रे त्रैलोक्यानुकृतिः स्मृतः ।
दृष्टयश्च तथा भावा अंगोपांगानि सर्वशः ॥

કલાકૃતિ માત્રમાં રૂપરેખા, સ્વર કે શબ્દના સમુદાય પાછળ એક છંદોબદ્ધ, તાલબદ્ધ યોજના હોય છેઃ એ જ તત્ત્વથી શિષ્ટ કલાકૃતિઓમાં પ્રાણસ્પંદન આવે છે. તેનો પરિચય કરનાર વિશ્વની તાલબદ્ધતા અનુભવે છે. આટલા માટે જ ઉત્તમ કલાકૃતિઓનો પરિચય સાધવો જોઇએ.

આ વિશ્વમાં દૃષ્ટિથી જે કંઈ અનુભવવા જેવું, પ્રેરણા લેવા જેવું છે તે શિલ્પી, ચિત્રકાર કે નૃત્યકાર સંઘરી લે છે. કૉલેજના વિદ્યાર્થીઓ તેનો ગાઢ અભ્યાસ કરશે ત્યારે જાણશે કે ઉત્તમ કવિઓના પ્રસાદ જેવી વૈભવવાળી સૃષ્ટિ અને મનોમંથનો તેમની કૃતિઓમાં સમાયેલાં છે

દરેક માણસ પોતાના જીવનના અનુભવો, સ્મૃતિઓ, રસાનુભવો સાથે સરખાવીને કોઈ પણ કલાકૃતિને જોશે તો તેને લાગશે કે કલાકાર તેનો સાથ કરી રહ્યો છે. કલાનો જીવન સાથેનો સંબંધ સાંધી રાખવા દરેક વિદ્યાલય કે સંસ્થા પાસે સારો જેવો ચિત્રસંગ્રહ અને ચિત્રગ્રંથો હોવા જોઈએ. સાદી શરૂઆત માટે ચોપાનિયાં, પોસ્ટકાર્ડો વગેરે ચાલી શકે અને તે પર ચર્ચા રસનિરૂપણ કરી

શકાય. કલાનો કાળક્રમ—ચઢતીપડતી, કલાકારોનાં જીવન, આ બાબતમાં બહુ સહાયક અને પોષક સામગ્રી છે.

કોઈ કલાકૃતિ અપ્રાપ્ય હોય, જૂનીપુરાણી કે ઐતિહાસિક હોય કે બારિક કારીગીરીવાળી છે એમ જાણી મોહમાં ન પડવું. આપણે તો એવી કૃતિઓ શોધવી કે જેમાં મહાન આત્માનું દર્શન થાય કે મહાન ભાવના વ્યક્ત થાય. પછી તે ભારતીય હોય, ચીન કે જાવાની હોય કે ગ્રીસ યા ઇજીપ્તની હોય, કે કોઇ જાણીતા મહાન કલાકારની હોય કે કોઈ અજ્ઞાન વનવાસીની હોય.

એવી ચીજો મળે તો એને જાતજાતની ધમાલ વચ્ચે કે પરસ્પર વિરોધ કરે એવા તરંગો અને પદાર્થો વચ્ચે રાખી ન જોતાં એવી અપૂર્વ ચીજને સાવ સાદી એકાંત રચનામાં નિહાળજો. અગર તેને મેળ સાધે તેની સૌંદર્યરચના સાથે તેનો સંદેશ સમજવા પ્રયત્ન કરજો. એમ કરતાં કરતાં જીવનનુ પરમ ધ્યેય—સૌંદર્યદર્શન—પ્રાપ્ત કરશો.

મહાન કૃતિઓમાં પ્રભાવ હોય છે, તેનું કારણ તેનું પ્રેરણાસ્થાન, પ્રજાજીવન, સમાજ કે જાતિમાં રહેલું હોય છે. કલાકૃતિ વેચાતી લેવાની શક્તિથી કલારસિકતાનું માપ ન નીકળે, પણ તેમાંથી ધ્વનિત થતું ચિંતન અને આનંદ ગ્રહણ કરવા અનુભવાનારી માનસિક અવસ્થા રસિકતાનું માપ છે.

કલાનું પ્રત્યેક સર્જન સ્રષ્ટાની અભિરુચિ અને ઊર્મિનું સચિત સ્વરૂપ બને છે, અને તેમાં તેના હૃદયનો નિશ્વાસ કે હૂંફ ભરેલી હોય છે એ અનુભવવાને આપણે તેની કૃતિઓ સહૃદયથી જોવી જોઈએ. એટલું ખરું કે કલાવૃદ્ધિ સમજાવવા કે તેનો આનંદ લેવાની કોઈને ફરજ પાડી શકાય નહિ. કલા જ્યારે જીવનસખીની જેમ એકાંત આનંદ આપતી લાગે ત્યારે તે યોગ્ય આદર અને રક્ષણ પામે છે. ખાતું કે અમલદાર તેની પિછાન કરાવી શકે નહિ. કલા વિશે બહુ

પ્રચાર થઈ શકે તો તેનો સંપર્ક કેવળ માણસોને આમંત્રી શકાય એટલો સંબંધ થયા પછી તો દરેક જણ અધિકાર પ્રમાણે આનંદ લઈ શકે. સંગીતના જલસામાં બેઠેલા બધા એકસરખો રસ લેતા નથી હોતા. રાગતાલ કે તાનો શ્રવણશક્તિની સૂક્ષ્મતા માગી લે છે. ચિત્ર અને શિલ્પ જેવી મૂંગી કળા નેત્રો મારફત ચિત્તમાં સંચાર કરે છે. તેની વાત કે કદર શબ્દોમાં પૂરી કહેવાનું મુશ્કેલ જ રહેશે. સાહિત્યનું વાહન શબ્દ હોવાથી તે શબ્દસૃષ્ટિમાં પૂર્ણ વિકાસ કરી શકે છે.

કલાદેશ-નિર્દેશ-રંગ અને રેખાનાં અહિલનો સમજવા તેની ક્રિયાઓ અને પ્રતિક્રિયાઓની થોડી સાધના થવી જ જોઈએ.

કલાના પરિચયથી કોઈ વસ્તુમાંથી સત્ ચિત્ આનંદ લેવાની શક્તિ તમને પ્રાપ્ત થશે.

કુલ નિર્દેશ

—તમારો આત્મવૈભવ વધી જશે.

—તમને જીવનનું વિશાળ દર્શન થશે.

—અનેક સ્થળે છુપાયેલું સૌંદર્ય દષ્ટિગત બનશે.

—સંસારના ભંડકિયામાં કલાની બારી સુંદર ઉજ્જવળ પ્રકાશ આપે છે, જીવનને સહન કરવાની તાકાત આપે છે.

—નજીવા લાગતા પદાર્થોને મૂલ્યવાન બનાવે છે.

—માટીના લચકામાંથી બનેલી પ્રતિમા કે પાત્ર, ઘાટ, રંગ કે અલંકાર પામવાથી સુવર્ણ મ્હોરોનું મૂલ્ય પામે છે.,

—જમવાનો પાટલો અને દેવનું સિંહાસન એક જ પદાર્થનું બનેલા છતાં કલાએ તેમાં ભેદ બતાવ્યા છે.

—દિલ્હી, આગ્રા, બનારસ, આબુ વગેરે નગરો કલાના પ્રતીકો સમાં છે માટે જ દેશપરદેશમાં કીર્તિ પામે છે.

—કલાસજીવ ગૃહની ઇચ્છા કોને થતી નથી?

—ઇચ્છા પાછળ રુચિના જ ભેદ છે, ઇચ્છા તો સૌને હોય છે અને એ ભેદ જાણવા હોય તો કલાનો પરિચય કરવો જોઈએ.

—જગતમાં ચિરંજીવ ગણાતી વસ્તુઓમાં કલાકૃતિઓનું સ્થાન આગળ પડતું છે.

—ભારતની કલા પ્રાચીન કલાકેન્દ્રો અજંતા, સાંચી, ઇલોરા, નાલંદા ને બીજાં હજારો વર્ષોનું ગૌરવ ટકાવી રહ્યાં છે.

—ગ્રીસ અને ઇટલી તેની પૂર્વકાળની કલાથી જ પંકાયાં છે.

—કલા સ્વભૂમિના સંસ્કાર અને રાષ્ટ્રપ્રેમની પ્રતીક બને છે અને સ્વદેશનું મમત્વ સરજે છે.

વ્યક્તિ અને સમાજ ઉભયને કલા શણગારે છે, સંસ્કારે છે, સજીવ રાખે છે.





૨૮

# ઉદ્યોગ, કલા અને કેળવણી

ઉદ્યોગ અને કલાને નિકટનો સંબંધ છે. કારીગર મહેનતને સંસ્કારે ત્યારે કલાની કૃતિ નીપજે છે. માત્ર લાકડાં ફાડવાથી કે ખાણમાંથી લોઢું કાઢવાથી કલા નથી થતી. તે પદાર્થને ઘડીઘડીને કે છોલીછોલીને કોઈ કાલ્પનિક ઘાટમાં લાવવામાં આવે છે ત્યારે ઉપયોગી અને સુંદર બને છે.

બુદ્ધિમાનોને જ (ખાસ ભણેલાઓને જ, ઊંચા દરો આપવાથી કારીગરીનો નાશ થયો છે–થતો જાય છે તે અટકાવવાનો એક જ માર્ગ છે કે બુદ્ધિમાનોએ સારી કારીગરી શીખી જગતના કારીગરોની હરીફાઈમાં ઊતરવું. કોઈ વિચારને, કોઈ કૃતિને સંપૂર્ણ મૂર્ત સ્વરૂપ આપનારાઓ જ પ્રજાના નેતા છે. વિચારને તેની સૂક્ષ્મ સ્થિતિમાં જ રહેવા ન દેતાં આંખ સામે અગર હાથમાં પકડી શકાય તેવા રૂપમાં લાવનારને અનેક શક્તિઓ ખીલવવી પડે છે. તે માટે તાલીમ લેવાને હાલના શિક્ષણમાં કોઈ જ સ્થળે અવકાશ નથી. ભણેલાગણેલા થઈ નવી ચીજોનો વપરાશ કરનાર થનારા કરતાં નવીન સ્થિતિ અનુસાર સામાન પૂરો પાડનાર કારીગર દેશની વિશેષ સેવા કરી શકે છે. તે ન હોય તો ભણેલા ભાઈસાહેબો દેશના ધન્નર પર કંટાળો પરદેશને ખટાવવા એકપગે તૈયાર થઈ રહ્યા હોય છે.

સુંદર મકાનનું કે સુંદર બગીચાનું વર્ણન કરવાની કોઈ રસિકને

ઊર્મિ થઈ આવે તો મૂળ તે ઊર્મિ ઊભી કરવાને માટી કે સ્થપતિની મહેનતે ઉત્પન્ન કરેલી કલા કારણભૂત છે. સ્ત્રીપુરુષો જો સુંદર પોશાકથી વિશેષ દીપી ઊઠતાં હોય તો રંગારા અને ભરનારા સીવનારાની મહેનતને આભારી છે. આગ્રા, દિલ્હી કે કાશીનાં સ્વરૂપો મુસાફરને આકર્ષક બન્યાં હોય તો હજારો કારીગરોના હથોડા ટાંકણાંથી તે પરિણામ નીપજ્યું છે.

અશુદ્ધ રચનાવાળી કર્કશ વાણી કરતાંએ કધાટાં, કદરૂપા પદાર્થો, વસ્ત્રો, ઘરો, પુસ્તકો, ફર્નીચરોનું નિત્યદર્શન જીવનને વધારે ક્લેશકર થાય છેઃ જીવનની જરૂરની–ઉપયોગની સર્વ વસ્તુઓ સુંદર અને ટકાઉ થાય, વાપરનારના ચિત્તમાં ઉત્સાહ અને આનંદ ભરે એવી ક્યારે થાય કે જ્યારે મૂળ કારીગરીમાં પ્રથમ તે ગુણ પ્રગટ થાય. તે માટે કારીગરનાં હાથ, આંખ અને મનને કેળવવાં જોઈએ. મતલબ કે કારીગર બુદ્ધિમાન થવો જોઈએ, પહેલાંના સમયમાં કારીગરને એક દિશામાં તેની શક્તિઓ પૂર્ણાંશે ખીલવવાને અવકાશ હતો. બાલ્યાવસ્થાથી જ તેના પિતાને તે કામ કરતાં નીરખતો. વિવિધ ઓજારોનાં સ્વરૂપભેદ અને ઉપયોગ દૃષ્ટિથી જ શીખી લેતો અને તેને સહજ અનુકરણ કરવા વૃત્તિ થતી. પરિણામે સહજ યત્ને તે કારીગર બની જતો. સરકારે નોકરીની લાલચે કેંકને બાપીકા ધંધા અને હુન્નરોથી મુક્ત કર્યા અને માસ્તરો બનાવી દીધા અને ઘરમાંના ઓજારો કાટથી ખવાઈ ગયાં.

અહીંના કારીગરો એક વખત અટક્યા એટલે પરંપરાની રીતભાતનો સદંતર નાશ થયો અને ફરી તેમાંથી પુનરુદ્ધારનો વિચાર થાય તે પહેલાં પરદેશે તેમનાં બધાં સ્થાન ઘણી ઝડપે લઇ લીધાં. હવે તો કારીગરના દીકરાને પણ હાથમાં હથોડી પકડતાં શરમ આવે છે. તેને પણ નેક-ટાઇ, કોલર, પાટલૂન પહેરી ફરવા ઇચ્છા થાય છે. માસ્તરો તો પહેલેથી જ મહેનત કરનાર વર્ગ તરફ કંટાળાથી જોતા

હતા. ફળ એ આવ્યું છે કે તેઓને પોતાના પગારોમાંથી મોટો ભાગ જીવનનાં સુખસગવડ મેળવવાને પરદેશને ભરવો પડે છે. અને એટલું દ્રવ્ય આ દેશના કારીગરને ન મળતાં દેશ ધનહીન થતો જાય છે.

આ નવા યુગમાં શાળાઓમાં જાતિભેદ વિના સૌને એકસરખી કેળવણી આપવાની પ્રથા ચાલે છે અને તેમાં વ્યાકરણ, ગણિત એટલે કે ભાષા અને ગણિત તથા નહીં જેવા ઇતિહાસ સિવાય એક પણ વસ્તુ વિશેષ શીખવાતી નથી. ડ્રૉઇંગ થોડાં વર્ષોથી વધ્યું છે, પણ તેનો ઉપયોગ માત્ર કંટાળાભરી આકૃતિઓ પરાણે કાઢવા સિવાય વિદ્યાર્થીઓને કદી કરતાં આવડ્યો નથી. આમાં આલેખનના શિક્ષકો પણ દોષપાત્ર છે. કોરણી કરનારા, માપનારા, કાપનારા, ભરત ભરનારા ઘાટો ઘડનારા દરેકને પ્રથમ તેનું ચિત્ર મનમાં ઊભું કરવું પડે છે: પણ કાગળ પરની રેખાને ધાતુ, માટી કે લાકડાંના ઘાટો જોડે શો સંબંધ છે, શી સાંકળ છે તે સ્પષ્ટ રીતે સમજાવવાની રીત આપણી શાળાઓમાં ભાગ્યે જ કોઈ શિક્ષકો જાણતા હોય છે. બલ્કે આપણે એવું તો જોઈએ છીએ કે ઘણા વિદ્યાર્થીઓની નોટબુકોમાં આડાં ખાનાં પાડેલાં હોય, નામો બરાબર મધ્યમાં સુશોભિત રીતે લખેલાં હોય. પોતે પોતાની ચોપડી સહજ ફાટે તો પણ સરખી રીતે ચોડતાં ન આવડે, ગુંદરનો થપેડો લગાવી દે, ડાઘા પાડે, પેનસિલ પણ છોલી ન શકે કે ટેબલો પર સારી ગોઠવણ ન ગમે, ચિત્રો લટકાવવામાં પ્રમાણ ન સમજે, ઘરમાં ફર્નીચર ગોઠવી ન શકે, અભરાઈઓ પણ જડી ન શકે, એક ખીલી પણ સીધી ન ઠોકી શકે, છાપખાનાંની ચોપડીઓની ટાઇટલ બેદરકારી રીતે ભરી દે, જગ્યાનાં માપો સાચવતાં ન આવડે, બારણા પર સારા અક્ષરે નામ પણ લખી ન શકે–આ તો બધી હરદમ વ્યવહારની સામાન્ય રીતો છે, અને તેમાં પણ આપણા જુવાનો કેટલા કાચા અને અણઘડ જણાય છે! તો પછી મહાલયોના કલ્પિત નકશા કરનાર, બગીચાની રચના કરનાર કે છાપાકલાની સર્વોત્તમ કૃતિ નીપજાવનાર કે કોરણીના નવા નમૂનાઓ કરનાર માટે આપણે સ્વપ્નાં જ રહ્યાં.

હજારો ને લાખો બાળકોના જીવન હાથના શિક્ષણના સંચા પર પીંજાઈ રહ્યાં છે પણ ભાગ્યે જ કોઈ વિચાર કરે છે કે આ દેશને હવે કયાં સુધી ગુમાસ્તાઓ, કારકૂનો કે માસ્તરોની જરૂર છે. નામા ઘૂંટનારા, ટાઈપ પટપટાવનારા અને નકલો લખનારા એટલા વધી પડયા છે કે હવે તેવા માણસો બનાવવાનું કારખાનું થોડો વખત બંધ રહે તો સારું; કારણ કે જેઓ એક વાર તેમાં પડી ચૂકયા છે તેમનોજ સમાસ થતો નથી તો નવા બનાવીને નાખશો કયાં? હજુ આપણને સારા પ્રિન્ટરો, સારા બાઇન્ડરો, સારા ધાતુગાળનારાઓ, સારા વણાટ કરનારાઓ, સારા રંગારાઓ, સારા કોરનારાઓની મોટી ખોટ છે. આપણા ઇજનેરો હજુ મકાન માટે યુરોપના શીખવેલા સંચાઓ જ રહ્યા છે; અને એ દેશને યોગ્ય મકાનો, ધારો કે રચનાઓ કરવા શકિતમાન થયા નથી. આ બધાનું મૂળ કારણ ઘણી બાલ્ય અવસ્થામાંથી તેમના હાથ આંખ અને મન જોઈએ તે રીતે કેળવાયાં નથી, અને તેઓ કોઇ પણ ઔદ્યોગિક જીવનમાં પડવા તૈયાર નથી; અને પડયા પછી આખી જિંદગી સુધી અપકવ અને અણઘડ નકલીઓ જ રહે છે. મતલબ કે તેઓની મહેનત પૂર્ણ સંસ્કાર પામીને કલાની કક્ષાએ પહોંચતી નથી અને કલા વિના કલ્પના, સર્જનશક્તિ અથવા પ્રતિભાવાળાં કામો બનતાં નથી. દરેક બાળક વિશ્વકર્મા થવા સરજાએલો નથી હોતો પણ તેને જીવનમાં જે કાર્ય પ્રાપ્ત થાય તેને વધારે સારું, સુદૃઢ અને વિશેષ ઉપયોગી કરવામાં કલા અને ઉદ્યોગનું શિક્ષણ ઘણુંજ જરૂરનું છે. જીવનની પ્રભાતનો બાલકનો સમય બધો રોજના પાંચ કલાક ઘેર લેસન કરતાં, માત્ર આંકડા અને અક્ષરોની પાછળ વ્યતીત થાય તે કરતાં સૃષ્ટિરચનાના નિયમો જાણવામાં અગર તેની શકિત અનુસાર ભવિષ્ય પદાર્થસૃષ્ટિ (Surroundings) રચવાની રમત કરવામાં જાય તો એ રમત તેના જીવનમાં જે સ્ફુરણા, જે નવીન ઉત્સાહ અને શકિત પ્રગટાવી શકે તેનું મૂલ્ય શિક્ષણક્રમમાં ઓછું નથી જ. આ લેખનો મૂળ ઉદ્દેશ બાલકના અભ્યાસક્રમમાં આવી ક્રિયાત્મક રમત દાખલ કરાવવાનો છે.

'ળોમાં તેને માન કે આદર નથી. ગૃહજીવનમાં રંગ અને રૂપનાં વિસંવાદો છે. નગર અને ગ્રામમાં શિલ્પ અને ચિત્રની સમ્પત્તિ કોઈ વસાવતું નથી. વિદ્યાલયોમાં કળા અને શિલ્પના નમૂના તો શું પણ તેની મુદ્રાંકિત પ્રતિકૃતિઓ કે અભ્યાસગ્રંથો કે ચિત્ર સંગ્રહો નથી. એટલે જનસમાજમાં ચિત્ર કે શિલ્પને નામે કોઈ અપરિચિત ફેશનો રૂઢ થતી જાય છે અને કલા દ્વારા મળવાં જોઈતાં જીવનસંસ્કરણ અને આશ્વાસન વિના સમાજ અતૃપ્ત રહે છે.

કલાની સંપ્રાપ્તિ હોય તો નેત્ર દ્વારા આનંદ અને ઉલ્લાસનું વાતાવરણ મળે છે, બુદ્ધિ પ્રફુલ્લ થાય છે; સાથે સાથે દુઃખના દિવસો જાય છે તેની પણ કરુણ સ્મૃતિઓના તાર સાચવે છે તે આપણા ચારિત્ર્યમાં અને જીવનમાં વણાઈ જાય છે. વિષમકાળમાં જ કળાની હૂંફ જરૂરી છે.

યુદ્ધ, દુષ્કાળ અને મોંઘવારીનાં કાતિલ દાંતિયાં અને ઘુરઘુરાટ તેમ જ મૃત્યુના કારમા ઓળા વિસારવાને પણ કળાનો સાથ આપણને જોઈએ છે. વિજયનો ઉન્માદ ગમે તેવો પ્રબળ હશે પણ તે કરતાં ય અધિક એવું કોઈ મધુર અને કરુણ લાવણ્ય ભૂતકાળ મૂકી જાય છે, તેનો વારસો કલામાં જ સચવાશે અને ભાવિ પેઢીને આપી શકશે. દુનિયાના તમામ માણસો એકસાથે ભેદભાવરહિત માણી શકે, એવી કલાકૃતિઓ જગતની મોંઘી મિલકત કરતાં પણ વિશેષ છે. કારણ કે તેમાં માનવીના આદર્શો છૂપાયેલા છે, માનવીની એકતા ગર્ભાયેલી છે.

કલા પણ કલાના રસિકોની ગરજ જુએ છે. એ કંઈ વનમાં એકાંતે ખીલતું જંગલી ફૂલ નથી, એ તો મનુષ્યે પ્રગટાવેલી અંતરની જ્યોત છે, અને ભક્તિ અને સાધનાની યજ્ઞવેદી આગળ જળી રહી છે. એટલે આપણી પ્રત્યેક ફરજ એ જ હોવી જોઈએ કે આપણી એ જ્યોતનો પ્રકાશ અને સુવાસ આપણા જીવનપંથમાં નવો ઉલ્લાસ અને નવી પ્રેરણા પાથરી શકે અને આપણા શ્રમ, ઉદાસીનતા અને નિરા-

શાને ઉડાવી અન્ય માનનીઓમાં અનુકંપા અને બંધુત્વ ઉપજાવે, તેમ જ ચોમેર વ્યાપી રહેલ પ્રકૃતિમાં વિલસી રહેલ સૌંદર્યનું ભાન કરાવે. આવો અનિર્વચનીય અનુભવ લેવાને આપણી ઉત્સુકતા હોય તો જ મનનો તે પ્રતિ વિકાસ થઇ શકે; કળાની સાધના મુખ્યત્વે ભકિત માગી લે છે.

" જ્યારે માનવ વિશ્વને કેવળ જીવનહીન જડતત્ત્વ માનતો નથી, પરંતુ સમસ્ત વિશ્વને પોતાના જીવનમાં ગ્રહણ કરવા મથે ત્યારે તે વિશ્વને રસરૂપે પરિણત કરે છે. રસ છે, હમેશાં તરલ, સદાસ્પંદિત, ભાવચંચલ, રસ જ છે પ્રાણ સલિલઃ વૃક્ષો પૃથ્વીના પાર્થિવ પદાર્થોનો રસ ખેંચીને જીવે છે, તેમ જ કળાકાર પણ જગતનાં માયિક દશ્યોમાંથી રસ મેળવી તૃપ્ત બને છે, તેની સાથે તેનો યોગ કેવળ જ્ઞાનનો નહિ, પરંતુ પ્રેમનો છે. "* રસ અને આનંદથી તેનું હૃદય કળાદેવીની પાદપીઠ બની રહ્યું છે, અને જેમને જેમને એ હૃદયનો પરિચય અને સમાગમ થાય છે, તેઓ એ દેવીનાં દર્શનથી કૃતાર્થ થયા વિના રહેતા નથી. આટલા માટે જ આપણાં શુકનશાસ્ત્રોએ ચિત્રકારનું દર્શન પરમ મંગલ ગણ્યું છે.

કળાનો તમે અભ્યાસ ન કરી શકો, તમારાથી તેની ઉપાસના ભલે ન થાય, પણ તેના ઉપાસકના સંગમાં તમે હશો, ત્યારે તમને જરૂર તેના મનોવૈભવનો નવો જ ખ્યાલ મળશે. કલાકાર તમારા મિત્રમંડળમાં હશે, ત્યારે એ મિત્રની ખાતર પણ તમે કોઈ ને કોઈ કળાકૃતિ ઉપર આકર્ષાયા વિના નહિ જ રહો. તમે ગમે તે ઇતર વિદ્યામાં પારંગત હશો પણ કળાકારની દૃષ્ટિએ જગત નીરખશો તો કંઈ નવું જ પામશો, પરંતુ તે માટે તમારે કલાકારના હૃદયની ચાવી મેળવવી પડશે. તમારી પદવીથી કે પૈસાથી તમે કલાકારનું મનોરાજ્ય નહિ જોઈ શકો. તેનો અંતરથી આદર કરી તેનું સ્વમાન સાચવશો

* શ્રી ક્ષીતિ મોહનસેન.

ત્યારે તે પોતે જ તમારા જીવનમાં સૌંદર્યનો અભાવ નિભાવી નહિ લે. તમારા નિવાસમાં, તમારાં વસ્ત્રોમાં, તમારાં પુસ્તકોમાં અને બીજા પદાર્થોની પસંદગીમાં તેની દૃષ્ટિ અને સૌંદર્ય ભાવનાનો અમૂલો ફાળો આપ્યા વિના નહિ રહે.

જે મંડળમાં કલાકાર ભળેલો હોય છે, તેના બધા સભ્યો જાણે અજાણે પણ કલાતત્ત્વોનો વિચાર કરતા બની જાય છે, અને ધીરે ધીરે કલાસૃષ્ટિના વૈભવોના ભોક્તા બનતા જાય છે અને ઘણામાં છુપાયેલી રસિકવૃત્તિઓને નવો જ માર્ગ મળતાં તેમના દ્વારા સમાજને પણ અવનવો લાભ થાય છે. કલાકાર મિત્રથી કોઈ શ્રીમંતને રસ લાગે છે, તો નગરમાં સુંદર મહાલય કે બાગબગીચા, પૂતળાંઓની શોભા વધે છે. સુંદર કલાગ્રંથોની નગરમાં આયાત થાય છે. કોઇ વાર કલાકાર જુવાનો કે તરુણોમાં સૌંદર્ય અને રસસૃષ્ટિનો નવો જ પ્રભાવ ફેલાવે છે, ત્યારે સમાજમાં સંસ્કૃતિનું નવું આંદોલન ઊપજે છે અને તેની અસર અનેકાનેકને થાય છે. પ્રવાસમાં કલાકાર સાથે હશે તો ઝડપથી બદલાતાં દૃશ્યોમાં ક્વચિત પળે દેખાતું સૌંદર્ય, વિરલ માનવરૂપ કે પ્રાણી અથવા પદાર્થમાં તમને નવીન જ આનંદ અને આકર્ષણ તે પમાડી શકશે. તે સાથે દેશદેશના પ્રવીણ કલાકારોના દૃષ્ટાંતો અને પરિચયથી તમને ખાતરી આપશે કે કવિતા અને વિજ્ઞાન જેવા ક્ષેત્રોની જેમ કલાનું ક્ષેત્ર પણ બહુ જ અન્વેષણ અને સંશોધનથી પાંગરેલું છે. ઉત્સવો અને સમારંભમાં કલાકારને અગ્રપદ આપી જુઓ એટલે તમને નવીન રંગરચના અને અલંકારોની શોભા જોવાની મળશે. કલાકારો જ રૂઢિઓ બદલીને સંસ્કૃતિને નવો ઓપ આપી શકે છે. ફ્રેન્ચ પ્રજા તો માનતી આવી છે કે કલાકાર વિના કોઈ સર્જનની સીમાઓ વિસ્તારવાનું નથી. જૂના આકારો કે પદાર્થોથી થાકી ગયેલી આંખોને નવીનતાનું દર્શન કલાકારો જ કરાવી શકે છે. આ જગતના સ્થાવર, જંગમ જે જે પદાર્થો છે તે પર કલાકારનો હાથ ફરે છે, ત્યારે તે વિશેષ શોભા અને ઉપયોગિતા ધારણ કરે છે.

તમે કલાકારના સંગમાં વસતા હશો તો તમને તેની કાર્યકુશળતાની મોહિની લાગ્યા વિના નહિ રહે તેવી દક્ષતાથી અને સમાધિપૂર્વક તે ચિત્રસર્જન કરે છે. રંગોનો લયવિલય અને રેખાઓના આરોહઅવરોહ તથા ડોલનો અથવા વિસ્તાર ખેલતી આંગળીઓનું નૃત્ય તમને જુદો જ આહ્‌લાદ આપશે. ચિત્રકાર તમને રંગોના મેળ અને વિરોધથી થતી વિવિધ અસરોની વાત કહી શકશે. તેમાં પોતાનાં અને જગતના ચિત્રોનું શું આકર્ષણ છે, શા માટે તે અમરકૃતિઓ બની છે તેની વાત કહેશે. તેણે જોયેલા કલાતીર્થો અને કલાકારોના રસમય કિસ્સા કહેશે અને તમારી સહૃદયતા અને મિત્રતાથી તે આર્દ્ર બનશે તો સામે આવીને તમારા ખંડમાં કે ગૃહમાં કલાની પ્રસાદી પહોંચાડશે. તમારા મિત્રોમાંથી તમારા બાળકોનું પ્રિયપાત્ર તો કલાકાર જ બની રહેશે. કારણ કે, એ વયમાં મનુષ્યની સ્વાભાવિક ઊર્મિઓ સજીવ હોય છે. પાછળથી સંસારના બીજા વિષયો અને પ્રયોજનવાળા ધંધાઓ તેને કચડી નાખે છે. પણ કલાનું મોટું પ્રયોજન તો માણસને સચેત રાખવાનું છે, તે વિસરાઈ જાય છે, એટલે તેની ખોટ પૂરવાને પણ કલાકારનું સામિપ્ય સંસારને માટે સૌથી મોટું પ્રયોજન છે.

તમે નહિ ધારેલી ક્ષણોમાં અને પદાર્થોમાં તે સૌંદર્યદર્શન કરાવશે. રોજના જીવનમાં હાલતાંચાલતાં માનવ પાત્રોના અભિનયો, ચેષ્ટાઓ અને મુખોર્મિઓ તેની સંગે જોવાની તમને ટેવ પડશે. અચાનક ડાળી પર આવી બેઠેલું પક્ષી કે આકાશમાં રંગે ભડકી રહેલી વાદળી નીરખતાં તમને ભાન કરાવશે કે સૃષ્ટિના ખરા વૈભવો કુદરતે કેવી ઉદારતાથી ચારેકોર બિછાવી દીધા છે. પણ ઉપાસક કે રસિકની દૃષ્ટિ મેળવ્યા વિના એ બધું વેડફાઈ જાય છે, જીવન રંક અને ક્ષુદ્ર બની જાય છે.

એક વખત યુરોપના રાજાઓ અને અમીરોમાં રિવાજ હતો કે કોઈ નિષ્ણાત કલાકારને પોતાને ત્યાં જીવનભર નિભાવી રાખે. ફ્લોરે-

ન્સના મેડિસી કુટુંબના શરાફોએ એક એક મહાન કલાકારની વૃત્તિઓ અપનાવી ફ્લોરેન્સના નગરસૌંદર્યને જગપ્રસિદ્ધ કર્યું. મુગલ બાદશાહો તો કલાકારોને સંગમાં લઈ પ્રવાસો કરતા અને કોઈ અજબ પ્રસંગ, પ્રાણી કે માનવીનાં ચિત્રો કરાવી લેતા. પોતાના શોખનાં પુસ્તકો માટે સુંદર ચિત્રો કરાવતા. માનવીની કથાઓ અને ઇતિહાસ ચિત્રોમાં ઉતારવાની પ્રેરણા આવા કલાપ્રેમી નરશ્રેષ્ઠો અને તેમના કલાકારોને છે. આજે તેમની સત્તા કે રાજ્યસમૃદ્ધિનું નામનિશાન નથી રહ્યું. રહ્યું છે કલાકૃતિઓ સાથે તેમનું અને કલાકારનું સર્જન.

છતાં કલાકારે કદી જગતના દ્રવ્યભંડારીઓની હરીફાઈ કરવા ઇચ્છા કરી નથી. તેમને તો જોઈએ છે સુખચેનપૂર્વક તેમની કલાની સાધના અતૂટ રહે એટલી સગવડો, સ્થાન અને જરૂરી સંપત્તિ. કલા અવિરત ઉપાસના માગે છે. ચિત્તની તન્મયતા કર્યા વિના ભવ્ય કલાકૃતિ થઈ શકતી નથી; પણ એક વાર તેની સમાધિ લાગી એટલે કલાકાર જગતના વૈભવો તરફ બેપરવા બની જાય છે. એ અવસરે તેના પ્રશંસકો અને તેની કલાના ભોક્તાઓનું કર્તવ્ય રહેશે કે તેના યોગક્ષેમની પૂરતી કાળજી રાખવી. એટલું થઇ શકે તો કલાકાર કામદુધાની પેઠે સંસારને પોતાની આત્મવિભૂતિનો પૂરો પ્રસાદ અર્પી શકશે.

જર્મની, ફ્રાન્સ, ઇટાલીએ મહાન ઐતિહાસિક યુદ્ધો દરમ્યાન પણ પોતાની કલાસમૃદ્ધિનું રક્ષણ કરવા કડક કાયદા કર્યા છે. એમાં કોઈ પણ નિમિત્તે તેમની કલાકૃતિઓ બીજા દેશમાં દંડરૂપે પણ આપી શકાય નહિ એવું વિધાન છે.

આટલે દરજ્જે કલાને રાષ્ટ્રીય મહત્તા આપનારા મુત્સદ્દીઓએ જરૂર આ બાબતમાં કલાકારોનો અનુરોધ સ્વીકાર્યો અને તેમનાં રાષ્ટ્રીય માનસન્માનનો પૂર્ણ સ્વીકાર કર્યો. કલાકારો રાષ્ટ્રીય સંસ્કૃતિ અને રાષ્ટ્રાભિમાનમાં આજના યુદ્ધમાં જે ફાળો આપી રહ્યાં છે, તેના

દૃષ્ટાંતો રશિયા, અમેરિકા અને ઇંગ્લેંડ ખૂબ જ બતાવી રહ્યા છે. કલાકાર દુનિયાને કદિ ભારરૂપ રહ્યો નથી, પણ તેણે વિસરાતી સંસ્કૃતિ અને જીવનઘટનાઓનો સંચય કરી જગતને ઋણી બનાવ્યું છે.

જ્યારે એકાદ વ્યક્તિમાં કલાનો પ્રાણ ધબકી ઊઠે છે, ત્યારે તે ગમે તે પ્રવૃત્તિમાં સંશોધન, હિંમત અને આત્મતેજ પ્રકાશી શકે છે. બીજાઓને તેના કાર્યમાં આકર્ષે છે. તે વિક્ષોભ કરે, ઉથલપાથલ કરે, કે નવપ્રકાશ પાથરે, પણ નવા માર્ગો તો જરૂર ઉઘાડે છે. કલાદૃષ્ટિહીન જનો એક કિતાબને સમાપ્ત ગણે છે. ત્યાં એ નવાં પ્રકરણો ઉમેરે છે.

કલાકારના અસ્તિત્વ વિના જગત જડ થઈ જાય, પણ તેની હાજરીથી જગતમાં સૌંદર્ય રેડાય, કારણ કે તે પોતે રસભોક્તા છે અને બીજાને રસ પાનારો છે. ચિત્રકાર અને શિલ્પકાર હોય તે જ કલાકાર એવું ન સમજવું. ગમે તે સાધનદ્વારા કલા કરી શકાય. માત્ર તેની કૃતિમાં જ તેને નિજાનંદ મળે ત્યારે, બહારથી નહિ.





૩૦

## મુંબઈ કલાપરિષદનું ભાષણ

માનવ જાતનાં કાર્ય અને ભાવના અને એના ઉપકરણની જેમ કલાથી એકતા આવે છે. કલાથી એનું સર્જન થાય છે. અરે! કલાથી જીવન અને ચિંતનની પરિશુદ્ધિ મળે છે. કલા નકારાત્મક––શૂન્ય સ્થિતિ નથી, માયા નથી, કલા જ સત્ય સ્વરૂપનું દર્શન છે. જેમાં માનવ માનવનો સ્પર્શ કરે છે અને એવી સ્થિતિમાં એ વસે છે જ્યાં અર્થકૃતોની કશી કિંમત નથી, કલાની ઉપાસના કરનાર તેમ જ કલાનો સમાદર કરનાર બન્ને ઉન્નતગામી બને છે. કલાની આવી મારી સાદી ભાવના સાથે મહાનંદ અને ગર્વનો પ્રસંગ છે, કે જે સત્યનો અનુભવ મારા જીવનમાં મને થયો તેની મુંબઈના અને અન્ય સ્થળોના કલાકારોના બંધુત્વ અને સહકારથી કાંઈક સિદ્ધિ જોવાની મળશે. અને એમની શુભેચ્છા અને શ્રદ્ધામાં આશ્વાસન લઈને મારી ફરજ બજાવી શકીશ,' તેમ જ એમને માટે કાંઈ થઈ શકે તે કરવા પ્રયત્નરત રહીશ.

આવા સંમેલનનું પહેલું બયસ્થાન એની સંકુચિત પ્રાંતીયતા અને કલાના વાડા અંગે છે. મારી સમજ પ્રમાણે આવી મનોદશાનું કારણ ધંધાદારી હરીફાઈની પામર સ્થાનવૃત્તિ અથવા કીર્તિલોભ, પ્રસિદ્ધિ અને શ્રીમતો કે રાજસત્તાની ખુશામત સિવાય બીજું ન જ હોય.

જ્યારે કોઈ પણ કલાકાર આવી વૃત્તિમાં ફસાઈ પડે છે ત્યારે સર્જક તરીકે એની પ્રતિભામાં અને માનવજાતના કલ્યાણકર્તા તરીકેની એની પદવી ઉપરથી એ જરૂર નીચે પડે છે. ભલે પછી એણે ગમે તેટલો મહાન તાત્કાલિક લાભ મેળવ્યો હોય, કલાના ઇતિહાસમાં તો તેની આધ્યાત્મિક સફળતા અને પ્રભાવની જ નોંધ લેવામાં પૈસાની પ્રાપ્તિ એ કસોટીમાં ભાગ્યે જ નોંધાશે. પદવી અને કીર્તિના લોભે ઘણા ય કુશળ નરોએ તેમની દૈવી ચેતના ગુમાવી છે. અને તેમની પાસેથી બીજાઓને માર્ગદર્શન આપનારું કે પ્રેરણાદાયી તત્ત્વ તેઓમાં રહેતું નથી.

આજના કલાકાર અને સમાજ માટે બીજું દુર્ભાગ્ય તો હિંદની પ્રાચીન સમૃદ્ધ સંસ્કૃતિનો ભયંકર નિરાદર કરે છે. કોઇ પણ દેશનું સાચું કલાતત્ત્વ પરદેશની એકાએક આબાદીનું ફળ નથી. દેશના સ્વભાવ અને સાધનમાંથી ક્રમેક્રમે કાળાંતરે જન્મ પામી વિકસેલું એ ભૂમિનું પત્ર પુષ્પ છે. એ વૃદ્ધિગત રહે તો અનેક શાખાઓમાં વિકસે અને પોતાપણું જીવતું રાખી શકે.

## સહૃદયતાથી કરેલું આલેખન

ચિત્ર, શિલ્પ, ફોટોગ્રાફ અથવા દૃષ્ટિથી જે સર્જનમાં આનંદ લઈ શકાય છે તે સહુએ જીવનને સ્પર્શ કરવાનો છે, અને સર્જકમાં તીવ્ર સંવેદનનો અનુભવ હોય તો જ એનામાં જીવનને સ્પર્શ કરવાની શક્તિ આવી શકે. આ તત્ત્વ કલાનો એક નમૂનો આપે છે. પછી એ નમૂનો ભલે શ્રેષ્ઠ હોય કે સામાન્ય, એમાં પીંછીની કારીગરી હોય કે રેખાની ચાતુરી હોય, નાનો હોય કે મોટો, સુશોભિત હોય કે વાસ્તવદર્શન હોય. સાચા સંવેદનની એક સહૃદયતાથી કરેલું જીવનનું આલેખન અને કથન વા રજૂઆત કોઈ પણ કૃતિને ચિરંજીવ રાખશે.

—પાર્વત્ય શિલ્પ અને ચિત્રના શ્રેષ્ઠ નમૂનાઓ અને (પ્રિમિટિવ) આદિમાનવની કલાના નમૂનાઓ આ દૃષ્ટિએ જ કલાની કૃતિઓ તરીકે

ઈચ્છ્યા છે. મારે કહેવું જોઇએ કે કલાકારોએ હિંદુસ્તાનના પ્રજાજન તરીકે આપણા દેશની કલા સમૃદ્ધિને સાચી ભક્તિ, અભ્યાસ અને કદર આપવા જોઇએ. પોતાની ભૂમિની કલાનો મર્મ અને સંદેશો પામવાનો પ્રયત્ન કર્યા વિના અન્ય દેશની કલાની આરાધના અને સેવા કરવા જનાર કલાકારના પાપનો બચાવ થઈ શકે નહિ. રાષ્ટ્રિય ભાવનાવાળા કોઈ પણ માબાપ પોતાનાં બાળક સ્વભાષા બોલી કે સમજી શકે તે પહેલાં અન્ય ભાષા શિખવવા જતાં નથી. તમને જો યાદ હોય તો થોડા દિવસ પર જ બોમ્બે આર્ટ સોસાયટીનાં પ્રદર્શનના પ્રારંભના દિવસે સર કાવસજીએ કહેલું કે, 'હિંદની કલાના વારસાની સમૃદ્ધિ જ શિલ્પમાં છે. 'તે ફરી વાર અપનાવેલી જોવાને એ આતુર હતા. જે નમૂનાઓ હિંદની સંસ્કૃતિના ભૂતકાળના અવશેષની જેમ યુવાન વિદ્યાર્થીઓના અભ્યાસના ખરા સાધનો છે. પૂર્વ અને પશ્ચિમની કલાના સારા અભ્યાસીના આ શબ્દોમાં મારે કશું ઉમેરવાનું નથી.

## મુંબઈના જુવાન કલાકારો

કમનસીબે આવો શ્રદ્ધાન્વીત નિયમ મુંબઈના જુવાન કલાકારો પાળતા નથી. જે વિદેશી કલાકારોને આપણા યુવાનોને શિક્ષણ આપવા વખતોવખત બોલવામાં આવે છે તેઓએ હિંદી સંસ્કૃતિ પ્રતિ યોજનાપૂર્વકની બેદરકારી અને પ્રમાદ કેળવ્યા. એનું પરિણામ એ આવ્યું કે આજે આપણી સામે કલાકારોની એક નવી દુનિયા ખડી થઈ, કે જેઓ પોતાના દેશની કલાને અપરિચિત અને વિચિત્રતા માને છે. અને જેઓ સર્જનામાં એક પ્રકારની ભ્રાંતિ ઊપજાવી રહ્યા છે જેમાં રાષ્ટ્રના જીવનની કોઇ પણ ભાવના સાથે સંગતિ નથી. પરદેશી કલાકોવિદોના શાસનમાં રહી સંસ્કાર, સાહિત્ય કે કલાની મારી ભાવનાની સાથે જરાય મેળ ખાય નહિ એવી રીત અને નિયોજન હસ્તગત કરવામાં મેં ઘણા વર્ષો બગાડયાં છે. અને એ બધું ભૂલી જઈ મારા દેશની અને એની પ્રજાની સંસ્કૃતિનો હજારો વર્ષોનો આ

રસ્તો જે એક જ કલા સાધનાના દુર્ગને સર કરવાનો માર્ગ હતો તે પામવા મેં બીજાં એટલાં જ વર્ષો ગાળ્યાં છે.

એમાં બધો દોષ આ વિદેશી કલાકોવિદોનો હતો એમ હું કહી શકું નહિ. પોતાના દેશની કલાને અનુકૂળ એમના કસબની તેમનામાં સિદ્ધિ હશે; પરંતુ પોતાના દેશમાં જે તત્ત્વો ઉત્તમ રીતે ઊગી નીકળે તે તત્ત્વો અન્ય દેશના જીરસાયન વગર શી રીતે કશું ફળ આપી શકે? પોતે એ રંગ, રૂપ અને ચેષ્ટાનું ભાન અને પ્રગટીકરણ એના દેશની કલામાં જીવંત વાતાવરણ ઉત્પન્ન કરે છે. પરંતુ કલાના હિંદી વિદ્યાર્થીને મારનાં એ માત્ર અનુકરણ જ છે. અને તેનાં પ્રયત્નોમાં એનો શિક્ષક જ કલાનો પરમ ગુરુ બની રહે છે.

કલાકારોનું જીવંત વાતાવરણ, આર્ટ—એકેડેમીઓ, મ્યુઝિયમો તેમ જ યુરોપના કલારસ્વામીઓનો સંપર્ક અને વારસો હિંદુસ્તાનમાં હોતાં નથી. તેથી યુરોપમાં કલાના અભ્યાસીની જેમ હિંદી કલાના અભ્યાસીમાં જાગૃત થયેલું મિશ્રનભાન અને ભાવના કચરાઈ જાય છે. અને સામાન્ય વિદ્યાર્થીને તો એના ઉચ્ચતર અભ્યાસ માટે યુરોપ જેટલી તાકાત હોતી નથી. એને માત્ર ઉપજીવી યુરોપી કલાકારનું જીવન જીવવાનું રહે છે. જ્યાં વારેવારે એના વિદેશી હરીફો કરતાં એની કલા ઊતરતી કક્ષાની રહે છે. એનું ભાન એને કરાવવામાં આવે છે. મને શ્રદ્ધા છે કે હિંદી અભ્યાસીને યુરોપ અભ્યાસ કરવાની બધી સગવડ મળતી હોય તો એ કોઈ રીતે ઊતરતો કલાકાર નિવડે નહિ. પરંતુ જેમ શિક્ષણમાં તેમ કલામાં એવી પ્રકૃતિ અખત્યાર કરવામાં આવી છે કે હિંદની કલા સંસ્થાઓ એવા સિદ્ધહસ્ત કલાકારો ઉત્પન્ન કરી જ ન શકે કે જેથી યુરોપની કલાનો પ્રભાવ અને સરસાઈ જળવાઈ રહે. આ નીતિનો વારસો એ જ આપણી લઘુમંથી, Inferiority Complex એમના યંત્રો અને યંત્રવત્ સંસ્થાના વિભાગો ચલાવવા આપણને હંમેશાં કલાકાર અને કારીગરો મળશે, પરંતુ

હિંદી કલાકારીગરીની પુનર્રચના કરી શકે એવો સર્જક પુરુષ આપણને મળી જ શકે નહિ.

## "ડ્રોઇંગ"

શાળાઓમાં લેવાતી ડ્રોઇંગની પરીક્ષા પણ એક જ ઢબ છે. કારણ કે વર્ગના કલાશિક્ષકોને એક જ જાતની બીબાંશાહી પદ્ધતિનું અનુકરણ કરતાં શિખવેલું હોય છે. મેટ્રિકનો એવો કોઈ વિદ્યાર્થી ભાગ્યે જ મળે જેને એના દેશના રંગોની સજાવટ અને સૌંદર્યનું ભાન હોય. ગ્રીક અથવા રોમન કલાની પ્રશસ્તિઓ કરતાં માત્ર એને શિખવવામાં આવ્યું હોય છે. આથી કરીને આખા પ્રાન્તની એક માત્ર સરકારી શાળા ઇંગ્લંડની કોઈ નાના શહેરની માધ્યમિક કલાશાળાની સરખામણીમાં પણ ઊભી રહી શકે નહિ. કલાપ્રદર્શનોમાં જે ચિત્રો આપણે વર્ષોવર્ષ જોઈએ છીએ તે અમેરિકા અને યુરોપના સામયિકોમાં છપાતા સામાન્ય કોટીનાં ચિત્રો કરતાં સ્હેજ પણ સારા નથી હોતાં. આ અનુભવની સાબિતી માટે હું તમને ફક્ત દશ જ ઠીક લાગે-ઉત્તમપણા કહેતો નથી-ચિત્રો ચૂંટી કાઢવાનું કહું છું. જે વીસ વર્ષ સુધી આપણા આદર ટકાવી શકે. આ શિક્ષણ પદ્ધતિ જે થોકબંધ કલાકારો તૈયાર કરે છે તેઓએ કલાના સાચા પ્રતિનિધિ હોતા નથી. (નહિવત અપવાદ સિવાય) તેથી હિન્દુસ્તાનને કમાણીનું ક્ષેત્ર બનાવીને રહેલા વિદેશી કલાકારોની હરીફાઈમાં પણ ભાગ્યે જ ઊભા રહી શકે છે.

## દૃષ્ટિ કેળવો

કાશ્મીરથી કન્યાકુમારી અને કાઠિયાવાડથી કલકત્તા સુધી મોટી રકમો આપી વિદેશી કલાકારોને પોષતા શ્રીમંતો અને રાજાઓ વિદેશી આગંતુકો પાછળ સેંકડો નહિ પણ હજારો અને લાખો રૂપિયા ખર્ચે છે, જ્યારે હિંદી કલાકારને જીવતર વીતાવવા જેટલું ય સાધન હોતું નથી. કલાના પુરસ્કર્તાઓએ આ જોવાનું છે. પરંતુ કેળવણી ખાતાએ એના ગ્રાહકો આ દેશની સૌંદર્યભાવના અને

કલાસિદ્ધિઓ તરફ નજર ફેરવતાં શિખવ્યું હોત તો અજન્તા અને ઈલોરાની ગુફાઓ કોરી શકે એવા, રામાયણ અને મહાભારતને ચિત્રમાં ઉતારે એવા, રાજપૂત અને મોગલના આપ્યાં એવાં સ્થાપત્ય આપી શકે એવા, જીવનની નાની નાની જરૂરિયાતની વસ્તુઓમાંથી પણ સૌંદર્યભાન જાગૃત કરાવે એવા હુન્નરો કલાકારો આપી શકત. આ ગૅરયાની એ ફરજ છે કે આ દેશના કલાકારોનો યોગ્ય સત્કાર થાય, અને એ પગભર થઈ શકે.

આપણું કેળવણીખાતું અને કલાખાતું આ પ્રશ્નનો યોગ્ય ખુલાસો કરી શકશે? જે સંસ્કૃતિ અને આદર્શોના આપણે વારસો છીએ તેમણે જ આ પ્રશ્ન પોતાની જાતને પૂછીને, એકત્ર થઈને એના જવાબમાં જે કાંઈ કરવાનું છે તે કરવા મંડી જઈએ, એને માટે વખત નથી આવ્યો શું? કલામાં આજની શિક્ષણપદ્ધતિ માધ્યમિક કોટિની છે અને ઉચ્ચ કક્ષાના કામ માટે તેમ જ સ્વતંત્ર સ્ટુડિયો ઊભો કરવા જેટલી શક્તિ મેળવવા એને આ પદ્ધતિ ઉપરાંતનું કામ કરવાનું રહે છે. યુરોપમાં બધી કલાસંસ્થાઓમાં આવો ઉપક્રમ હોય છે. જ્યાં સારા અભ્યાસીઓને પોતાના અધ્યાપકો સાથે કામ કરવાની અને તેમને કામ કરતાં જોવાની, તેમની પદ્ધતિનો ઝીણવટથી અભ્યાસ કરવાની તક મળે છે.

## જીવનધ્યેય

કલા અને કારીગરી શિખવતી આપણી સંસ્થાઓમાં આવી કોઈ યોજના હોવાનુ મારી જાણમાં નથી, એટલે સર્ટિફિકેટ મેળવીને બહાર પડતા વિદ્યાર્થીને એ પોતે ઠેકાણે પડે એ માટે ઘણા પ્રયત્નો કરવાના બાકી રહે છે. મારો અનુભવ છે કે અભ્યાસના છેવટના વર્ષમાં જે વખતે વિદ્યાર્થીને એની ' કેરીઅર ' માટે દોરવણી અને માર્ગદર્શનની ખાસ આવશ્યકતા હોય છે ત્યારે એ વિદ્યાર્થી પોતાનું કામ કરવાને સાવ એકલો પડી જાય છે. એના ભવિષ્યની એને ખાતરી હોતી નથી, અને એવા

પણ દાખલાઓ છે કે જ્યાં પોતાને જીવનમાં શું કરવાનું છે એ નક્કી કર્યા વિના કલાશાળાના એ વર્ગમાંથી બીજા વર્ગમાં તાલીમ લેવામાં પંદર પંદર વર્ષ કાઢી નાંખ્યા હોય છતાં પોતાના જીવનનું ધ્યેય જરા પણ સમજ્યા ન હોય. જે કારીગરી પોતાને આવડતી હોય તે સારામાં સારી રીતે શિખવવાને લાયક માણસને મુખ્ય અધ્યાપક તરીકે નીમવામાં-આવે છે. પણ મને એવા એક પણ દાખલાની ખબર નથી જ્યાં એણે પોતે એક આખી કાર્યપરંપરા વિદ્યાર્થીઓ સમક્ષ સંપૂર્ણપણે કરી બતાવી હોય, અથવા તો છેવટના વર્ષના વિદ્યાર્થીઓને પોતાના સ્ટુડિયોમાં પોતાની સાથે કામ કરવા દીધું હોય, કે આવી પરિસ્થિતિને લીધે કલા શિક્ષણમાં કે શિક્ષણ માત્રમાં આવશ્યક એવો વિદ્યાર્થી અને શિક્ષક વચ્ચેનો જીવંત સંબંધ આથી બંધાતો નથી. તેઓ તો માત્ર સંસ્થાના હોદ્દાધારીના અભિમાનમાં જ રહે છે, અને પોતાના હાથ નીચેના વિદ્યાર્થીઓની સાથે કોઈ પણ પ્રકારનો આત્મીય ભાવ જાગૃત કરી એમના ભાવિ જીવનમાં પ્રવેશી શકતા નહિ, વળી બીજા વિષયો માટે પણ એના સરખામણીના અધ્યાપકો ન હોવાથી પ્રાંતની કલાના અભિપ્રાયો પર અને નિર્ણય ઉચ્ચારનાર એને જ ગણવો પડે. કલાશાળામાં બીજા "સ્પેશિયાલિસ્ટો" હોય. અને એકેડેમીશીઅનો, સ્કોલરો અને પ્રૌઢ કલાકારની બનેલી એક બોર્ડ દ્વારા સંચાલન થતું હોય તો આ પદ્ધતિમાં સુધારો થઈ શકે. જેથી કરીને પ્રજાની કલાભાવના તેમ જ ધંધાદારી અને હુન્નર-ઉદ્યોગની માગણીને પ્રતિનિધિત્વ મળે.

કલાશાળાને-કૉલેજનો મોભો મળે તો યુનિવર્સિટીએ કલાને જે અસ્પૃશ્ય તત્ત્વ ગણેલી છે તેને બદલે એનો અભ્યાસક્રમ દાખલ કરીને ડીગ્રીઓ આપી શકે. આ રીતે એક વ્યક્તિની ઇચ્છાને અનુસરતી પદ્ધતિમાંથી કલાને બચાવીને પ્રાંતની આગળ પડતી પ્રતિભાની દોરવણીથી ઉચ્ચ કલાની પરંપરા ચાલુ રાખી શકાય.

## શહેર અને કલા

કલાના વિદ્યાર્થીને વધુ મૂંઝવતો પ્રશ્ન તો મુંબઈમાં રહેવાનો ખર્ચ ખટકે છે. જે કદાચ યુરોપના શહેર જેટલો જ આવતો હશે, અને પાંચ વર્ષ અભ્યાસ કરી ડિપ્લોમા મેળવવાની ઉમેદવાળા યુવાનને તે ભારે બોજારૂપ છે. આનો ઉકેલ કલાશિક્ષણની મધ્યસ્થબોર્ડની દોરવણી નીચે, પરંતુ સ્થાનિક સંસ્થાઓના હાથ નીચે કામ કરતી નાની નાની કલાશાળાઓ મુંબઈ બહારના શહેરમાં કાઢવાથી થઈ શકે. આથી ગરીબ વિદ્યાર્થીઓ ઓછા ખરચાની સીડીએ અભ્યાસમાં આગળ વધી શકે અને દરેક કેંદ્ર લોકોમાં કલાભાવના જગાવવાનું સ્થાન થઈ પડે. મારો જાત અનુભવ કહે છે કે મારા નમ્ર ગૃહ નીચે શરૂઆતમાં કામ કરવાની તક મળી ન હોત તો મારા ઘણા વિદ્યાર્થીઓની કૃતિઓએ પ્રદર્શનોની ભીંત જોઈ નહોત. આ બધી યોજનાઓની ઉપર સૌથી અગત્યનું તો આખી શિક્ષણપદ્ધતિને રાષ્ટ્રિય ધોરણ પર મૂકવાનું છે. વરુને દોહીને ગાયનું દૂધ મેળવી શકાતું નથી. હિંદી વસ્તુના આયોજનમાં ગ્રીક કે રોમન નમૂનાઓ કશા ઉપયોગના નથી. એકધારા, જડ પ્લાસ્ટરના નમૂનાઓની હિંદની કલાની શ્રેષ્ઠ ગણાતી કૃતિઓ તેમ જ પ્રાણ પૂરતી કાવ્યમય રેખાઓ હિન્દી વિદ્યાર્થીઓને માટે સાચી દોરવણી રૂપ થઈ પડે. તેવી જ રીતે રંગ અને ચિત્રોમાં અર્વાચીન પીછીને આહ્વાન આપતી સૈકાઓ જૂની કૃતિઓ આપણે ત્યાં છે. આ બધાની શક્યતાઓ અને શક્તિમત્તાનો તાગ કાઢવાનો અને વિસ્તારવાનો પ્રયત્ન કરવામાં આવે તો અનુકરણ કરનાર મટીને આપણે જગતને સારી કૃતિઓ જ આપનારા બનીએ.

## પરદેશી ઉપરવટપણું

આ કામ જરાય સરળ નથી, પણ કયારેક તો એ કરવું જ પડશે. સૌથી પહેલાં તો કલા અને કલાના આદર્શો ઘડવામાં આપણે

સ્વતંત્ર થવું જોઈએ. યુરોપિયનો હિંદી સંગીતમાં માથું મારી શક્યા નથી. હજારો વિદ્યાર્થીઓ એમની કદરની દરકાર કર્યા વિના પોતાની સ્વરની આલાપન કરે જ છે, અને આમ આપણા સંગીતને આપણા રૂમરૂના વાનરવેડામાંથી બચાવી શક્યા છીએ. દરેક જણ કબૂલ કરશે કે હિંદનું સંગીત હિંદનો આત્મા રજૂ કરે છે, પરંતુ આવી જ પ્રતીતિને લઈને હિંદી ચિત્રશિલ્પનું સમર્થન કરવા કોઈ નિકળતું નથી, કારણ કે બાળપણથી જ આપણને વિદેશી રંગો, વિદેશી ચિત્રો અને વિદેશી પદ્ધતિનો પરિચય આપવામાં આવે છે, અને હિંદી કળાના શ્રેષ્ઠ નમૂનાઓ જોવાનો આપણને વખત જ મળ્યો નથી. કેટલાક દોઢડાહ્યા યુરોપિયનોએ કહ્યું હતું કે, હિંદમાં લલિતકલા છે જ નહિ. એટલે બધી કોલેજો અને એકેડેમીઓમાં આ સૂત્રને અપનાવી લેવામાં આવ્યું, અને એમના સૂરમાં ગ્રીસ અને ઇટાલીની કલાની સ્તુતિ આપણે પણ ઉમેરવા માંડીએ. યુરોપની કલાસિદ્ધિ તરફ હું આંખો બંધ રાખી બેઠો નથી, પરંતુ હિંદી વિદ્યાર્થીઓને માત્ર એ કલાનું અનુકરણ કરતા જોવા ઇચ્છનારાઓમાંનો હું એક નથી. હિંદને એનું પોતાનું વ્યક્તિત્વ છે અને એની કલાનો આદર્શ ભૌતિક સપાટી પરના અનુકરણમાં નથી. હિંદની કલા આધ્યાત્મિક ભૂમિકા ઉપર જાય છે અને વિવિધતામાં એકતા જુએ છે.

## આટલું તો કરવું જ જોઈએ

સંવાદિતા, રચના, પ્રતીક અને સંયોજન દ્વારા એ સંગીત, નૃત્ય અને ચિત્રમાં એ નિરાકારને આકારમાં ઉતારવાનો વિરલ પ્રયત્ન છે. રૂપ નિરૂપણ અને પરંપરામાં સનાતન તત્ત્વને ગ્રહણ કરવાનો એમાં પ્રયત્ન છે, એથી હિંદમાં કલાની સમાપ્તિ પ્રદર્શનો, સુશોભનો કે બજારની કિંમત ઉપર નથી. જીવનમાં એનો અનુભવ કરવાનો હોય છે અને જીવનના ચેતન સ્પર્શથી કલાને પરિપૂર્ણ કરવાની છે. અહીં મુંબઈમાં હિંદી કલાના કેટલાક સારા સંગ્રાહકો છે. જાહેર મ્યુઝિયમ છે પણ એનો

સુયોગ્ય પ્રયોગ કરનાર શક્તિશાળી કલાકાર કોઈ નથી. અને આશ્ચર્ય થાય છે કે બીજા પ્રાંતો કરતાં એલીફંટા, ઇલોરા અને અજન્તા મુંબઈની ઘણાં નજીક છે, છતાં આપણા ચિત્રકારો અને કલાકારોને એ ભવ્ય, અને ઉદાત્ત વીરતાભરી કલા અપનાવવાનું આકર્ષણ કેમ નથી થયું? હિંદી કલાનું નૂતન પ્રાણ પૂરવાનું કામ એક ઉદયશંકર અથવા તો સ્વર્ગસ્થ અમૃતશેરગીલ ને જામીનીરોય, રૂકમીનીદેવી જેવા માટે લખાયેલું રહ્યું છે. તેમના પહેલાં એકોત્તેરમા વર્ષમાં પ્રવેશેલા બંગાળના સમર્થ ચિત્રકાર શ્રી. અવનીબાબુને પ્રથમ અર્ધ્ય ધરે છે, એમની અનેક હિંદી પરંપરાની કાવ્યમય મૌલિક ચિત્ર કૃતિઓ માટે અંજલિ આપું છું. ટાગોર બંધુઓએ હિંદી કલાને છવંત માત્રની યાંત્રિક નકલ કરવાના કાનૂનોમાંથી મુક્ત કરી છે અને નવીન માર્ગ કાઢયો તેનો અભ્યાસ કરવાનું એ મુંબઇને પ્રથમ સૂઝયું નહિ એ શોચનીય હકીકત છે. સ્વ૦ ઈ. બી. હાવેલ જેવા સમભાવી યુરોપી કોવિદો આપણને મળ્યા છે; જેણે હિંદી કલાને હિંદની સંસ્કૃતિની જાગૃતિ માટે હિંદી નમૂનાઓ આવશ્યક ગણી પોતાના અભ્યાસક્રમમાં એને દાખલ કરતાં કશી માનહાનિ જોઈ નહોતી, એ માટે એ ચિરસ્મરણીય છે. વિદેશી કલા-કોવિદોના સ્વીકારને દરકાર્યા વિના શાંતિનિકેતને હિંદી ચિત્રકલા માટે જગતભરમાં પ્રસંશા મેળવી છે. મુંબઈના કલાકારો જાગૃત થયા હોય તો (અને હું માનું છું કે તેઓ જાગૃત થયા છે) એમણે આ બાબતમાં માર્ગદર્શક થવું જોઈએ, અને આ બાબતમાં સરકાર બેધ્યાન રહે તો પણ મુબઈ અને મુંબઈ ઇલાકામાં કલાના પ્રદેશમાં સર્વાંગી નવરચના કરવાના પોતાના ધર્મકાર્યને વળગી રહેવું જોઈએ. એકાગ્રતા અને આપભોગની જરૂર પડશે. સહકાર અને સમભાવની ઘણી અગત્ય છે. અને પ્રજાના સહકાર અને સંપર્ક એમણે મેળવવા પડશે, કારણ કે છેવટે તો કલાના અંતિમ પુરસ્કર્તા તો એ જ છે. ચિત્રકારો, સુશોભનકારો, શિલ્પીઓ, ફોટોગ્રાફરો દરેક કલાના કારીગરો —આપણે બધાએ આપણા પુરસ્કર્તાની બધી જરૂરિયાતો પૂરી પાડવાની

છે. એના જીવનને આનંદમય, સંતોષી સર્જનની ભાવનાથી પૂર્ણ કરવાનું છે, અને મને ખાતરી છે કે આ રીતે આપણે કલા અને સંસ્કૃતિના પૂજારીઓ હોવાનો દાવો સિદ્ધ કરી શકીશું. આપણે એમની સાથે રહી એમની આશા અને આકાંક્ષાઓને આપણે સર્જનમાં મૂર્તિમંત કરવાની છે. દરેકને માટે જીવન વધુ સમૃદ્ધ કરી આપવાનું છે. ભવ્યતા અને ભક્તિ બધુંય સિદ્ધ કરી શકશે.

ગમે તેવી મુશ્કેલીઓ નડે તોય બીજાઓ પ્રત્યે અનાદર કે રોષ વિના આપણે ભેગા પ્રયત્નોથી આ પ્રશ્નોના નિરાકરણ માટે પ્રયત્ન કરવાના છે.

જીવનમાં જે કાંઈ શુભ છે–પ્રેમ, ઐક્ય, એકાત્મભાવ, રચના દૃષ્ટિ, ધૃતિ અને સંસ્કાર, એ બધાની સાથે કલાની એકવાક્યતા છે.

આપણાં કાર્યો સમતા અને ખેલદિલીથી કરતા રહી આપણે કલાકાર છીએ એ બતાવી આપવાનું છે. સાચા સિદ્ધાંતો ઉપર ઊભા રહી અન્યાય અને દૈન્ય સામે પોકાર ઉઠાવવાનો છે અને આપણી સામે મુકાતા આક્ષેપોને એટલી જ સ્વસ્થતાથી શિસ્તમાં રહીને ઝીલવાની શક્તિ કેળવવાની છે. અને એ રીતે જ આપણે પરિષદનાં ધ્યેયો વધુ અમલી અને સફળ બનાવી શકીશું.





૩૧

## અભિનવસખી

અમદાવાદના ફોટો-કલાકારોએ પોતાની કલાત્મક ફોટોગ્રાફી વડે હિંદભરમાં તેમ જ હિંદ બહાર પણ પોતાનું સ્થાન અત્યાર પહેલાં મુકરર કરી લીધું હોઈને એ જ ગુણવત્તા પર તેમની પ્રતિનિધિરૂપ સંસ્થા 'નિહારિકા કલબ' તાજેતરમાં લંડનની રોયલ ફોટોગ્રાફિક સોસાયટી સાથે જોડાણ પામી છે. આ કલબ દ્વારા ફોટોગ્રાફીની કલા વિકસાવવા તથા તે પ્રત્યેનો રસ કેળવવા માટે જે પ્રયત્નો થઈ રહ્યા છે તે ગુજરાતના સંસ્કાર જીવનને આપવામાં પોતાનો ઉચિત ફાળો નોંધાવી રહ્યા છે તેમ કહી શકાય. ઈ. સ. ૧૯૩૯માં પ્રથમ અ. હિં. ફોટોગ્રાફિક પ્રદર્શન ભરવાની હિંમત કર્યા પછી અને પોતાનાં શ્રમ અને નિયોજક બુદ્ધિ તેમ જ જાહેર પ્રજાના સત્કાર પછી આ સાલ તા. ર૭મીથી ૩૦મી સપ્ટેમ્બર સુધી એવું બીજું અ. હિં. પ્રદર્શન ભરવાનો ઉપક્રમ એણે હાથ ધર્યો છે. ફોટો-કલારસિક નિમંત્રિત ગૃહસ્થોની હાજરી વચ્ચે મંગળવાર તા. ર૬મીની સાંજે ૭-૩૦ વાગ્યે તેની ઉદ્ઘાટનક્રિયા કરવામાં આવી હતી.

### વિષય અને વિચારની મૌલિકતા

અત્યારે તો પશ્ચિમના એકાદ ચોપાનિયામાં જે વિષય કે જે પ્રકારનું ચિત્ર સંવિધાન નજરે પડ્યું છે તેનું અનુકરણ કરવાની આપણે

ત્યાં ફેશન ચાલે છે, અને આ પ્રદર્શનના મોટા ભાગનાં ચિત્રો તેની સાક્ષી પૂરશે. કોઈ પણ પાશ્ચાત્ય વ્યક્તિ એ જુએ તો એમ કહ્યા વિના ન રહે કે આ અમારી ચોરી કરી છે. અલબત્ત, નિહારિકા કલબના કેટલાક સભ્યો વિષય તથા વિચારની મૌલિકતા દર્શાવી રહ્યાં છે, પરંતુ સમગ્રતયા આપણે આપણી પોતાની સંસ્કૃતિ તથા જીવન-પ્રણાલિકા પ્રત્યે ઉદાસીન રહ્યા છીએ. યુરોપના એક ફોટોગ્રાફરે આવીને અમદાવાદનાં શિલ્પસ્થાપત્યની એવી નવી જ દૃષ્ટિપૂર્વક ફોટોગ્રાફી કરેલી છે, જે આપણને નથી સૂઝી. આપણી આસપાસ જીવાતા અને પળે પળે બદલાતા જતા જીવનને ઝડપી લેવાની પણ આપણને કશી પડી નથી. હું સાચું કહું છું કે ચિત્રકારો એવા મહાન કાર્યને પહોંચી વળી શકે તેમ નથી. એ કામ તો ફોટોગ્રાફરોએ જ કરવાનું રહ્યું. એ પણ એક પ્રકારની દેશસેવા છે.

## કલાનાં મૂળતત્ત્વો

ફોટોગ્રાફી કરનારે કલાનાં મૂળતત્ત્વો જાણવાં જ જોઈએ, એ વિના એની યાંત્રિક કલા સફળ ન થઈ શકે. આ બાબતમાં મુંબઈના કેમેરા વિક્ટોરીયાલીસ્ટોના મંડળનો માનભર્યો ઉલ્લેખ થવો ઘટે છે. ચિત્રકાર કે શિલ્પીની જે દૃષ્ટિ હોવી જોઈએ એ જ ફોટો-કલાકારની હોવી જોઈએ. એકલા નાક ઉપર 'લાઈટ' આવ્યું એ જ બસ નથી. ચહેરાની એકેએક રેખાનો એણે અભ્યાસ કરવો જોઈએ. એ જ રીતે કોઈ પણ ફોટોગ્રાફ રેખાઓમાં જ દોડતો હોય છે. જોનાર જ્યારે જુએ છે ત્યારે તેની દૃષ્ટિ રેખાદ્વારે આખું ચિત્ર જુએ છે. એ રેખાઓ પર દોડતી દૃષ્ટિની ગતિ જ્યા પળવાર થોભે, આહ્લાદ પામે ત્યાં જ ચિત્રનું સાચું કલાહાર્દ રહેલું હોય છે. ફોટો-કળાકારે સૌન્દર્યના કદરદાન થવું જોઈએ એટલું જ નહિ, પરંતુ એની આંખ શિકારીની હોવી જોઈએ અને કોઈ પણ ખૂણે રહેલું સૌન્દર્ય ઝડપી લેવાની તેની તાત્કાલિક વૃત્તિ તથા ફરજ રહેવાં જોઈએ.

## એકલી ચાંપો દબાવ્યે શું વળે ?

'ટેકનીક' એ અલબત્ત મહત્ત્વની છે, પરંતુ ચિત્ર પાછળના વિચાર કરતાં તેનું સ્થાન ગૌણ છે. હવે તો એવા કેમેરા પણ નીકળ્યા છે કે બધું 'પ્રોસેસિંગ' આપમેળે જ તેમાં થઈ રહે છે અને 'કરેક્ટ એક્સપોઝર' સુદ્ધાં આવી રહે છે, ચિત્ર ઝડપનારને માત્ર ચાંપ જ દબાવવાની રહે છે. પરંતુ વિષય કે વિચારની મૌલિક અને કલાત્મક દૃષ્ટિ નહિ હોય તો એકલી ચાંપો દબાવ્યે શું વળવાનું છે ? પ્રભાતના પહોરમાં અહીં સાબરમતીને કાંઠે કાંઠે તમે ફરવા નીકળો, તો એ પાણીમાં જાણે મોતી ટાંક્યાં હોય તેવું પ્રકૃતિસૌન્દર્ય નજરે પડે છે. પરંતુ એ સૌન્દર્યને કેમેરામાં ઝડપવાની તક કોણે લીધી છે ? 'લેન્ડસ્કેપ'ની ફોટોગ્રાફીમાં આપણે અનેકગણા પાછળ છીએ. આપણે ત્યાંના ફોટોગ્રાફરોમાં મિ. નલાવાલા કે મિ. રતનાગર જેટલી એ કલા કોઈને સુસાધ્ય નથી એમ કહીએ તો ચાલે. જોકે, એ કલા અઘરી છે અને 'ફોરગ્રાઉન્ડ' અગાડી પથરાયેલા વિશાળ દૃશ્યને કલાત્મક ચિત્રરૂપે બનાવવામાં પ્રતિભાની જરૂર રહે છે. પરંતુ આપણે જોઈશું તો પશ્ચિમના ફોટો–કલાકારોએ એ કલા એટલી હદે હસ્તગત કરી છે કે એમનાં ચિત્રો ઋતુ ઋતુના પણ ખ્યાલ સુદ્ધાં આપી શકે છે.

### અંગ મરોડનો અભ્યાસ

પાત્ર સંયોજન 'ફિગર કોમ્પૉઝિશન'ની બાબતમાં પણ પશ્ચિમથી આપણે અનેકગણા પાછળ છીએ. ત્યાંના વસ્ત્રોમાં કે ત્યાંની અદામાં જે ચિત્ર સારું લાગે તે અહીં ન જ લાગે. વળી પુરુષની જુદી જુદી ક્રિયાઓ વખતની અંગછટા કે સ્ત્રીઓની બેસવા કે ઊભવાની જુદી જુદી રીતો અને તેના અંગમરોડને પણ અભ્યાસ કરવો જોઈએ. આપણી વચ્ચે જે રહ્યું છે એટલું જ નહિ પણ જે ભૂંસાતું જાય છે તે સુદ્ધાંતની ફોટોગ્રાફી દ્વારા નોંધ રાખવાની ફરજ ફોટો–કલાકારની છે.



## ૩૨

## અજાયબઘરનું સ્વપ્ન

અમદાવાદની જનતાના સંસ્કાર તેમ જ કેળવણી અને વિકાસ માટે એક સારું મ્યુઝિયમ હોવું જોઈએ. એ વાતનો સ્વીકાર મ્યુ. બોર્ડમાં ઘણાં વર્ષોથી થઈ ચૂક્યો છે. ડૉ. હરિપ્રસાદભાઈ આ બાબતમાં ઊંડો રસ લઈ રહ્યા છે. વિદ્વાન ડૉ. કઝીન્સે સ્ટેન્ડીંગ કમિટી પાસે વિસ્તારથી આ બાબતની જરૂરિયાત સમજાવી હતી; પરંતુ પછી તે વિષે કોઈ પણ સક્રિય પગલું લેવામાં આવ્યું હોય તેમ જણાતું નથી. તેથી તે વિષયમાં તુરત શું થવું શક્ય છે તે બાબત કેટલીક હકીકત રજૂ કરવા રજા લઉં છું, આશા છે કે આપ સાહેબ તે પર વિચાર કરી મ્યુ. બોર્ડ આગળ તેનું સમર્થન કરી ઘટિત કરવા દયાળુ થશો.

મને ઉત્તર હિંદનાં મુખ્ય શહેરો તેમ જ કલકત્તા, પટણા વગેરે સ્થળોનાં મ્યુઝિયમ જોવાની તક મળી હતી, તે પરથી મને લાગ્યું છે કે અમદાવાદ માટે એક મ્યુઝિયમ કરવું કોઈ મુશ્કેલ વાત નથી. કલકત્તાની વાત બાજુ પર મૂકતાં પટણા, અલ્હાબાદ, બનારસ, લખનૌ અમદાવાદની વસ્તીમાં તેમ જ વેપારધંધામાં ઊતરતાં હોવા છતાં ત્યાં સારાં મ્યુઝિયમો હું જોઈ શક્યો છું. તેનું કારણ ત્યાંના સ્થાનિક ગૃહસ્થો તેમ જ અમલદારોની ચીવટ છે.

અલ્હાબાદની બે લાખની વસતિ છે. છતાં ત્યાંની મ્યુનિસિપા-

લિટીએ ઑફિસમાં જ પોતાના વિસ્તારમાં પાંચ છ ખંડ ખાલી કરી આપી તેમાં, તેમ જ ચોગાનમાં મ્યુઝિયમ માટે સગવડ કરી આપી છે. ત્યાંના એજ્યુકેશનલ ઑફિસર શ્રી. વ્યાસ અને બેચાર કલા-અભ્યાસી સજ્જનોની કમિટી તેનું નિયમન તેમ જ વ્યવસ્થા જાળવે છે. હાલ માત્ર એક કલાર્ક તેમ જ પટાવાળાઓનું ખર્ચ મ્યુ. ભોગવે છે અને વસ્તુ તેમ જ રચના માટે કબાટો, અભરાઈઓ કે સાદાં છાપ-રીઓ માટે વખતોવખત સ્થાનિક ગૃહસ્થોની ઉદારતાનો આશ્રય લેવો પડે છે. આટલી થોડી સહાયથી પણ એ મ્યુઝિયમ ઘણું સમૃદ્ધ અને જ્ઞાનદાતા બની શક્યું છે. હિમાલયન ચિત્રકાર મહર્ષિ રોરીકે પોતાનાં ચિત્રોનો એક ખંડ આપ્યો છે. પ્રાચીન કૌશામ્બીની ૨૭૦૦ વર્ષ પહેલાંની અદ્‌ભુત સામગ્રી તે પ્રદેશમાંથી ખૂબ મળી છે. તે ઉપરાંત સરકારી આર્કીઓલોજીકલખાતાએ મોહેં જોડેરો, મથુરા તક્ષીલા નાલંદા વગેરે પ્રદેશોમાંથી વધારે મળેલી વસ્તુઓ પણ આપી છે. એ સિવાય તે પ્રાન્તના હુન્નરઉદ્યોગો અને કારીગરોના નમૂનાનો પણ સંગ્રહ છે, હવે તો એ એટલું બધું વિસ્તીર્ણ થઈ ગયું છે કે મ્યુ. બોર્ડે નવું મકાન કરવાની જરૂરિયાત સ્વીકારી છે.

આ દાખલો આટલા માટે આપ્યો છે કે આ શહેરની અંદર મ્યુ.નું મકાન થાય ત્યારે શી રીતે મ્યુઝિયમ બની શકે, એવા વિચારથી જો એ કામ થંભાતું હોય તો હું માનું છું કે વર્ષો લાગી જશે અને શહેરની પ્રગતિ અને જ્ઞાનવૃદ્ધિ બીજા શહેરોથી પાછળ રહી જશે.

(૧) મેં દિલ્હીમાં સરકારી આર્કીઓલોજીકલ ડિરેક્ટર સાહેબની મુલાકાત લીધી હતી, ત્યારે તેમણે જણાવ્યું હતું કે અમદાવાદમાં મ્યુઝિયમ હોય તો નવી મળેલી વસ્તુઓમાં બીજા મ્યુઝિયમ જેવો લાભ તેના માટે પણ આપી શકાશે, તેમ જ તેમની સહાય અને સલાહ, મળી શકશે. આ બાબત મ્યુ. બોર્ડ આ શહેરના યોગ્ય માણ-સોની કમિટી કરી તે વ્યવહાર સ્થાપી શકે તો તુરત ઘણો લાભ થાય તેમ છે.

(૨) આ સિવાય આ શહેરની આસપાસના પ્રદેશોમાંથી ઘણી પ્રાચીન ઇમારતોનાં ખંડેરો, જમીનમાંથી મળી આવતા લેખો, મૂર્તિઓ, સિક્કાઓ વગેરે ચીજોનો અહીંના જ મ્યુઝિયમમાં સંગ્રહ કરી શકાય. અમદાવાદની ફરતી ચાલીસ માઇલની મર્યાદામાં હજારો વર્ષની સંસ્કૃતિનાં ચિહ્નો મળશે. આજે પણ જુદે જુદે ઠેકાણે ઘણી એવી ચીજો છે, તેનો સંગ્રહ એક સ્થાને કરી શકાય.

(૩) જો મ્યુનિસિપલ બોર્ડ મ્યુઝિયમનું કામ હાથ ધરે તો તેની પ્રતિષ્ઠાથી શહેરના તેમ જ બહારના સજ્જનો પોતાના સંગ્રહો કે વસ્તુઓ જાહેર જનતાના લાભ માટે દાનરૂપે કે લોન તરીકે આપવા ખરાગ્રે કરી શકે. મને ચોક્કસ ખબર છે કે આવી ઘણી વસ્તુઓ છે કે જેનો લાભ જાહેર જનતા તેમ જ ગરીબ વિદ્યાર્થીઓ માટે મુશ્કેલ છે, તેનાં દર્શન પણ મુશ્કેલ છે. તે મ્યુઝિયમથી સરળ બની જશે.

ઐતિહાસિક ચિત્રો, લેખો, તામ્રપત્રો, પૂતળાં, રમકડાં, વાસણો, અલંકારો વગેરે એક જ સ્થાને મળી શકતા નથી, તેથી જો એક સ્થાન નક્કી થાય તો તે વસ્તુઓ ધીરે ધીરે વધારી શકાય અને વર્ષો બાદ તેની કિંમત સમજાય.

(૪) આ ઉપરાંત પ્રખ્યાત કલાકાર હિમાલયન મહર્ષિ રોરીકે મને પત્ર દ્વારા એવું જણાવ્યું છે કે અમદાવાદમાં મકાનનો સારો બંદોબસ્ત થાય તો એક હોલ પૂરતાં ચિત્રો તેઓ સ્થાયી લોન તરીકે મોકલશે. આ લાભ નાનોસૂનો નથી. તે ચિત્રોનું આકર્ષણ અને અસર જેના પર અદ્‌ભુત થાય છે, તેનો પુરાવો અમદાવાદમાં જ મળ્યો હતો.

(૫) અમદાવાદમાં જ પ્રકૃતિ મંડળ પાસે સારું એવું મ્યુઝિયમ છે, તેનો પણ મ્યુઝિયમમાં સમાવેશ થઈ શકે, અને તે દ્વારા પ્રજાને આજના પ્રકૃતિ વિજ્ઞાનનો પ્રત્યક્ષ પરિચય આપી શકાય. આ મંડળના સંચાલકો ડૉ. અસાના, ડૉ. ખરાદી, આચાર્ય હરિનારાયણ જેના

રાષ્ટ્રીય પ્રતિષ્ઠા ધરાવતા વિદ્વાનો છે, અમદાવાદને તેમની સેવા વિના-મૂલ્યે મળી રહી છે, છતાં તેઓ સગવડ મળતાં તેમની સેવા અને શક્તિ વિશેષ પ્રમાણમાં આપવા ઇંતેજાર છે.

(૬) ગુજરાતના ચિત્રકળાના સંગ્રહો મ્હૈસૂર અને ત્રિવેન્દ્રમના રાજ્યમાં "ગુજરાત હૉલ" તરીકે સંગ્રહી છે અને ગુજરાતી જનતાને તેમનાં જ ચિત્રો જોવાનું કોઈ સ્થાન નથી એ શોચનીય છે. હાલ મ્યુ. એવા કલાકારોની મુદ્દતી લોન પર પોતાનાં ચિત્રો આપણા મ્યુઝિયમને ધીરશે, અને ગુજરાત ચિત્રકળાનો ખંડ પણ ઉપજાવી શકશે. એવી મારી પાકી ખાતરી છે.

(૭) આ સિવાય મકાનનો એકાદ હૉલ કાયમનો ખાલી રાખવો, કે જેમાં વખતોવખત નાની સભાઓ તથા વ્યાખ્યાનો, અતિથિ કલાકારો કે વિજ્ઞાનવેત્તાઓના પ્રયોગો અને પ્રદર્શનો ફરતાં ફરતાં આપી શકાય.

(૮) મ્યુઝિયમના એકાદ ખંડમાં આજના ઉદ્યોગ અને કારીગરીના નમૂના અને તેની રચના બતાવી શકાય. વણાટ, રંગાટ, છપાઈ, છાપખાના વગેરે માટે પરદેશી ઘાટ, નમૂના વગેરે શિક્ષણ અને અભ્યાસ માટે મૂકી શકાય. આમા ઉદ્યોગપતિ ઘણી ખુશીથી પોતાના નમૂના આપશે.

(૯) આ જ મ્યુઝિયમની યોજના ભાવી વિસ્તારના સંકલ્પ-પૂર્વક હાલ મ્યુ. હાથ ધરે તો તુરત એક આગળ પડતા સ્થાને એક ચોગાનવાળા મોટા મકાનની જ જરૂર છે, તેમાં લાઇટ, પાણી, ચોકીદાર અને કારકૂનનો જ ખર્ચ થશે. તેની વૈજ્ઞાનિક, આર્ટિસ્ટિક રચના પ્રચારવ્યવસ્થા અહીંના સેવાભાવી વિદ્વાનો તેમ જ કલાકારોની કમિટી કરશે. તેના બીજા ખર્ચ માટે અહીંના ઉદ્યોગપતિ કે ઉદાર શ્રીમંતો પાસે મ્યુ. વતી ફંડનું ઉઘરાણું કરશે. ઉપરાંત કોઈને પોતાના ઉદ્યોગની જાહેરાત માટે બહારના ભાગમાં સ્ટોલ મૂકવો હોય તો

કમીટી તેનું યોગ્ય ભાડું લઈ ગોઠવણ કરી આપશે. આવી નાની આવકો પણ મ્યુઝિયમને ટેકા રૂપ બનશે. પ્રદર્શનો કે મેળા વખતે જૂજ ફી રાખીને પણ ખર્ચમાં મદદ મેળવી શકાશે. આટલી સાધારણ રૂપરેખા ઉપરાંત અનેક યોજનાઓ તેમાં સામીલ કરી શકાય. પણ આ પ્રગતિવાન જમાનામાં હવે આ કાર્યની ઢીલ થાય તે આ શહેરને શોભારૂપ નથી જ. બલ્કે પ્રાન્તના સારા નમૂના બહાર તણાઈ જશે તેની ખોટ પડશે. તેમ જ આજે ઉત્સાહથી કામ કરતા વિદ્વાનોનો સહકાર તેમ જ સલાહ જતા કરવાં પડશે. ગુજરાત કાઠિયાવાડના રાજાઓ પણ, આશા છે કે નમૂના અને નાણાંથી આવા જ્ઞાનદાતા કેન્દ્રને મદદ કરી પોતાની પ્રજાની કારીગરીની જાહેરાત કરશે.





૩૩

## કલારસિક સ્વ. આચાર્યશ્રી આનંદશંકરભાઈ ધ્રુવ

૧૯૨૦મા અમદાવાદની ગુજરાતી સાહિત્ય પરિષદના તેઓશ્રી સ્વાગત પ્રમુખ હતા. ગુરુદેવ રવીન્દ્રનાથ ટાગોરને તે પ્રસંગ નિમિત્તે ખાસ આમંત્રણ મ. ગાંધીજી મારફત મોકલવામા આવ્યુ હતું અને તેમણે સ્વીકાર્યું હતુ. પરિષદની સાથે ગુજરાતની કલાકારીગરીનુ પણ પ્રદર્શન કરેલુ હતું, તેની યોજનાનો કારભાર મને સોપાયો હતો. કવિવર ટાગોર સ્ટેશને ઊતર્યા ત્યારે માણસોની અપાર ગરદીમાથી મારા સ્વ. મિત્ર છોટુભાઇ પરીખે ( ગુજરાત ફોટો આર્ટગેલેરીવાળાએ ) તેમની એક સુંદર છબી લીધી અને તાબડતોબ તેનુ મોટું રંગીન એન્લાર્જમેંટ કરી બીજે દિવસે પ્રદર્શન નવ વાગ્યે સ્વ. શેઠ પુરુષોત્તમ વિશ્રામને હાથે ખુલ્લું મૂકવાનુ હતુ, તે પહેલા હાજર કરી દીધુ. એ જમાનામાં હાથના કે ખિસ્સાના સ્નેપશોટ કૅમેરાનું સ્વપ્નું પણ નહોતું. ઘોડી પર ચઢાવેલ પ્લેટકૅમેરાથી આટલી ઝડપે એ ચિત્ર તૈયાર કરવુ એ એક કૃતિકુશળતાનું દૃષ્ટાંત બન્યુ પ્રદર્શનની સન્મુખ દ્વાર ઉપર જ અમે ચિત્ર ગોઠવી દીધુ. ગુરુદેવની છેલ્લી અને ગઈ કાલની જ આવી સુંદર મોટી છબીએ દરેક જણને આકર્ષ્યા. ચિત્રકારે તેની ઉપર કંઈ જ કીમત મૂકી નહોતી, માત્ર માગણી પ્રમાણે ( on offer ) એટલુ લખ્યુ હતુ

ગુરુદેવ સાથે જ આચાર્યશ્રી પ્રદર્શન જોવા આવ્યા અને છબી જોઈ ગુરુદેવે પ્રસન્ન સ્મિત કર્યું. આચાર્યશ્રીએ 'ઑફર'નું લેબલ વાંચી અને તુરત બોલાવ્યો કે આ મંજુસ ઉવટ કર્યા સુધીની માગણી પર વેચવા ધારે છે. કલાકાર નજીકમાં જ હતા. તેણે તુરત ખુલાસો કર્યો કે ઉવટ રૂ. ૧૧૫ સુધી તેની કીમત થશે. ધ્રુવસાહેબે મને કહી દીધું કે 'ઑફરનું લેબલ કાઢી નાખો, હું તે ચિત્ર રાખી લઉં છું.' એમના આ ત્વરિત નિર્ણયમાં હું તેમની ચકોર ઉદાત્ત વિચારણાનું દર્શન પામ્યો. એક તો ટાગોર જેવા પુરુષની છબી પર 'ઑફર'નું લેબલ ઝાઝો વખત ટકી રહે એમાં શોભા નથી. અમદાવાદના ઘણા ધનાઢ્યો ત્યાંથી પસાર થયા હતા. તેમના મોટરના ગલીચાની કીમત ચિત્ર કરતાં વધારે હશે, પરંતુ તેમણે ટાગોરની છબીને બહુ સન્માનનીય ગણવાની કલ્પના પણ કરી નહિ તે આ સરસ્વતીપૂજકને જરા દુઃખપ્રદ પણ થયું હશે. એમને ય કંઈક પાઠ આપવાનો તેમનો હેતુ હશે. આવાં પ્રદર્શનો થાય ત્યારે કલાકારીગરીને માત્ર ઉત્તેજન આપવાના હેતુથી જ યુરોપ–અમેરિકામાં શ્રીમંત પ્રેક્ષકો કંઈ રકમ ખર્ચી પોતાની ખાનદાની સાર્થક થઈ માને છે.

* * *

તેઓશ્રી બનારસ હિંદુ યુનિવર્સિટીના વાઇસ ચાન્સેલર થયા ત્યારે બનારસના અસલ ખાનદાનમાંના રામકૃષ્ણદાસજીએ ભારત કલા–પરિષદની સ્થાપના કરી અને તેના પ્રમુખ તરીકે અવનીન્દ્રનાથનું નામ મૂકી ઉપપ્રમુખના હોદ્દે આચાર્યશ્રી આનંદશંકરભાઈની વરણી કરી. તેઓ વિદ્યા, કળા, પ્રાચીનતા અને અદ્યતન યુરોપી સંસ્કારોના સમર્થ મીમાંસક હતા એમાં શંકા નથી. એમના વિચારોમાં અને વાણીમાં જે સુડોળ, સુઘડતા અને બંધારણ જણાય છે તે તેમનામાં વિકસેલા કલાતત્ત્વને આભારી છે.

ભારત કલાપરિષદના તેઓ ઉપપ્રમુખ થયા તેથી કલાચર્યાના અનેક પ્રયોગોમાં તેમને મોવડી થવું પડતું, એટલે એવી પ્રવૃત્તિઓ

ગુજરાતમાં પણ થાય એવી તેમને સ્વાભાવિક પ્રેરણા થઈ. એક વેકે-શનમાં અમદાવાદ આવ્યા, ત્યારે તેમણે મને ખાસ તેડાવ્યો. તે વખતે મને બહુ આશ્ચર્ય થયું હતું. પણ તેમણે જે વીગતથી અને હોંશથી 'વસંત'માં કળાનું એક નિયમિત અંગ શરૂ કરવાની તેમની ઈચ્છા બતાવી, ત્યારે મારી ખાતરી થઈ કે સાચા વિદ્વાનો માત્ર અક્ષરોના જ પૂજકો નથી હોતા પણ સૌમ્ય, સુંદર ભાવનાઓનાં મૂર્તિસ્વરૂપોના પણ ચાહકો છે. એમની યોજનામાં મુશ્કેલી માત્ર એ હતી કે પોતે સમીપ રહેવાના નહોતા, અને તેમની ચીવટ એ હતી કે એક પણ કૃતિ કે કલાપ્રસંગ એવો ન હોવો જોઈએ કે જે તેમના આદર્શમાં ઊતરતું લાગે. મેં પોતે તેમાં બધી સેવા આપવા તત્પરતા બતાવી હતી. પણ રંગીન બ્લૉકની છપાઈના મોટા ખર્ચાનો પ્રશ્ન આવ્યો, ત્યારે 'વસંત'નું ગજું તે ખમી ન શકે એ કારણે એ યોજના ફળીભૂત ન થઈ. એ બની શક્યું હોત તો એવા સમર્થ ચિંતક વિદ્વાનના કલાના આદર્શો અને સંસ્કારનો લાભ ગુજરાતને અમૂલ્ય થઈ પડત.

ત્યાર પછી 'વસંત' રજતમહોત્સવ પ્રસંગે તેમના અભ્યાસગૃહની છબીઓ લેવા હું ગયો હતો ત્યારે પણ તેમના પરિચયની વિશેષ તક મળી. ટેબલ પરની છબી લેતા ચાનો પ્યાલો મેં જરા આઘો ખસેડ્યો, ત્યારે કહે, 'એ પણ મારા નિત્ય વ્યવસાયનું સ્વરૂપ છે તે ભલે ને રહે.'

પછી તો મને લાગ્યું કે હું તેમના નિત્ય પરિચયમાં ન છતાં તેઓશ્રી ગુજરાતની કલાપ્રવૃત્તિઓ પર બહુ બારીક નજર રાખ્યા કરતા અને કોઈ વિરલ ક્ષણે મળતાં એક બે વાક્યોથી મને પ્રોત્સાહન આપતાં તેમની પ્રસન્નતા દર્શાવતા. કુલપતિ ડૉ. જે. એચ. કઝીન્સ તેમના અમેરિકાના પ્રવાસેથી આવ્યા પછી અમદાવાદની મુલાકાતે આવ્યા ત્યારે તેમને શ્રી ભારત કલામંડળ તરફથી સન્માન પણ આપવાનું ઠરાવ્યું. તે વખતે પ્રમુખ તરીકે પ્રસિદ્ધ અને યોગ્ય પુરુષની જરૂર હતી, પરંતુ તેઓ એ વખતે બિમાર હતા; કોઈ પણ

સભામાં જતા ન હતા. પણ એ પ્રસંગ એમના વગર ઊણો જ લાગે, એટલે હું જ તેમની પાસે સભાપતિનું પણ લેવાની વિનંતી કરવા ગયો. મને બહુ ભીતિ હતી કે મારા જેવા અદના માણસની તેમના પર અસર થશે કે નહિ; પણ તેમણે પૂર્ણ સરળતાથી કહ્યું: 'હું બીજે ક્યાંય પણ જતો નથી. પરંતુ તમે જ આવ્યા છો તો પ્રો. કઝીન્સ જેવા વિશ્વવિખ્યાત પુરુષનો સત્કાર કરવામાં હું જરા તકલીફ વેઠી લઈશ. પણ હું બહુ બોલી શકું એમ લાગતું નથી. મને તો તેમની હાજરીથી જ કૃતાર્થતા લાગી. પ્રેમાભાઈ હૉલમાં એ સભા બહુ જ સરસ બની હતી. પ્રો. કઝીન્સ પણ એ સભાના કાર્યથી બહુ પ્રસન્ન થયા હતા. ઉપરે આચાર્યશ્રીએ તેમની નિત્યની નિખાલસતાથી મને જણાવ્યું કે "માનપત્ર જેણે લખ્યું હોય તેણે બહુ સારી અને ઉચિત ભાષા વાપરી છે."

૧૯૩૬માં ગુજરાતી સાહિત્યપરિષદ અમદાવાદમાં થઈ ત્યારે પણ કલાપ્રદર્શનની યોજના મારે શિર આવી હતી. પ્રદર્શનનું ઉદ્‌ઘાટન કરવા બહારની વ્યક્તિઓ મેળવવા મુંબઈ વડોદરા વગેરે સ્થળે મેં વિનતીઓ અને પ્રયત્નો કરી જોયા પણ કોઈ આવી શક્યું નહિ; ત્યારે આખરી જ સાંજે આચાર્યશ્રીને શરણે જઈ બધી હકીકત અને મુશ્કેલી સમજાવી, ત્યારે હસીને કહ્યું કે, 'ઘરનો ઓરસિયો કંઈ ચંદન ઘસવાની ના પાડશે?' અને બીજે દિવસે પ્રદર્શનના ઉદ્‌ઘાટનમાં તેમની હાજરીએ યથોચિત પૂર્ણતા કરી આપી.

કલાપ્રચારના મારા પ્રયત્નોમાં એક પ્રસંગ મુંબઈમાં પોલાન્ડના કૉન્સલ મો. બાનાસિન્સ્કીને ઘેર રચાયો. એ ભલા અને નિખાલસ યુરોપિયન રાજદ્વારીએ તે માટે જ ઘણો ખર્ચ કરી બધી કૉન્સલેટને પોતાને ઘેર નિમંત્રી મારી પાસે ગુજરાતની આજની કલાપ્રવૃત્તિ ઉપર પ્રવચન કરાવ્યું. તે વખતે મુંબઈ 'ટાઈમ્સ'ના યુરોપિયન પ્રતિનિધિઓ પણ હાજર હતા. બીજે દિવસે 'ઈવનિંગન્યૂઝ'ના કૉલમમાં

ચિત્ર સાથે અમદાવાદમાંથી કલાના સૂર એવું કંઈ હેડિંગ બાંધી તેમણે તે પ્રસંગને પ્રકાશન આપ્યું. તેની અસર ઘણા ઉપર થઈ હતી. પણ ફરી વાર આચાર્યશ્રી એક સભામાંથી છૂટતાં મને જોઈ સામા આવ્યા અને મને અભિનંદન આપ્યું ને કહ્યું: "એ વાંચી હું બહુ રાજી થયો છું." એમના આશીર્વાદે મને ધન્યતા અર્પી:—

મુંબઈમાં એલ્ફિન્સ્ટન કોલેજના ગુજરાતી વિદ્યાર્થીઓને સ્વ. નરસિંહરાવભાઈની મોટી છબી મૂકવી હતી. તેમણે તે માટે ગુજરાતી કલાકારને જ કામ સોંપવા સંકલ્પ કરી પ્રો. ભટ મારફત એ કામ મને સોંપ્યું. એ ચિત્રનું ઉદ્દ્ઘાટન શ્રી આનંદશંકરભાઈને હાથે થઈ ગયું. ત્યાં બધાને એ પસંદ પડયું હતું, છતાંય આચાર્યશ્રી મને અમદાવાદમાં મળ્યા ત્યારે રૂબરૂ ફરી વાર કહ્યું કે એ છબી ખરેખર life-like થઈ છે—

સાહિત્યચર્ચા, સમાજચર્ચા, કે કલાચર્ચામાં તેમની હાજરી હોય ત્યારે તેમની પાસેથી બધાયના કરતાં કોઈ જુદો જ વિચાર કે દષ્ટિબિંદુ મળતું. અમદાવાદ હંસરાજ હોલમાં એક વાર કલાનાં સર્વ અંગો પર ચર્ચા કરવા જુદા જુદા વક્તાઓએ સ્વીકાર્યું અને શ્રી. આનંદશંકરભાઈ પ્રમુખસ્થાને હતા. દરેકે કલાનું સ્વરૂપ આવું હોવું જોઈએ. તેના પતન કે ઉન્નતિનાં કારણો વર્ણવ્યાં, લોકોના આઘાતપ્રત્યાઘાતો પર વિચારો થયા. પણ છેવટે આચાર્યશ્રીએ ઉપસંહાર કરતાં જણાવ્યું કે કલાની ચર્ચા કરતાં દરેક જણે કલાકારનું પોતાનું દષ્ટિબિંદુ જ પકડી રાખ્યું હતું. પણ કોઈએ તેના ઉપભોક્તાની બાજુ રજૂ કરી નથી. કલા કેવી રીતે સમજવી, અનુભવવી તેનું જ્ઞાન જો નહિ ઉત્પન્ન થાય તો કલાકારોની કૃતિઓ તેમની દષ્ટિ કે શ્રુતિને આનંદ આપી અટકશે. તેને ગ્રહણ કરનારો રસિક વર્ગ તેથી વંચિત રહેશે; માટે મને તો કોઈ એ સમજાવો કે કલાકાર ન થઈ શકાય, પણ કલાનો આસ્વાદ અને રસ શી રીતે ભોગવી શકાય. આપણને એવી સંસ્થાઓ અને મંડળોની જરૂર છે કે જે કલાનો રસ વહાવે

અને અનેકને તેઓ આનંદ આપી કલાની કૃતાર્થતા સાધે—એ લોકો ભલે કલાકર્મ ન જાણે, કલાચર્ચા ભલે થોડા કરે, પણ કલાના સામીપ્યમાં મસ્તી અને ડોલન પામે ત્યારે જ કલાકૃતિની સફળતા છે.

પ્રેમાભાઈ હૉલમાં ઈરાની કલાકાર કાચા દોરિયાંએ કરેલાં પ્રાચીન હિંદી ભીંતચિત્રોનું પ્રદર્શન થયું ત્યારે તેઓ દાદર ચઢવાને પણ અશક્ત હતા, છતાં તેમને માટે ખાસ કરી વેલીડાળી જેવી ખુરશીમાં બેસી એ બધું પ્રદર્શન ઝીણવટથી જોયું અને તેની ફેટોગ્રાફિક નકલો સંસ્થા માટે લેવાની સૂચના કરી. પ્રાચીન સંસ્કૃતિના શુદ્ધ અને સાચા નમૂનાઓ જાણી તેનો અભ્યાસ કરવાનાં પ્રાયોગિક સૂચનો કર્યાં હતાં. વળી તે જ વખતે એક સવાલ કર્યો કે, યુરોપે તેના નારી-સૌંદર્યનું આદર્શ વીનસમાં જોયું છે. મને આપણા ભારતવર્ષના વીનસ બતાવો. એટલે કે તેમણે ભારતી શિલ્પમાથી એવું સર્વોચ્ચ શિલ્પ તત્ક્ષણ શોધી આપવા દરખાસ્ત મૂકી. આમ અનેક પ્રસંગોએ તેમના મનમાંથી નીકળી આવતાં વચનો વિચારો પરથી પ્રતીતિ થતી કે તેઓ કલાના ઊંડા મર્મજ્ઞ અને તત્ત્વચિંતક હતા, એમનો લાભ ગુજરાત જોઈએ તેટલો ન પામી શક્યું એ જ દુર્ભાગ્ય-કથા છે.





૩૪

## કલાકારોનું સ્વર્ગ : જાપાન

મારી તો એવી કલ્પના હતી કે જાપાન તો થોકબંધ માલ વિદેશોમાં મોકલનાર દેશ છે અને ત્યાં હરીફાઈનો જ પ્રભાવ હશે. પરંતુ જાપાનનું પ્રત્યક્ષ અવલોકન કરતાં મારી એ કલ્પના સ્વપ્નવત લાગી. વ્યાપાર ને હોડ તો દરેક દેશ કરે છે, પણ જાપાન તો કલાકારીગરીમાં યક્ષભૂમિનો ખ્યાલ આપે છે. ત્યાં એકેએક સ્થાન પર કલાના સુંદર નમૂના જોવાને મળે છે. તે જોતાં વિચાર થતો કે દુનિયા માણસ ધારે તો કેવી બનાવી શકાય તેનો નમૂનો જોવાને જાપાનનો પરિચય અને પરિજ્ઞાન મેળવવાં જોઇએ. કેવળ વેપાર ધંધા માટે જાપાન જનારા આપણા દેશબન્ધુઓ ભાગ્યે જ જાપાનની વાસ્તવિક કલા જોતા હશે. જાપાનથી આવતા જે નમૂનાઓ અહીં જોવા મળે છે તે તો ત્યાં રદ્દી કાગળોના હિસાબમાં ખપે છે. મેં ત્યાં જે જોયું તેથી લાગ્યું કે જાપાનની યાત્રા મારે પંદર વર્ષ પહેલાં કરવી જોઈતી હતી. જો એમ બની શકયુ હોત તો આજે હું દેશની સવિશેષ સેવા કરી શકયો હોત.

જાપાનના જીવનમા કલા પ્રાણવાયુની પેઠે વ્યાપી રહી છે. સ્વભાવમાં, વાણીમાં અને પોતાના સર્વક્રિયા–વ્યવહારમાં જાપાનની પ્રજા લાલિત્ય અને શોભા સંપાદન માટે વિશેષ આગ્રહ રાખે છે. ઘરનાં પુષ્પપાત્રોની સજાવટમાં તથા બગીચામાં નવનિર્માણ કરવાનો તેઓ

બહુ જ આગ્રહ રાખે છે. એમનાં દરેક કાર્યમાં મનોરમ કલ્પના અને સુંદર કલાતત્ત્વ અવશ્ય દેખાઈ આવે છે, અને એવાં બધાં કાર્યોમાં ચિત્રકાર અગ્રનાયક હોય છે. ચિત્રકળા ત્યાં પ્રજાની કલા બની ગઈ છે કોઈના ઘરમાં છાપેલું ચિત્ર કે મફત મેળવેલું સચિત્ર કેલેંડર કે બજારુ ચિત્રોનો ઢેરો જોવામાં નહિ આવે. પ્રત્યેક ગૃહસ્વામી પોતાના શોખ અને શક્તિ અનુસાર હાથે દોરેલાં ચિત્રો સંઘરે છે, અને ઘરના મુખ્ય ખંડમાં બહુ આકર્ષક રીતે એ હેતુ માટે જ રાખેલા ગોખમાં તેમાનું એક જ ચિત્ર ટાંગે છે. લાંબા પડદા જેવા આ ચિત્રોને બાકીમોનો કહે છે. આપણા કબાટોના એક બારણા જેટલી તેની લંબાઈ, પહોળાઈ હોય છે, અને નીચેથી ઉપર નકશાની જેમ વીંટી લેવાય છે. બેઉ છેડે લાકડાની બનાવટની સુંદર દાંડીઓ હોય છે. ચિત્રની આસપાસ સુંદર રંગબેરંગી પટીઓના સુંદર હાંસિયા દોરવાનું અને દાંડીઓ લગાવવાનું કામ કરનાર ચિત્રકાર સિવાય એક જુદો જ વર્ગ ત્યાં છે. તેઓ ચિત્રના રંગ અને લક્ષણ સમજી તેને અનુરૂપ સજાવટ કરી આપે છે.

જાપાનમાં ચિત્રકાર તરફ બહુ સન્માનની દૃષ્ટિથી જોવામાં આવે છે. વ્યાપારી કે રાજનૈતિક પુરુષો કરતાં કલાકાર અને શિક્ષકને વધુ આદર મળે છે. કલાધરો અને કલ્પનાકારો (ડીઝાઈનરો)ને બહુ યોગ્ય પ્રકારે નિર્વાહ મળી રહે છે. બહુ નાનાં ચિત્રકારોની આવક જિલ્લાના ઑફિસરો (કમિશ્નર જેવા)થી પણ વધી જાય છે.

સમસ્ત જાપાનના ચિત્રકારોનું એક મોટું સંગઠિત મંડળ છે. તેનું નામ જાપાન ટેમકાન છે. આ ચિત્રકાર મંડળ બહુ વગદાર છે, અને શિક્ષણ વિભાગના રાજમંત્રી પણ તેની દહેશત રાખે છે. સમસ્ત જાપાનના કલાવિષયક શિક્ષણની યોજના પણ આ મંડળ વિચારે છે. ત્યાંની પ્રત્યેક પ્રાથમિકશાળાનું શિક્ષણ બહુ ધ્યાનપૂર્વક ગોઠવાયું છે.

પ્રત્યેક ચિત્રકલાશિક્ષક ટોકિયો ( જાપાનની રાજધાની )ની

સરકારી કળાશાળાનો સ્નાતક હોવો જોઈએ. કળામંડળનો પ્રત્યેક કલાકાર સાર્વજનિક પ્રસંગોમાં તેમના ધંધાને પ્રદર્શિત કરનાર એક ખાસ પોશાક પહેરે છે, જેથી લોકો તેને ઓળખીને તેને યોગ્ય સન્માન આપે છે. ચિત્રકારોનાં બીજાં નાના મોટાં મંડળો અનેક છે અને કળાને લગતાં પત્ર, પત્રિકાઓ, ઘણી વિવિધ સજાવટ અને સામગ્રી સાથે પ્રકટ થાય છે. તે યુરોપિયન કે અમેરિકન પ્રકાશનોથી જરાય ઊતરતાં હોતાં નથી.

દરેક મુખ્ય શહેરમાં વિશાળ રાજમહેલ જેવાં મકાનો ખાસ કળા પ્રદર્શનો માટે જ બાંધવામાં આવે છે. વર્ષમાં બે તો મોટાં પ્રદર્શનો થાય છે. સિવાય મોટા મોટા ડિપાર્ટમેન્ટલ સ્ટોરના સૌથી ઉપરના માળે પુષ્પપાત્રો માકીમોનોનાં પ્રદર્શન વખતોવખત થાય છે. પાંચ દશ ચિત્રકારો, પોતાના વાડાનાં પ્રદર્શનો ગામોગામ ફરતાં રાખે છે. જનતા અને પત્રકારો એની નોંધ લઈ બહુ સત્કાર કરે છે. ચિત્રોની ખપત પણ સારી થાય છે. હોટેલો, રેસ્ટોરાં અને અન્ય સાર્વજનિક સ્થળોમાં ચિત્રોનો સારો સંચય થાય છે. ત્યાંના વિશ્વવિદ્યાલયો પણ કલા, શિક્ષા અને પ્રોત્સાહનમા બહુ આયોજન અને વ્યય કરે છે. કોમાસાન વિશ્વવિદ્યાલય માટે ચિત્રો કરનાર કયોલેના કલાકાર ઈશી-યાકીની મુલાકાત કરવાનો સુયોગ મને મળ્યો હતો. એમની સાથે વાર્તાલાપ કરતા હું જાણી શક્યો કે તે બધા વચ્ચે બહુ પ્રેમ સહૃદયતાથી સાથે રહે છે અને પરસ્પર ખૂબ સહકાર કરે છે.

જાપાનના ચિત્રકારોનું ગૃહસ્થજીવન બહુ ઉચ્ચપ્રકારનું લાગ્યું. એમની ગણના સુશિક્ષિત, શિષ્ટ અને સંસ્કારી વર્ગમા થાય છે. કલાના વિષયમા જાપાનમાં સૂક્ષ્મ પરીક્ષણ અને વિવેચનો થયાં જ કરે છે, અને તેનું વિપુલ સાહિત્ય પણ સર્જાયું છે પણ એ બધું જ જાપાની ભાષામાં હોઈ પરદેશીને અપ્રાપ્ય રહે છે. જાપાની જનતાનો સામાન્ય વર્ગ પણ કલાનાં ઉન્નત તત્ત્વોથી સુપરિચિત છે. પોતાના

કુશળ કલાકારોની શક્તિ અને યોગ્યતાની સમજ હોવાથી જ તેઓ તેમને યોગ્ય માન આપે છે. ત્યાંના સર્વ ઉદ્યોગધંધા અને કારીગરીની પાછળ કલાકારોની કલ્પનાનું શાસન છે, તેથી જ પ્રત્યેક કૃતિ સુરચિત, સુરમ્ય અને સંસ્કારસંપન્ન બને છે.

જાપાનમાં કોઈ પણ ઠેકાણે કોઈ પણ ઘરમાં કે સાર્વજનિક સ્થળમાં વિદેશી ચિત્રકારોનાં ચિત્રો જોવામાં આવતાં નથી. જાપાનની જ કલાને પ્રથમ આદર મળે છે. તો પણ યુરોપની કલા અને કલાકારો વિષે અગણિત પુસ્તકો અનુવાદરૂપમાં અને ચિત્રસંગ્રહરૂપમાં જાપાની ભાષામાં પ્રકટ થયેલાં હોય છે, અને તે કલાકારોને સુપ્રાપ્ય છે. એ બધાના અભ્યાસ અને મનનથી તેઓ સ્વદેશી, કલાશિક્ષણ, અભ્યાસ વગેરેમાં પ્રગતિ સાધી રહ્યા છે.

જાપાની ચિત્રકલાનાં મૂળ ચીનની કળામાં છે, અને તેમાં મુખ્યત્વે તૂલિકા (પીંછી)નું ચાતુર્ય વિકાસ પામ્યું છે. તેના ખાસ વિષયો પ્રકૃતિના અનેક રૂપો સૂક્ષ્મ છાયાઓ અને તત્ત્વો ચિત્રિત કરવામાં તેનો પ્રયોગ થાય છે. પુષ્પો અને પત્રો કે વૃક્ષડાળો પર કીડા પતંગિયાં બેઠાં હોય કે ઊડતાં હોય, પ્રચંડ ધોધ નિર્ઘોષ કરી રહ્યા હોય, પંખીઓ ડોલતી કે ઝૂલતી ડાળી પર સુરગાન કરતા હોય એવા દશ્યો ઉપર જાપાની પ્રજાનો ખૂબ પ્રેમ હોય છે.

માનવકૃતિઓ ચિત્રિત કરવાનો ક્રમ બૌદ્ધધર્મના કલાના પરિચય પછી પ્રચાર પામ્યો હોય એવું લાગે છે. નારાનગરની પાસે હોસયજીના મંદિરની ભીંત પર કરેલાં ચિત્રો ઘણે અંશે ભાવીની અજન્તા શૈલીના વારસદારો છે એવું સ્પષ્ટ લાગે છે જાપાન બૌદ્ધધર્મ બહુ આદર અને શ્રદ્ધાથી પાળે છે.

જાપાની કલામાં એક બે કે થોડા વધુ ઝટકાથી ચિત્ર બનાવી

દેવામાં ઘણી કુશળતા સમજે છે, અને એ પ્રકારની નિપુણતા બતાવવા ચિત્રકારોની સ્પર્ધાના જલસા થાય છે.

યુરોપની કલાની કલાઓનું અભ્યયન કરવામાં પણ જાપાની લોકો જરાય ઓછા ઊતર્યા નથી. યુરોપની કળાના મર્મજ્ઞો અને ક્રિયાબલિષ્ટ કલાકારોનો ત્યાં એક મોટો વર્ગ છે, પરંતુ તેમને હજુ અસલ જાપાની કલાકારો જેટલી પ્રતિષ્ઠા મળી નથી. યુરોપના અનેક નગરોમાં તેઓનાં ચિત્રો રજૂ થાય છે અને પ્રશંસા પામે છે.

ટોકિયોની કલાપરિષદ અને ક્યોટોની કલાશાળાના અધ્યાપકો, છાત્રો અને અન્ય કેટલાક મિત્ર ચિત્રકારોએ મને એક અતિથિ સ્વીકાર તરીકે બહુ સગવડો અને સમાગમની સુંદર તકો આપી હતી. ભારતના કલાસાધકોને એમના સંબંધોથી જરૂર લાભ થાય એવું છે. જાપાનના કલાકારોના ચિત્રકાર્ય માટે યુરોપિયન ઢબના રંગ, કાગળ કેનવાસ વગેરે તૈયાર કરનાર બે મોટી પેઢીઓ છે. હિંદુસ્તાનમાં તો ચિત્રકારને કામની કાળી શાહી પણ કોઈ બનાવી શકતું નથી એવી મને ત્યાં ચર્ચા કરતાં બહુ લજ્જિત થવું પડતું.

ટોકિયોમાં સ્ત્રી અને કન્યાઓ માટે એક સરકારી કળાશાળા અને કલ્પનાભવન (ડીલગળી કૉલેજ) છે. આખા દેશમાં ખાનગી શાળાઓ પણ સેંકડો છે. ત્યાં ગરીબ વિદ્યાર્થીઓ મજૂરી રાત્રે ચિત્રકારી શીખે છે અને પોતાની પ્રગતિ કરે છે. મારા મિત્ર બનેલા એક બે ચિત્રકારોને ત્યાં રાત્રે ૭૫ થી ૧૦૦ જેટલા વિદ્યાર્થીઓ આવતા હતા.

ટોકિયો અને ક્યોતોમાં મારી મુલાકાતોની ખબર ત્યાંના ઓસાકામાઈનીસ નામના દૈનિક પત્રો નિયમિત પ્રકટ કરતાં. 'આશાહી' પત્ર લંડન ન્યૂસ જેવું સચિત્ર સાપ્તાહિક છે. 'હોચી' ટોકિયોનું દૈનિક અગ્રપત્ર છે. દરેકની પંદર લાખથી વધી ત્રીસ લાખ સુધીની પ્રતો

રોજ છપાતી હતી અને એરોપ્લેનથી તેના સંસ્થાનોમાં રોજ પહોંચી જતી હતી. એ બધાએ મારી મુલાકાતો ચિત્ર સાથે પ્રકટ કરેલી તેથી આફ્રિકામાં રહેતા હિંદીઓ જાપાની મિત્રો પાસેથી મારા ખબરો પામેલા. પત્રકારોએ ચિત્રકાર માટે બહુ પ્રેમ સદ્‌ભાવ બતાવ્યો હતો.

કલાકારનું જીવન કેટલું ધન્ય છે તેનો પ્રત્યક્ષ અનુભવ મને જાપાનમાં થયો. જાપાનના એક ચિત્રકાર 'કાત્સુટા' ભારતમાં આવી શિલ્પાચાર્ય આવનીન્દ્રનાથના મહેમાન થયા હતા. તેમને મળ્યો ત્યારે તેમણે કહ્યું હતું કે ભારતવર્ષ પોતાના કલાકારોને પિછાની શકતું નથી.







૩૫

# મર્યાદિત મનોરુચિ–( એક કલા ચર્ચા )

આજ હું થોડો ઉપદેશ કરવા ઇચ્છું છું ' રસિકલાલે શરૂઆત કરી. ' એટલા માટે કે લોકો કલાની ચર્ચા કરવા માંડે છે ત્યારે બહુ જ ટૂંકા ક્ષેત્રમાં તેમની નજર પહોંચે છે. તમને તો ઘણી વાર સમજાયું હશે કે લોકો કલાનું ઉચ્ચારણ કરતાં માત્ર કલા અથવા ચિત્રો જ જાણે કલાનો એક માત્ર વિષય હોય એવું સમજી લે છે. કેટલાક અકસ્માત વધુ જ્ઞાન પામ્યા હોય એવા વળી પ્રતિમા–કલાને પણ ગણત્રીમાં લે છે. બાકીનો મોટો સમુદાય તો ચિત્રકળાને જ કળાની એકમેવ પ્રતિનિધિ માને છે.'

"એમાં શું નવાઈ છે." જમનાદાસે કહ્યું: "રૂપ અને રંગ બંનેનો સમાવેશ કરતી ચિત્રકળા જ સંપૂર્ણ કળા છે. મૂર્તિ કે શિલ્પ સાવ નિશ્ચેતન અને ઠંડા લાગે છે. ઊંચી ભાવનાઓ જગાડવામાં તેની શક્તિ થોડી છે અને પ્રતીતિ નીતિકારક બનતા નથી. બહુ બહુ તો તે અર્ધ કલાસ્વરૂપો છે."

" ઊંચી સૌંદર્ય ભાવનાઓમાં તમે કેટલુંક સમજો છો ? " રસિકલાલ જરા તપી ઊઠયા: "એ શબ્દ તમે ક્યાંથી ઉપાડી લાવ્યા ? તમે તો રૂપ અને રંગ જ ચિત્રકલાનાં સૌથી મુખ્ય લક્ષણો માનો છો. દલીલ તરીકે એ વાત પણ હું સ્વીકારી લઉં તો ચિત્રો સિવાય બીજી ઘણી વસ્તુઓમાં રૂપરંગ પ્રધાન હોતાં નથી શું ? "

ચટી ઓફ ઇન્ડિયા પણ એ સિવાયની કળાઓ માટે કંઇ જ સ્થાન રાખતી નથી. આ મંડળી કોઈ વખત ચિત્રકારો જેટલા જ કુશળ કારીગરોની કૃતિઓનું એકાદ જુદું પ્રદર્શન કરે તો કેટલું ઉપયોગી બને? નવી રૂપકલ્પના કરનારા, ધાતુ કામ કરનારા, મીણાકામ કરનારા અને સોનારૂપા અને લાકડાંની જૂની પરંપરા જીવતી રાખનારા કારીગરોની કૃતિઓનો યોગ્ય આદર થવો જોઈએ અગાઉના વખતમાં આવું કામ કરનારા કલાના આચાર્યો કે ઉસ્તાદો ગણાતા, પણ આજની કેળવણીએ અક્ષર પંડિતોની જ પૂજા વધારી દીધી છે; એટલે તેમની તરફની સમાજની સદ્ભાવના કમી થઈ ગઈ છે.



"એટલી હદે નહિ જ," જમનાદાસે કહ્યું: "અનુભંગી કળાઓમાં રૂપરંગનો મેળ કરવાનો હોય છે એ ખરું પણ ચિત્રકળાની હારમાં તો તે ન જ આવે અને કારીગરી કરનારને કલાકાર જેટલું સ્થાન તો ન જ આપી શકાય."

"કેમ નહિ?" કલાબાબુ વચ્ચે પડયા. કારીગરમાં કલ્પના અને હસ્તકૌશલ નથી હોતાં શું? અને જો તેનામાં એ હોય અને તેનો યોગ્ય પ્રયોગ કરી જાણે તો કલાકારથી કઈ રીતે તે ઓછો ઊતરે છે?"

"એ બધું તો ઠીક છે, તેના કામમાંથી કંઈ કથા વ્યક્ત થતી નથી તેમાંથી કોઈ સંદેશ મળતો નથી," જમનાદાસે વાર્યું: "એમાંથી વિચાર જાગૃત થતો નથી તેમ બુદ્ધિની જરૂરિયાત પણ સંતોષાતી નથી."

રસિકલાલથી એ સહન થયું નહિ, "હે! હે! તમારામાં વિચાર જાગૃત થતો નથી એમ ને? એનું કારણ તો તમે તે ગ્રહણ કરવાની શક્તિ ધરાવતા નથી. તમારી પાસે કલાની સમજ થોડી એટલે એ શું છે એનો ખ્યાલ તમને નથી. ચિત્રો તમને ગમ્યાં કારણ કે તેમાંથી તમને તેની કથા મળે છે, નહિ કે તે કલાકૃતિ છે. તેમાંની વસ્તુ તમને આકર્ષે છે, નહિ કે શૈલી યા નિરૂપણ શક્તિ, કોઈ લોકપ્રિય થયેલી વાર્તા રજૂ કરતું ખરાબ ચિત્ર તમને પસંદ પણ પડે છે. એક સરસ રીતે ઘડેલી કારીગરી તમને બુદ્ધિગમ્ય ન બની માટે નકામી લાગે છે."

"એમાં શું ખોટું છે." જમનાદાસે જરા તીખાશથી કહ્યું: "મારી મનોશક્તિની નબળાઈમાં કળાકારોનો પણ સાથ છે. બધા મંડળો પ્રદર્શનો ભરે છે ત્યારે તમે નથી જોતા કે તેઓ મોટે ભાગે ચિત્રો જ એમાં કરે છે. કલાપ્રદર્શનો ચિત્રપ્રદર્શનો જ બની જાય છે. મૂર્તિ

પ્રતિમા કે શિલ્પના નમૂનાઓ તમે પણ જોતા હશો કે ત્યાં ઓશિયાળા બની જાય છે."

"રસિકભાઈ આ તો તમે જ સપડાયા." કલાબાબુ હસી પડયા. મર્યાદિત મનોરુચિનો ભોગ તમે એકલી જનતાને ઠરાવો છો એવું જ નથી. મને પણ લાગ્યું છે કે કળા પ્રદર્શનોમાં ચિત્રોનો જ દેખાવ વધી જાય છે અને કલાકૃતિ ઠરાવી શકાય એવી મહત્ત્વની ઘણી ચીજોનો બહિષ્કાર થાય છે અથવા પરાણે પ્રવેશ પામે છે."

"કબૂલ, હું પણ મારી વ્યાખ્યાને વિસ્તારું છું." રસિકલાલે નમતું આપ્યું: "માત્ર લોકો જ નહિ પણ કલાકારો સુદ્ધાં ચિત્રોમાં જ કળાને મર્યાદિત કરતા હોય છે. જામેલી શાળાઓ કે સંસ્થાઓને ટેકો આપવામાં હું નથી ભળતો અને જરૂર લાગતાં તેની ઉપર હલ્લો કરું છું."

"કરો, જરૂર કરો." કલાબાબુએ ટેકો આપ્યો, "કારણ કે તે હલાને પાત્ર છે. હું પણ એમ જ માનું છું. કલાત્મક પ્રકાર તરીકે કોઈ એક જ કળા લાયક ન ગણાવી જોઈએ. ચિત્રો કળાનો એક પ્રકાર છે અને તે પ્રમુખ પણ છે. પણ તેસાથે બીજી ઘણી કળાઓ તેના જેટલી જ સન્માનને પાત્ર છે અને તેનો સ્વીકાર ન કરવો એ સંકુચિત માનસની નિશાની છે."

"પણ આવી સંકુચિતતા કયા કલામંડળમાં નથી એ મને કહેશો ?" જમનાદાસે સવાલ ઉઠાવ્યો.

"આપણા દેશમાં તો દ્રષ્ટાંતરૂપ કોઈક જ હશે." નિસાસો નાખતા કલાબાબુ ઉચ્ચર્યા: "અફસોસ, પણ પરદેશોમાં વધુ વિશાળ ભાવના છે. આપણે તો ઘણા પૂર્વગ્રહોના પંજામાં પડેલા છીએ. મુંબઈની આર્ટ સોસાયટીમાં ચિત્રોને પ્રથમ સ્થાન આપે છે. પ્રતિમા શિલ્પને બીજું અને કોતરણીના કામને ત્રીજું. બીજી આર્ટ સોસા-



૩૬

## ગુજરાત વિશ્વવિદ્યાલયમાં
## કળાશિક્ષણ અને અભ્યાસની યોજના

કોઈ પણ દેશની સંસ્કૃતિની ઉચ્ચ પ્રકારની સંપૂર્ણતા માટે કલાદૃષ્ટિ અને કલાપ્રેમ અવિભાજ્ય અંગ ગણાયાં છે. મનુષ્ય માત્રમાં શિશુકાળથી જ સૌંદર્યનું આકર્ષણ અને સર્જનવૃત્તિ કુદરતી રીતે જ મળેલાં હોય છે, અને સમાજના શિક્ષકો અને નેતાઓએ તેનું સંરક્ષણ અને સંવર્ધન કરવું એ આપણો ધર્મ છે. છેલ્લા પચાસ વર્ષોથી શિક્ષણશાસ્ત્રે પણ આ વાતનો સ્વીકાર કર્યો છે. કેળવણીમાં કળાના પાઠો માત્ર પત્રકારો જ ઉત્પન્ન કરવા માટે નહિ પણ જનતામાં ઉચ્ચ પ્રકારનું માનસ વિકસાવી સમાજનું ધોરણ વધુ શિષ્ટ અને સૌમ્ય બનાવવાનું છે. એ સાથે સમાજની ભૌતિક સામગ્રી અને પદાર્થોને સૌંદર્યબુદ્ધિ વડે સુંદર પ્રમાણોવાળા અને વિશેષ ઉપયોગી તેમ જ સુખકારી બનાવવાનો છે.

પણ આ સિદ્ધાંત અને વ્યવહારમા હજુ મેળ થઈ શક્યો નથી. શાળાના પાઠક્રમોમાં કળાને નિર્જીવ આદર મળે છે અને કેટલાય શિક્ષકો તો તેના સંપર્કથી પણ ભડકતા જણાય છે અને કેટલાક સમજ્યા વગર તેના જેવાતેવા પ્રયોગ કરે છે. ઘણી વાર તેઓ તેમના મમત્વ પ્રમાણે વિદ્યાર્થીઓ પર કલાના પ્રયોગો લાદે છે, અને જ્યાં સહાય અને સૂચનાની જરૂર હોય ત્યાં તટસ્થ થઈ જાય છે.

માધ્યમિક શાળાઓમાં તો બીજા અભ્યાસક્રમોનો એટલો બધો ફુગ્ગો હોય છે કે કળા સમજવા જેવી ઉંમરે કળાને અભરાઈ પર મૂકવી પડે છે. કળાના સપ્રયોગ શિક્ષણની વાત તો રહી પણ સહજ સમાગમ કે પરિચય પણ થતો નથી. શાળાઓમાં ચિત્રશિક્ષકો હોય છે, તેઓને પણ એ જ કારણે આદર મળતો નથી.

કેળવણીમાં એકંદરે કળાનો સાવ અભાવ છે, અને તે દૂર કરવો હોય તો વિશ્વવિદ્યાલયે જ પ્રથમ તેનું સન્માન કરવું પડશે. સારા શિક્ષકો સારા પાઠક્રમો યુનિવર્સિટીના વર્ગોમાં શાલાન્ત પરીક્ષાઓમાં અને કેળવણીના એક અંગભૂત વિષય તરીકે તેનો સ્વીકાર કરવો પડશે. તે ઉપરાંત મ્યુઝિયમો, ચિત્રાલયો અને પ્રકાશનો દ્વારા તેનો સર્વાંગી વિકાસ કરવામાં પણ ફાળો અને ઉત્તેજન કરવો પડશે.

કળાના વિશિષ્ટ ક્રિયાપ્રકારો માટે તો ખાસ કળાતત્ત્વનો અને ક્રિયાભવનો (પોલિટેકનિકસ) કરવાની સરકારી તેમ જ ઉદ્યોગપતિઓની ફરજ રહેશે; પરંતુ કળાની સવિશેષતા અને દૃષ્ટિ પ્રત્યેકને સમજાવવાની ફરજ તો વિદ્યાલયોની જ રહેશે.

અભ્યાસનું માધ્યમ માતૃભાષા થતાં આ કાર્ય ઘણું સરળ બની શકશે. ગુજરાત વિશ્વવિદ્યાલય બધી શાળાની પરીક્ષાઓમાં દૃશ્યકલાઓનો અભ્યાસ એક પરીક્ષાનો આવશ્યક વિષય ઠરાવે તો દરેક વિદ્યાર્થીને સુગમ પડે એવું ધોરણ ઘડી શકાય, ઇતિહાસ વિજ્ઞાન જેવા ઘણા વર્ષોએ તૈયાર થતા વિષયો દરેક જણ તૈયાર કરી શકે તો દૃષ્ટિને પ્રમાણ, રંગભાન અને કલ્પના સર્જનમાં પ્રવેશ કરાવવો મુશ્કેલ નથી. એટલું જ નહિ પણ આ વિષયનો ઉપયોગ અને સહાય શિક્ષણના દરેક ક્ષેત્રમાં ઘણો સારો ફાળો પૂરશે.

શાળાની પરીક્ષા પછી અભ્યાસ છોડી દેનારા વિદ્યાર્થીઓને કલાશાળાના અભ્યાસમાં કે યંત્રકામમાં અથવા કારીગરીમાં એટલી ભૂમિકા ઉપયોગી થશે, જ્યારે બીજા વિષયો ઓછા યાદ રહેવાના.

પ્રમાણુ, માપ અને રંગનું જ્ઞાન જીવનભર સાથ આપશે. કૉલેજમાં ગયા પછી કલાના વિષયમાં તેની રુચિ અને જ્ઞાન વિકસતા રહે તે માટે ઇતિહાસના એક ભાગ તરીકે તે હિંદની તેમ જ વિશ્વની બીજી કલાઓનાં એક બે પાઠ્યપુસ્તકોનો અભ્યાસ કરી શકે, અને જો તેને કળાના વિષયમાં સ્નાતક થવું હોય તો તેને માટે વિદ્યાલયે એક પ્રયોગમંદિર (સ્ટુડિયો) કરી આપવું જોઈએ, જ્યાં ૨૫ કે ૩૦ વિદ્યાર્થીઓ થોડું ક્રિયાત્મક અને થોડું હસ્તકીય અભ્યાસ કાર્ય કરી શકે. આમાં તેને સમાજ, ઇતિહાસ અને પુરાતત્ત્વનાં સચિત્ર વ્યાખ્યાનો આપવામાં આવે છે, અને તેના ઉપર તેની પાસેથી લેખિત યા મૌખિક પરીક્ષા લેવાય તેમ જ અંતિમ પરીક્ષાઓમાં એક સવિસ્તર નિબંધ તૈયાર કરવાનો હોય. ૧૯૪૪માં કેમ્બ્રિજ યુનિવર્સિટીએ આવા પ્રકારનું એક અભ્યાસપત્રક તૈયાર કર્યું છે. જે સ્નાતકો ચિત્રના વિષયમાં પદ મેળવે તેઓ શાળાઓમાં જાય તો કળાના વાતાવરણમાં ઘણી પ્રેરણા આપે. અને જો તેઓ કોઈ પણ સંસ્થાના ચિત્રશિક્ષકનો ભાર ઉઠાવી શકે અને આજના એક વર્ષમાં સાદા ડ્રૉઇંગટીચર થયેલાનું ઉપરીપણું કરી શકે. પરીક્ષકો બની શકે. ડ્રૉઇંગના ઇન્સ્પેક્ટરો થઇ શકે. પાઠ્ય-પુસ્તકો રચી શકે. જનતાને કળાનો બોધ આપી શકે.

આ સ્નાતકોની તૈયારી માટે ઉચ્ચ પ્રકારના કળાકારોના વ્યાખ્યાનો અને પ્રત્યક્ષ શિક્ષણની Part time યોજના કરી શકાય.

એક સુશિક્ષિત કલાકારને યુનિવર્સિટીમાં chair પ્રાધ્યાપકપદ આપી શકાય.

ઇંગ્લંડની રૉયલ કૉલેજ ઑફ આર્ટ્સ યુનિવર્સિટી ઑફ લંડન, રીડિંગ અને ડર્હામની યુનિવર્સિટીઓમાં આવા પ્રકારની યોજનાઓ છે.

પ્રયોગિક ચિત્રકામ ન લેતાં ચિત્રકળાનો ઇતિહાસ, અન્વેષણ અને વ્યાખ્યાન વગેરે માટે પણ સ્નાતકો Honorsના વિષય તરીકે તે લઈ શકે.

આવા સુશિક્ષિત કલા પ્રવીણો સમાજમાં જાય તો પછી ચિત્રકળાનું માનસશાસ્ત્રનું તત્ત્વજ્ઞાન અને પ્રૌઢશિક્ષણ ઉપર પુસ્તકો અને યોજના આપનારા માણસો વધુ પ્રમાણમાં મળી આવે.

ચિત્રાલયો, મ્યુઝિયમો અને સંશોધન માટે અનુકૂળ સાથ આપનારા સહજ જડે.

વિદ્યાલયે આ માટે પોતાના હસ્તકનું સારું સંગ્રહાલય, ચિત્રાલય અને ગ્રંથસંગ્રહ કરવાં જોઈએ અને વિદ્યાલયના મૂળ તંત્રમાં કળા વિષયક નોંધો, ચર્ચાઓ અને સામયિક માટે જુદી જ પત્રિકાઓ પ્રકટ કરવી જોઈએ.

કળા શિક્ષકોનો ખાસ વર્ગ વિદ્યાલયમાં જ હોય અને તેમાં બાળશિક્ષણથી માંડી માધ્યમિક શાળાના શિક્ષણક્રમો માટે શિક્ષકો તૈયાર કરવાનું સ્વીકારવું જોઈશે. માતૃભાષા માધ્યમ હોવાથી પ્રાથમિક શાળાના ઘણા શિક્ષકો તેનો લાભ લઈ શકશે, અને તેમાં પણ ઉત્તરોત્તર ત્રણ પરીક્ષાઓ રાખી હોવાનો યુનિવર્સિટી લેક્ચરર કે કળાસંસ્થાના અધ્યક્ષ થવાની લાયકાત આપે એવો ક્રમ અને પરીક્ષા રાખવાં જોઈએં.

આ ઉપરાંત કલાશિક્ષણનાં સાહિત્યો ઉત્પન્ન કરનાર સંસ્થાઓ અને તેમના ભાવતાલ ઉપર વિદ્યાલયનું નિયમન હોવું જોઈએ-જેથી વિદ્યાર્થીઓની જરૂરિયાતનો અણુઘટતો લાભ વેપારીઓ ઉઠાવે નહિ. બની શકે ત્યાં સુધી સ્વદેશી સાહિત્ય ઉપયોગમાં આવે તેવા અભ્યાસ પાઠો યોજવા અને સાહિત્ય ઉપજાવનારા વૈજ્ઞાનીઓ કે યાંત્રિકોને ખાસ ઉત્તેજન આપવું તેમ જ તેમને જરૂરી કારખાનાં કે માલ સાંપડવા સરકારી મદદ અપાવવી ફેરોગ્રાફી જેવા આધુનિક મહત્ત્વવાળા વિષયમાં ઘટતી છૂટછાટ આપવી પડે તે અપવાદ ગણવો. દેશપરદેશના અને ખાસ કરી બધી જ પ્રાંતીય કળા અને સંસ્કૃતિનો

અભ્યાસ અનિવાર્ય રહેશે, અને તે માટે તેના નમૂનાઓની સારી પ્રતિકૃતિઓ મેળવવાની તજવીજ રાખવી.

વિદ્યાલયમાં ઉત્તીર્ણ થયેલા કોઈ અસાધારણ વિદ્યાર્થીને પ્રવાસ તેમ જ પરદેશની સ્કોલરશિપ આપવી.

આમ સર્વ પ્રત્યક્ષ કળાઓ માટે વિદ્યાલયના અભ્યાસક્રમમાં સમાવેશ કરવાથી દેશના વ્યવહારો, પદાર્થો અને કારીગરીમાં નવ સંસ્કૃતિનું નિર્માણ થશે અને પ્રજાજીવનમાં રાષ્ટ્રના સંસ્કારપૂર્ણ સ્વરૂપો આદર પામશે.

કળાનો કાર્યક્રમ વધુ સરળ બનાવવા યુનિવર્સિટી હસ્તકની સંસ્થાઓને અપાતી સહાયમાંથી કળાનિમિત્ત ચોક્કસ હિસ્સો વાપરવાની ફરજ પાડવી જોઈએ, તેમ જ સરકાર તરફથી દરેક સંસ્થા પર તે બાબત દબાણ લાવવું જોઇએ.

શરૂઆતમાં એક નિષ્ણાત કલા પ્રાધ્યાપક અને તેના મદદનીશોનું મંડળ, સારું મકાન, ચિત્રો અને પુસ્તકોનો સંગ્રહ અને જરૂરી ખરીદી કરવાને પૈસાની સગવડ જોઈએ. આને માટે મકાન સિવાય વાર્ષિક રૂ. ૧૦,૦૦૦નો ખર્ચ અંદાજે ગણી શકાય-નિષ્ણાત પ્રવાસી કલાકારો માટે એક અતિથિગૃહ પણ જરૂરિયાતોમાં ગણી શકાય. સાથે શિક્ષકો, વિદ્યાર્થીઓ અને પરીક્ષાઓની તથા પ્રકાશનોની આવક ગણી શકાય.





૩૭

## અમેરિકામાં કલાપ્રચાર

અમેરિકા ખંડમાં પાંગરેલી આજની સંસ્કૃતિ માત્ર ૪૦૦ વર્ષની જ જૂની હોવાથી ત્યાં યુરોપ અને એશિયાની પેઠે સૈકાઓ જૂના કલાના વારસાનો લાભ નથી, તેમ જ પ્રાચીન સંસ્કૃતિથી મળતા જન્મગત કલાપ્રેમ તથા રોજિંદા સમાગમ ને વપરાશમાં ઓતપ્રોત થયેલા કલાના વાતાવરણની ત્યાં ખામી જણાય એ સ્વાભાવિક છે. આથી એ દેશ પોતાની પ્રજાને કલાસંસ્કાર આપવા માટે દુનિયાભરની કલાની ઉત્તમ કૃતિઓ પોતાનાં સંગ્રહાલયોમાં આજ કેટલીયે પેઢીઓથી વીણી વીણીને એકઠી કરતો જ આવ્યો છે. અને ગયા મહાયુદ્ધ પછી એ પ્રવૃત્તિને એણે ખાસ વેગ આપ્યો છે. ચિત્રાલયો ને સંગ્રહાલયોમાં ભંડારેલી ચિત્ર સામગ્રીઓ ને કલાસંપત્તિનો પરિચય ત્યાંના લોકો ઉત્સુકતાથી મેળવે છે; વિશેષમાં દેવળો અને મનોરંજનના ભવનો મારફત કલાનો રોજનો સંસર્ગ લોકોને મળ્યા કરે છે. આ ઉપરાંત ચોપાનિયાં અને સામયિક પત્રો, સિનેમા રેડિયો, ભાષણો અને શાળા કોલેજોમાં ખાસ ઉત્તેજવામાં આવતી કલાપ્રવૃત્તિઓ દ્વારા સમસ્ત પ્રજાસમૂહમાં કલાનું વહેણ સતત ચાલુ રાખ્યા જ કરવામાં આવે છે.

છેલ્લા બે દસકાથી અમેરિકન કલાકારોમાં પરિવર્તનની અસર જણાવા લાગી છે. જેમ સાહિત્યમાં રંગદર્શિતા [ રોમાન્ટિક ] કરતાં યથાર્થતા ઉપર લક્ષ ગયું છે, તેમ ચિત્રોમાં પણ ત્યાં બન્યું છે. યથા

મહાયુદ્ધ પછી અમેરિકાના ઉલ્લા રંગદર્શી કલાકારોનો અંત આવ્યો. બેન્જામિન વેસ્ટ ને વ્હિસલર જેવા કોઈ કોઈનાં નામ બહાર જાણીતાં થયાં હતાં; પણ તે ઉપરાંત ગિલ્બર્ટ સ્ટુઅર્ટ, જોન સિંગલ્ટન ને હૅરોલ્ડ ડેવીસ વગેરે જેવા પણ ત્યાં હતા. કેટલાયે દસકાઓ સુધી એ લોકોનું કામ ત્યાં રાચ ગણાતું. એમની તસવીરો, નિસર્ગદૃશ્યો ને ગ્રામદૃશ્યો એમના યુગનાં પ્રતીક જેવાં હતાં. અમેરિકાની સૌથી પ્રથમ 'હડસન રિવર સ્કૂલ' (શૈલી)ના કલાકારો તો એ સમયે ત્યાંના પ્રાથમિક વસાહતીઓ સાથે જ નીકળી પડ્યા હતા. ને એ પહેલાં સાહસિકો સાથે પહાડો ને જંગલો ઘૂમ્યા હતા. પણ આ સૈકાના પ્રારંભમાં યુરોપથી નવી કલાનાં કિરણો છૂટ્યાં. ૧૯૧૬થી તેની ચર્ચા શરૂ થઈ; દેશ દેશના 'પ્રોસ્ટ ઈમ્પ્રેશનિસ્ટો'નાં ચિત્રો રજૂ થવા લાગ્યાં ને પેરિસના નવલોહિયા કલાકારોની છાયા ત્યાં પહોંચી. સીઝાં, પિકાસો, માતીસે અને થોડા અમેરિકનો પણ એમાં હતા.

એ પછી અમેરિકાને માદરેવતનના પ્રાણવાન ને મૌલિક પ્રતિભાવાળા પ્રાંતિક કલાકારોમાં રસ પડ્યો. અમેરિકાના વિવિધ પ્રાંતોને પોતપોતાની વિશિષ્ટ કુદરત, વાતાવરણ અને જનપદ છે. એ એતદ્દેશીય ભૂમિદૃશ્યો, નાનાં ગામડાં, ગોંદરા ને સીમાડા તથા લાક્ષણિક જન સાધારણનાં ચિત્રો કલાકારો કરતા. તેમાં ટૉમસ બન્ટન, આયોવા પ્રાંતનાં જ ચિત્રો કરતો. ગ્રાન્ડવૂડ, અને પશ્ચિમ પ્રદેશના ખેડૂતોનાં જ ચિત્રો કરતો જોન સ્ટુઅર્ટ મરે, એમનાં નામ તો દેશના-ચારે છેડે જાણીતાં થઈ ગયાં છે.

૧૯૧૦થી ૧૯૩૪ સુધી નવી અમેરિકન વિકાસની જ કલા માટે ઝુંબેશ ચાલી. બહારની ઇમ્પ્રેશનિસ્ટ કલાની સામે જોન સ્લોન, જ્યૉર્જ લ્યૂક ને જ્યૉર્જ બિલોએ બળવો કરી તદ્દન નવી પેતૃકી કળા જમાવી. દરેક જણે કંઈ ને કંઈ ચમત્કૃતિ કરી બતાવી, અને તેમની અસરથી ૧૯૩૦ સુધીમાંના જેને 'અમેરિકન' કહી શકાય એવી કેવળ નવી અને મૌલિક કલા સર્જનારું મંડળ થઇ ગયું.

આમ, આજે એ દેશમાં જૂની રૂઢિબદ્ધ કલાશૈલીથી માંડીને આધુનિક કલાનાં અજબ લાગતાં પણ ચોટદાર ચિત્રો સુધીની દરેક પ્રકારની કલાપરંપરાને જોનારો પ્રજાવર્ગ તૈયાર થઈ ગયો છે.

એક કાળે અમેરિકન કલાવિદ્યાર્થી પૅરિસ ને રોમને અનિવાર્ય તીર્થ માનતો; પણ આજે એ દેશમાં ચિત્રશાળાઓ અને વિદ્યાલયોની સગવડો ખૂબ વિપુલ થઈ છે. તેમની કક્ષા પણ ઊંચી થઈ છે. જ્યોર્જિયા પ્રાંતની યુનિવર્સિટીએ તો ત્રણ લાખ ડૉલરનું એક મકાન બાંધી કલા, સંગીત અને નાટ્ય માટે જ ત્યાં ખાસ ગોઠવણ કરી છે. ન્યૂયૉર્કની ‘આર્ટ સ્ટુડન્ટ્સ લીગ’ આખા દેશમાં સૌથી મોટી સ્વતંત્ર કલાશાળા છે. ૧૮૭૫માં તે સ્થપાઈ ત્યારથી વિદ્યાર્થીઓની ફી ઉપર જ તે નિર્ભર રહી છે. આજે ૭૦૦ જેટલા ત્યાં વિદ્યાર્થીઓ છે, અને ૧૨થી ૧૭ ડૉલર એની માસિક ફી છે. અમેરિકાના કેટલાક નામી કલાકારો ત્યાંના જ સ્નાતકો છે. આ કલાશાળાનો મોભો પૅરિસના ‘ઍતેલીઅરો’ કરતાં જરા યે ઓછો નથી.

હમણાં યુરોપનો એક નવો નુસખો અહીં આવ્યો છે. તે ખુલ્લામાં ભરાતાં ચિત્રો ને શિલ્પનાં પ્રદર્શનો. રાહદારીઓની નજરે કળા લાવવી અને તેને રસ પમાડવો એ આ પદ્ધતિનો ઉદ્દેશ છે. કલા માટે દરેક જણમાં કેટલી લાગણી પ્રકટી છે તેનો આ નમૂનો છે.

આ ઉપરાંત કલાકારોની છાવણીઓ યોજવામાં આવે છે. મોટાં મોટાં શહેરોમાં તો કલાકારોનાં જૂથ હોય; કારણ કે ત્યાં સંગ્રહસ્થાનો હોય, પ્રદર્શનો થાય, શીખવાના વર્ગો હોય, અને ચિત્રોનાં વેચાણ પણ થઈ શકે. પણ હવે દેશભરનાં દૂર દૂરનાં સુંદર સ્થળોમાં નાનાં નાનાં કલાસંસ્થાનો થવા માંડ્યાં છે. ત્યાં તેમને જરૂરી વસાહત, પોશાકો અને ટેવો મુજબની સગવડો આપવામાં આવે છે. પ્રસિદ્ધ કલાકારોને આવાં સ્થળો (છાવણીઓ)માં વિના ખર્ચે રહેવાનું આમંત્રણ આપવામાં આવે છે, અને તેમનો લાભ એ રીતે તે તે દેશના

ઊગતા કલાકારોને મળે છે. પર્વતોમાં, ઘટાદાર જંગલોમાં, જલધોધો કે ઝરણોને કાંઠે આકર્ષક ગ્રામપ્રદેશોમાં કે જંગલી જાતિઓની વચ્ચે —જ્યાં જ્યાં ચિત્રકળાને પ્રેરણા મળે તે તે સુંદર સ્થળોમાં આવી કલાકારોની વસાહતો યોજાઈ છે, ત્યાં શહેરના બીજા ચિત્રકારો પણ નિવૃત્તિ અને પ્રેરણા લેવા જઈને રહે છે.

કેટલાક કલાકારો વળી એક મોટું ગાડું લઈને ધીરે ધીરે દેશના અગોચર અને નૂતન પ્રદેશો ઢૂંઢે છે અને અવનવાં લાક્ષણિક ચિત્રો લઈ આવે છે, કાર્મેલ નામનું ગ્રામ--જેને લોકો 'આદર્શ ગામડું' કહે છે ત્યાં એક નાનું નાટચગૃહ, ચિત્રાલય ને સંગીતમંડળ પણ સ્થાપવામાં આવ્યાં છે. તે વળી કલાબાજોની ધૂનને પોષે એવી અનેરી જગ્યા છે. ત્યાં ટપાલ નહિ, ઘરો પર નંબરો નહિ, પોલીસની મંજૂરી વગર કોઈ ઝાડ પણ કાપી શકે નહિ! કેટલેક ઠેકાણે કલારસિક શ્રીમંતોની મદદથી રહેવાની સગવડો મફત પૂરી પાડવામાં આવે છે. આ ઉપરાંત કલાર્થીઓ માટે પુષ્કળ સ્કોલરશિપો ને તેમને મદદ કરવાનાં વિપુલ ફંડો દેશમાં પડયાં છે, તેમ જ દેશની આગેવાન સંસ્થાઓ તરફથી દર વર્ષે ઇનામો અને ચન્દ્રકો અપાય છે.





૩૮

# રંગવિચાર

રંગ પરિચય અને રંગનો જીવનભરનો વ્યાપ્ત સંબંધ વિચારવાની જરૂર છે. ભાષા, ગણિત, ભૂગોળ વગેરે વિષયો માટે જેટલો સૂક્ષ્મપણે અને વિગતવાર કેળવણીમાં વિચાર કરવામાં આવે છે એટલો રંગ વિશે કરવામાં આવતો નથી, તેમ જ તેમાં સાહિત્ય કે સાધનો ઉત્પન્ન થયાં નથી. રંગની અસરો અને તે દ્વારા અનુભવાતી ઊર્મિઓથી કોઈ પણ કેળવણીકાર અજાણ ન જ હોઈ શકે. છતાં તેનો પરિચય અને શિક્ષણ બાલમંદિરમાં યોગ્ય રીતે આપવાની કોઈ પદ્ધતિ યોજાયેલી દેખાતી નથી. પ્રાકૃત દૃષ્ટિવાળા માણસો આકારના માપ કે સ્વરૂપ ઉપર ધ્યાન આપવા કરતાં રંગથી તેને પિછાને છે, ચાહે છે, અને સંઘરે છે. બાળક પણ જન્મથી જ રંગ તરફ આકર્ષાય છે અને મનની રુચિ રંગની પસંદગીમાં વ્યક્ત કરી શકે છે. જુદા જુદા રંગમાં જગત પ્રત્યક્ષ થઈ રહ્યું છે, અને રંગોના ભેદ મનુષ્યના વ્યવહારમાં ઓતપ્રોત ઉપયોગી થઈ રહ્યા છે. આમ રંગનું મહત્ત્વ ઓછું કરી શકાય તેમ નથી. છતાં રંગની બાબતમાં માણસો કોઈ ધોરણ કે વ્યવસ્થિત જ્ઞાન ધરાવતા નથી. એટલે તેમના જીવનમાં રંગનો પ્રયોગ જડસાની જેમ ફાવે તે રીતે થયા કરે છે. ભાષાના સંસ્કાર વ્યાકરણ દ્વારા સંશુદ્ધ થઈ શકે છે, અને તેના અભ્યાસથી સંસ્કારી અને જંગલી માણસ ઓળખાઈ જાય છે. અભ્યાસથી

તાલીમ પામેલો માણસ વ્યાકરણશુદ્ધ ભાષાપ્રયોગ સ્વાભાવિક સરળતાથી કરતો થઈ જાય છે, અને તેની કદર અને આનંદ બીજાઓ પણ કરી શકે છે. તેવી જ રીતે રંગ વિશે જો કોઈ સુયોગ્ય પદ્ધતિ તમામ શાળાઓમાં સ્વીકાર્ય બને તો પ્રજા વર્ગમાં એક પ્રકારનું રંગના પ્રયોગોનું ધોરણ આવશે, અને તેના પ્રયોગો કરતાં પરસ્પર સબંધ અને વિચાર જળવાશે. આ બાબતમાં આપણા કરતાં મધ્યયુગના મનુષ્યોએ કોઈ પણ રીતે પ્રજાકીય સર્વ સામાન્ય રૂપોમાં રંગોની એકધારી પસંદગી આપી જાતીયકલા સ્વરૂપો વિકસાવ્યાં હતાં. ઇજીપ્તના પ્રાચીન ચિત્રો શિલ્પપદાર્થો વગેરે જુઓ તો આ વાત સમજાય. ચીન, જાપાન અને મધ્યયુગના રજપૂત અને મોગલકળાના પહેરવેશ અને મહાલયોમાં રંગોની પસંદગી જુઓ તો જણાશે કે બધાએ રંગની યોજનામાં કોઈ સર્વમાન્ય અને સર્વેને સુગમ લાગે એવું ધોરણ સ્વીકાર્યું હતું. આ બાબતમાં કંઈક વૈજ્ઞાનિક અને કંઈક મનુષ્ય સ્વભાવને બંધ બેસતું ધોરણ મને પ્રોફેસર ઓસ્ટવાલ્ડના રંગ સિદ્ધાંતોમાં દેખાય છે, પણ દિલગીરી એટલી જ છે કે તેના ઉપર આપણા ચિત્ર શિક્ષકોએ અને કેળવણીકારોએ નજર પહોંચાડી નથી. જો થોડા શિક્ષકો તે પર વિચાર કરી તે પ્રમાણે પોતાના વિદ્યાર્થીઓ પાસે નમૂનાઓ કરાવે તો રંગ વિષે એક કામચલાઉ વ્યાકરણ પદ્ધતિ આપણે ઉપજાવી શકીએ એમ છીએ. આજની મોંઘવારી અને મુશ્કેલી ન હોત તો મેં સેવા આપી હોત, અને હજુ પણ આશા રાખું છું કે કંઈક કરવું છે. પણ તે પહેલાં જેમને તક મળે તેમણે પ્રો. ઓસ્ટવાલ્ડનું પુસ્તક મેળવી પોતપોતાના ક્ષેત્રમાં પ્રયોગો કરી જોવા અને તે દ્વારા આપણી પ્રાચીન અને મધ્યકાલીન કઈ વિચાર પરંપરામાંથી કે કલ્પનામાંથી જન્મી હશે તેનો બંધબેસતો ખ્યાલ મળી રહેશે. એ પ્રોફેસરે રંગના જ્ઞાન અને પરિચયમાં છ રંગોનું એક ચક્ર બનાવ્યું છે અને તે રંગો જરા પણ હળવા કર્યા વિના શુદ્ધ અને સભર વાપરવા ભલામણ કરી છે. અને તે પછી તે ચક્રમાં આઠ

આમ પાડી આઠ ખંડ કર્યા છે. તે સાથે કાળા, ધોળા અને ભૂખરા રંગોના સામીપ્યથી ફેરફારો અને અસરો થાય છે તેના પ્રયોગો બતાવ્યા છે. રંગની તાલીમ આપતા આલેખન ઉપર ઓછો ભાર મૂકવામાં આવ્યો છે, અને તે યથાયોગ્ય છે. આપણે રંગને ચિત્ર સાથે જોડી દઈએ છીએ, પણ રંગનું કાર્ય મનુષ્ય માટે સ્વતંત્ર છે. કોઈ નહિ શીખેલો કે તાલીમ પામેલો માણસ પણ રંગોના ભેદ પારખી ન શકે તો એનો સાધારણ વ્યવહાર દોષયુક્ત બનવાનો. રંગ ચિત્રણ માટે આંખને પરિચય અને પસંદગીની તકો મળવી જોઈએ. ચિત્ર, શિલ્પ વગેરે સ્નાયુઓની કસરતની અને વ્યવસ્થિત પાચન શક્તિની ગરજ ધરાવે છે. છતાં એમાં રંગોનું મહત્ત્વ આપવાની શક્તિ ધરાવે છે, અથવા આકાર કે આકૃતિઓની કિંમત રંગ ભરાય ત્યારે જરૂર વધે છે અને વિવિધતા પામે છે. એક જ છાપ જુદા જુદા રંગમાં છપાય છે ત્યારે રંગ પ્રમાણે તેનું આકર્ષણ જરૂર બદલાય છે. આમ રંગ માનવ મન પર આઘાત–પ્રત્યાઘાત કરી શકે એવું અજબ તત્ત્વ છે. તેનું વ્યવસ્થિત શિક્ષણ આપણે અવગણી શકીએ નહિ.





૩૯

## ચિંતનકણો

ભારતીય કળા, એ ભારતીય સંસ્કૃતિ અને ભારતીય વિચારનું અગ્રગણ્ય વાહન અને સંપુટ બની રહેલી છે. હાલના વિદ્યાલયો અને કળાશાળાઓ હવે વધુ વખત જો કલાસંપત્તિની અવગણના નિભાવી લે તો માતૃભૂમિનો મહાન દ્રોહ થયો ગણાશે. પરંતુ આપણાં કમભાગ્યે એવા અભ્યાસનાં સાધનો અને સાહિત્યો ઉત્તેજનના અને આદરના અભાવે પ્રાદુર્ભાવ પામ્યાં નથી. યુરોપ, અમેરિકા કે જાપાને હિંદની પ્રાચીન સંસ્કૃતિનાં ચિત્રો અને સાહિત્યનો જેટલો સંગ્રહ અને પ્રચાર કર્યો છે, તેનો લાભ અલ્પાંશે પણ હિંદવાસીને મળ્યો નથી.

×

માનવઇતિહાસમાં જ્યારે જ્યારે માનવીનાં હૃદય અને માનસ પ્રફુલ્લ પરિપાક પામ્યાં છે ત્યારે ત્યારે કલામાં તેની અચૂક અમર પંક્તિઓ પડ્યા વિના રહી નથી. માનવઇતિહાસનો કે જીવનનો કોઈ પણ પ્રસંગ જ્યારે ઉચ્ચ કલામાં અવતાર પામે છે ત્યારે જ તેના મહત્ત્વનો ખરો આંક પડે છે.

×

આજે આપણી સાધારણ માન્યતા થઈ ગઇ છે કે મનુષ્યને કલા, ચિત્ર ને સંગીત વિના ચાલી શકે. તેની ખોટ આજ કોઈ ને સાલતી નથી. પણ આપણાથી ફક્ત બસો જ વર્ષ પહેલાંની પ્રજામાં હજારો

વર્ષની પરંપરાથી કોઈ એવી ઊર્મિ ચાલી આવતી હતી કે તેઓ સુંદર ગૃહનિર્માણ માટે, સુંદર વસ્ત્રો અને ઉપસ્કારો માટે તેમ જ ઉત્સવદિનની શોભા માટે અપાર કાળજી બતાવતા અને ખર્ચ કરતા. એમણે હિંદુસ્તાનનો આત્મા એકેએક ઘાટમાં, દરેક રૂપમાં, પ્રત્યેક વ્યવહારમાં દષ્ટિગત કરી બતાવ્યો છે.

ધર્મ અને ખાનપાન જુદાં હોવા છતાં એશિયાના બધા મુલકોમાં આ કલાપ્રેમ એકસરખો વ્યાપી રહ્યો જણાય છે; અને તે બધાની કલાકૃતિઓ તપાસનારા વિદ્વાનો ચોક્કસ માને છે, કે એ સૌના મૂળમાં કલાનો એક જ સંપ્રદાય પથરાયલો છે, અને તે ઘણે અંશે હિંદુસ્તાનના ગર્ભમાં જ પાકેલો હતો.

×

## 'નાગરાજ અને કાશીરાજનો સમાગમ'

સામેના પૃષ્ઠ ઉપર આપેલા એ રંગીન ચિત્રનો પરિચય સામેના પૃષ્ઠ ઉપર આપેલું એ ચિત્ર અજંતાની પહેલા નંબરની ગુફાની ભીંત પરથી લેવામાં આવ્યું છે. કોઈ જાતકની એ કથા છે. બોધિસત્ત્વ અનેક કાળે નાગરાજ જન્મેલાને કોઈ સંજોગે કાશીના બજારમાં તે બંદીવાન બની વેચાતા હતા. ત્યાંથી કાશીરાજની સવારી નીકળી. એમને સહજ અનુકંપા થતાં એમણે નાગરાજને મુક્તિ અપાવી, આદર સાથે પોતાને ભુવન લઈ આવ્યા, અને નાગરાજના સર્વ પરિવારને પણ એ કુટુંબમેળામાં નોતરી બોલાવ્યો. ઉપકૃત હૃદયે નાગરાજ કાશીરાજને જીવનનું રહસ્ય સમજાવી રહ્યો છે અને સર્વ પરિજનો ભાવપૂર્ણ હૃદયે તે સાંભળી રહ્યાં છે, એ ઉપરના ચિત્રમાં આલેખવામાં આવ્યું છે. સમગ્ર નજરે જોતાં આખા ચિત્રનું સંવિધાન સમર્થ યોજના અને ચતુરાઈથી ભરેલું લાગે છે. તેની રેખાએરેખામાં ચિત્રકારે આકૃતિ અને ભાવોનું સચોટ દર્શન ઉતાર્યું છે. બન્ને રાજવીઓ, પ્રણયભર્યાં નેત્રોવાળી કન્યાઓ, મહેલની પરિચારિકાઓ, રાજ્ય-પુરોહિત, સેનાપતિ,—એક-

એકના ચહેરા, હાથની મુદ્રાઓ અને અભિનય આબાબે પ્રસંગનો હેતુ સાર્થ કરતાં લાગે છે. સેનાપતિનો પરદેશી પોશાક, બખ્તર, તલવારની મૂઠ અને કરડો ચહેરો તેનાં અધિકાર તથા જાતિ કંઈક જુદા જ છે એમ બતાવે છે. ચિત્રમાં ભારતવર્ષની સમૃદ્ધિ અને સુરસનાનું વાતાવરણ સ્પષ્ટ તરી આવે છે. મૂળ ચિત્રમાં અવનવા મિશ્રણો વડે રંગની જમાવટ કરીને મણિમાણેક તથા સુવર્ણ અલંકારોના સ્વાભાવિક પ્રકાશ અને તેજસ્વિતા, સોનેરી રંગ વાપર્યા વિના જ એવી અજબ કળાથી દર્શાવ્યાં છે કે આજના કુશળ ચિત્રકારો પણ તે જોઈ વિસ્મયમુગ્ધ થઈ જાય છે.

×

## અજંતાના સ્ત્રી પાત્રો

અજંતાની માનવસૃષ્ટિમાં સ્ત્રીઓનું સ્થાન બહુ ઊંચું જણાય છે. એ સમયમાં વસ્ત્રો થોડાં હોવાં છતાં સ્ત્રીઓમાં કલા અને વિનય સાનંદાશ્ચર્ય ઉપજાવે તેવાં દેખાય છે. એટલું જ નહિ પણ સારાય સંસારમાં સ્ત્રી તેની અપૂર્વ મધુરતા ફેલાવી રહેલી લાગે છે. ચિત્રકાર ઓપાત્ર દોરતી વખતે બહુ સંયમપૂર્વક તેનાં શરીરપ્રમાણો અને અંગપ્રત્યંગની છટા સાચવી ચૂક્યો છે. રાણી હોય કે રાજકુમારી હોય, પરિચારિકા હોય કે નર્તકી હોય, પણ કોઈ ઠેકાણે તે જરા પણ અધમતા ધારણ કરતી નથી, તે બધે સમર્યાદ સુંદરી દેખાય છે.

વળી સ્ત્રી તરફ પાશવવૃત્તિ થાય એવું એક પણ ચિત્ર આખા અજંતામાં નથી. દરેક સ્નેહ-યુગલમાં પણ આત્માની મીઠી હૂંફ અને એકતાનતા જ દેખાય. એ ચિત્રો સાંસારિક હોવા છતાં અશ્લીલતાની કલ્પના સુદ્ધાં થાય નહિ એટલું શુદ્ધ વાતાવરણ તેમાં જળવાઈ રહે છે. ચિત્રકારોએ બહુ ઝીણવટની નજરથી સ્ત્રીનાં દેહડોલન, હાથપગના અભિનય, અંગુલિની લીલાઓ અને કેશકલાપની વિવિધ છટા આલેખ્યાં છે. અજંતાના કેશકલાપોનો કોઈ સંગ્રહ કરે તો એક અનેરો કલાગ્રંથ જ બને. વાળ ઉપર કેટલા પ્રકારની લીલા થઈ શકે તે પૂરું

જાણવું હોય તેણે અજંતાની ભીંતોનો દરેક ભાગ નીરખી નીરખીને જોવો જોઈએ. માથા પરના મુકુટોના પ્રકાર પણ ત્યાં એટલા જ વિવિધ છે, અને તે એટલી વિગતે ચિતરાયા છે કે કોઈ સોની કે ઝવેરી તેનાં એકેએક રત્ન અને મોતી વીણી વીણીને ગણી શકે, અને ધારે તો, તે પરથી નવા મુકુટ બનાવી શકે.

અજંતાના એ કાળમાં સ્ત્રીઓ ખૂબ સ્વાતંત્ર્ય અને સન્માન માણતી હશે તે સ્પષ્ટ દેખાય છે. નગરમાં, વાટિકામાં કે વનમાં તે સ્વેચ્છાએ વિહાર કરી શકતી. સમાજમાં કે રાજદરબારમાં સર્વ સ્થળે સર્વ કાળે તેની હાજરી રહેતી. રાજદરબારનું પ્રતિહારીપણું પણ ચિત્રોમાં સ્ત્રીઓ જ કરતી દેખાય છે. ભગવાન બુદ્ધને પગલે ચાલતા અજંતાના નિર્વાણકામી વિરક્ત સાધુઓ પણ સંસારમાં સ્ત્રીઓનો તિરસ્કાર કરતા જણાતા નથી. જાણે સૃષ્ટિનું ઉત્તમાંગ હોય તેમ જ તેને દરેક સ્થળે સ્થાન મળ્યું છે. ચિત્રકાર તેના ચિત્રને વાચા આપવાને અસમર્થ છે, પણ તેનો બદલો તેણે સ્ત્રીપાત્રોના ચહેરાના ભાવોમાં અને હાથની વિવિધ મુદ્રામાં સંપૂર્ણતઃ પૂરી દીધો જણાય છે. પ્રણામ કરતા હાથો, પાત્ર ધરી રહેલી હથેળી અથવા પંખો કે ચામર ઢાળી રહેલી કરાંગુલિઓની અસંખ્ય છટાઓનો અજંતામાં મોટો ફાળો છે. ઢોલ પર તાલ દઈ રહેલી આંગળી કે કરતાલ બજાવતી હથેળીઓ અને તેની સામે નૃત્યમય સ્થિતિઓમાં ઊભાં રહેલાં માનવીઓ જુઓ તો લાગે કે અજંતાના ચિતારાએ એક અદ્ભુત જમાનો જોયો, જાણ્યો અને ભોગવ્યો છે. ઘણા માણસો અજંતા જોયા પછી એ જાતના હાવભાવ અને છટાનો અનુભવ કરતા તથા તેની લિજ્જત માણતા નજરે પડ્યા છે. અજંતા જોયા પછી એ યુગના માનવીઓ આગળ આપણે જાણે કે કઠ, કઠોર ને જડભરત જેવા લાગીએ છીએ.

### અજંતાની કલાનાં આગળ પડતાં તત્ત્વો

અજંતાનું પૂર્ણ અવલોકન કરનારના મન પર ત્યાંની કલા વિષે

કેટલીક અચૂક સ્મૃતિઓ રહેવાની જ. અજંતાના ચિત્રકારોએ કમળ ઉપરથી પુષ્કળ પ્રેરણા અને ચિત્ર કૌશલ્ય મેળવ્યાં હોય એમ સ્પષ્ટ જણાય છે. મંડપની છતો પરનાં મોટાં મોટાં વર્તુલની વચ્ચે મોટું કમળદળ ચીતરી આસપાસનાં કુંડળો ને તકતીઓમાં તેની અનેકવિધ આકૃતિઓ તેઓએ ચીતરી છે. તે જોતાં લાગે છે કે કમળના કલા-સ્વરૂપો આટલી વિવિધતાપૂર્વક જગતમાં બીજે ક્યાંયે સરજાયાં નહિ હોય. કમળફૂલ, કમળદાંડી, કમળપત્ર, કમળદંડ કે કમળગુચ્છની શોભાભરી–સંસ્કારભરી રેખાઓ, વેલો ને તોરણો અજંતામાં ડગલે ને પગલે નજરે પડે છે. છતાં તેની નવીનતા ખૂટી જતી નથી. ચિત્ર-કારોને કમળનું ફૂલ એટલું બધું આકર્ષક લાગ્યું છે કે બોધિસત્ત્વની મૂર્તિના હાથમાં, સ્તંભ ઉપરની પૂતળીઓના હાથમાં અથવા પ્રેમી દંપતીઓ વચ્ચે કોઈ છટાથી દંડ સમેત કમળ ગોઠવાયું હોય જ.

કમળના એટલા ગાઢ અવલોકન અને અભ્યાસમાંથી એ ચિત્ર-કારોએ માનવશરીરની ચિત્રણામાં પણ તેનું લાલિત્ય ઉતારવા પ્રયાસ કર્યો છે, એમ નિઃશંકપણે માની શકાય. હિંદી શિલ્પ અને સ્થાપત્યની કૃતિઓમાં જોકે કમળ બહુ જ પ્રાચીનકાળથી સ્થાન પામ્યું હતું, પણ ચિત્રમાં તો અજંતાએ જ તેનું મહાત્મ્ય સ્વીકાર્યું અને વધાર્યું છે.

કમળની પેઠે હાથી પણ હિંદી શિલ્પનું માનીતું અંગ છે; અને હિંદુસ્તાન સિવાય બીજા કોઈ દેશમાં હાથી સારું રાજસન્માન પામ્યો નહોતો જ. તેમાં યે સિદ્ધાર્થની માતાને પ્રસૂતિ પૂર્વે શ્વેત હાથી કૂખમાં પ્રવેશ્યાનું સ્વપ્ન આવ્યું ત્યારથી તો હાથી કલા ને સાહિત્યમાં દેવકોટિનું માન ભોગવતો આવ્યો છે. ભગવાન બુદ્ધના પૂર્વજન્મોની જાતકકથાઓમાં અનેક વાર હાથીની વાર્તાઓ આવે છે. છદંત જાતકની કથા તેનું એક અદ્ભુત દષ્ટાંત છે. બોધિસત્ત્વ કોઈ જન્મે હાથી હતા અને તેમને બે માનીતી હાથણીઓ હતી. તેમાંની એકને કોઈ કારણસર તેની શોક્ય પર ઓછું લાગ્યું, તેથી તેણે માથું પછાડી

આપઘાત કર્યો; અને એક રાજાને ઘેર જન્મી. આ જન્મે પણ તે પોતાનો રોષ ભૂલી નહોતી, એટલે તેણે ઉંમરે પહોંચતાં પેલા શ્વેત હાથીનું માથું મેળવવા પોતાના પિતાના દૂતોને વનમાં મોકલ્યા. શ્વેત હાથીને એ વાતની ખબર પડતાં તેણે સામા આવીને પોતાનો ઘાત થવા દીધો. રાજદૂતોએ તેના દંતૂશળો કાઢી લાવી રાજકન્યા આગળ રજૂ કર્યા. પણ તે જ પળે તેનો વૈરાગ્નિ શાંત થયો અને તે દુઃખથી બેભાન થઈ ઢળી પડી.

આ આખીયે કરુણ કથા ૧૭મા નંબરની ગુફાની ભીંત પર છે. ક્યાંક ક્યાંક તે તૂટે છે, છતાં ચિત્રોની વર્ણનશક્તિ એટલી જોરદાર છે કે પ્રસંગ સમજતાં વાર લાગતી નથી. અને આપણે એ બધું જાણે નજર આગળ નિહાળી રહ્યા હોઇએ એવું લાગે છે. આ ચિત્રો જોતાં જોતાં તમે કથાના પ્રદેશમાં આગળ જતા જાઓ, અને કથા પૂરી થાય ત્યાં—ગર્ભમંદિરની ઓસરી આગળ પહોંચો એટલે પરમ શાંત ભગવાન બુદ્ધનાં દર્શન થાય. આવા જન્માંતરો વિતાવી, આત્મત્યાગ અને વૈરાગ્ય વડે શાંતિપદ પ્રાપ્ત કરનાર એ મહાન આત્માનો સામાન્ય જનતાને પરિચય કરાવવાની કેવી કલામય યોજના આ મંડપોમાં થઈ છે તેનું તે પરથી આશ્ચર્યભર્યું ભાન થાય છે. છદંત જાતકની કથામાં હાથીઓનાં વનોનાં વનો ચીતરાયાં છે, અને તેમાં અનેક હાથીઓનાં, હાથણીઓનાં તેમ જ તેમનાં બચ્ચાંઓનાં વિવિધ રૂપો એટલી સજીવ ચેષ્ટાવાળાં છે કે ચિતારાની મનોસ્મૃતિ માટે આપણને અનહદ માન થયા વિના રહે નહિ. આજે હાથીની ચિત્રણા કરનારા એવા મળે કે નહિ તેની યે શંકા છે.

## સૌંદર્યવાસના

મનુષ્યની સૌંદર્યવાસના અને કલાની ભૂખ એના હૃદયની જેટલી જ પુરાતન છે. ભૌતિક પિપાસાની તૃપ્તિની સાથે આત્માની ક્ષુધા શાંત કરવાને મનુષ્યે પ્રકૃતિનો આશ્રય લઈ કલાસૃષ્ટિનું નિર્માણ

કર્યું છે. દૂર દૂરના ભૂતકાળથી આરંભી વર્તમાનકાલ પર્યન્ત આ કલાનું સંવરણ કોણ જાણે કેટલાય રૂપરંગ અને પાષાણના પડતરમાં પ્રકટ થતું આવ્યું છે. ભારતીય કળા જીવનમાં એક એવી એકતાભરી વિવિધતા છે કે જળતરંગોની પેઠે બહારથી બદલાતી લાગે છે છતાં અંતરમાં પ્રવાહની પેઠે સતત ગતિશીલ રહેલ છે. ભારતીય કલાના આદ્યપ્રણેતાઓ ઋષિઓની કલાસાધના બહારની સૃષ્ટિથી સંતોષ ન પામી એટલે અંતર્ગત ભાવોની આધ્યાત્મિક સૃષ્ટિ માટે પૂજા અને અર્ચનની ઉચ્ચ ભૂમિ પર તેની પ્રતિષ્ઠા કરી અને સત્યં શિવં મંગલમ્‌ની તે દ્વારા આરાધના કરી. એમણે કળાને સંસ્કૃતિની સાધના કરાવી સંસ્કારીરૂપ આપ્યું. એને મન કળા અંતઃકરણની સર્વ પ્રકારની એકતાનતા આપનારી સૃજન સૃષ્ટિની પ્રેરણાનો પ્રાણ ગણી.

એ યુગના કલાસર્જકોએ હૃદયના આનંદ, આહ્‌લાદ અને આવેગથી પોતાના નિર્માણ કાર્યને શણગાર્યું. મહાવેદીઓ, દેવાલયો અને અને આરાધનાગૃહોની સજાવટમાં આપણા પૂર્વજોએ જે કલાપૂર્ણ સુરુચિનો પરિચય આપ્યો છે તેની પ્રશંસા જ મળી નથી, પણ તે આપણા આદર્શ અને અનુકરણને પાત્ર પણ કરે છે. એટલા જ માટે કે તેમના જીવનની કાર્યસાધના—આરાધના કલામાં સજીવ બની ક્રિયાવાન બની ગઈ હતી. સત્યના આધાર પર જીવનના સુંદર તાણા સાથે શિવ—કલ્યાણનો વાણો વણાતો રહ્યો છે અને સૂક્ષ્મ, સ્થૂળ સૌંદર્યની રંગ જમાવટથી જે કલાભૂમિનું નિર્માણ થયું તેથી જ કલાકાર પોતે પણ પોતાની રચના ચાતુરી પર આનંદથી વિરચક બની ગયો છે. એના પ્રશંસકોનો તેમના આદર્શોમાં કદી અવિશ્વાસ કે અશ્રદ્ધા જણાયાં નથી. કારણ કે કલાકારના આદર્શમાં તેઓ તેના ચિરપરિણામ રૂપે આધ્યાત્મિક શાન્તિ મેળવી શકયા હતા. પણ પછીથી આપણે દુનિયાના મોહક આકર્ષણોને લઈ ને પ્રકૃતિનો પવિત્ર સંગાથ ખોઈ બેઠા અને આદર્શો તથા કલાપ્રેરણા ધરે ધરે વિમુખ બની ગયા. ટૂંકામાં પ્રત્યક્ષ સૃષ્ટિ અધિક સત્ય બની ગઈ છે અને અંતરનું સૌંદર્ય સંકોચ

આવરણોમાં છુપાઈ ગયું છે. માટે આજની પહેલી વાત એ જ છે કે સમાજમા ઉદ્‌બોધન અને પ્રચાર કરી એ સંબંધની પુન સાંકળ જોડી દેવી જોઈએ. જીવનમાં કલાકારોથી નિસ્પન્દ બનેલી વીણાના તારો જાગૃત બની આનંદ અને અનુકંપન પામશે.

## ગૃહ અને કલા

કલાની સૃષ્ટિમાં ઘરની કલ્પના એક સજીવ મૂર્તિ છે. કલાની ઊર્મિવાળાં માનવીઓને મન ઘર માત્ર પોતાના સરસામાન ભરવાનું મોટું ખોખું નથી, અથવા દુનિયાનો પોતાનો વૈભવ જાહેર કરવાની દુકાન નથી.

આત્માની કલ્પના જ કલારૂપે મૂર્ત થાય છે. એ વાત આપણે માનીએ તો આત્માના એકાંત વિહાર માટે પણ ગૃહમાં વ્યવસ્થા થવી જોઈએ અને એ વ્યવસ્થા દેવમંદિર કે ઉપાસના મંદિરનું એક સ્થાન અલગ રાખવાથી બની શકે.

કલા, પ્રદર્શનના હેતુથી કરવા જતાં, ભ્રષ્ટ થાય છે. પ્રદર્શન-યોગ્ય ભલે તે થાય, પણ પ્રદર્શન માટે ન જ થાય. હિંદુસ્તાનમાં કલા પ્રયોગ, પ્રદર્શન કે પ્રકાશન માટે આ યુગમાં થવા લાગ્યો છે. હિંદુસ્તાનમાં કલા તો જીવનસંગાથી તત્ત્વ છે. તેને કોઈ એક જ ખંડમાં કે પુસ્તકમાં જ કેમ સમાવી દઈ શકાય? અથવા ભેકડમાં થોડાં ચિત્રો ચોઢીને કલાજીવનની પર્યાપ્તિ કેવી રીતે થાય? હિંદુસ્તાનના વતનીઓને કલા એ જીવનના દરેક પ્રસંગની જુદી જુદી લીલા છે.

કલા કલાકારની જ છે એવું માની લેવાનો ભ્રમ સર્વ ગૃહસ્થો અને ગૃહિણીઓ જલદી દૂર કરે તો સારું. કલા દરેક જણમાં છે અને તેનો પ્રયોગ અને વિકાસ જીવનની દરેક પળે હોઈ શકે. જીવનમાં જ્યાં જ્યાં મધુરતા છે ત્યા કલા છે જ. ગૃહજીવનમાં કલાનો વાસ છે, એટલો ક્યાંય નથી. કલાની ઝંખના રાખવાથી કલા આપોઆપ

પ્રગટશે, અને માનવજીવનમાં સુખ, સુંદરતા અને સભ્યતાનું રાજ્ય સ્થપાશે. કલા કવિઓની કવિતામાં કે ચિત્રકારનાં ચિત્રોમાં અથવા શિલ્પીની મૂર્તિમાં ક્યારે આવે ? એક માણસ ભાવભર્યો બોલી રહ્યો છે, એક સુંદરી નમીને કંઈ જોઈ રહી છે, એક બાળક ચપળ નેત્રે આકાશમાં જુએ છે. જે જે પળે જે જે વસ્તુ સુંદરતા ધારણ કરે છે તે પળે તે કલાનું સર્જન થાય છે. કલાની પ્રતિષ્ઠા પ્રદર્શન માટે નથી, પૈસા માટે નથી, સ્પર્ધા માટે નથી, કીર્તિ માટે નથી પણ આત્માને સમૃદ્ધ કરી અસંતોષ અને અતૃપ્તિ ટાળવા માટે છે, વાસના સંહારી ઈશ્વરી વિભૂતિ પામવા માટે છે.

## કલાની કદર

કલા કુદરતના ભેદો ઉકેલી આપે છે, કલા માનવજીવનના રહસ્ય સમજાવે છે, કલા દેશનું ભાવિ રચે છે; ટૂંકામાં કલા કોઈ પણ દેશના સમાજનું ખરું પ્રતિબિંબ છે. કોઈ પણ દેશની કલાની સ્થિતિ તપાસો, તો માલૂમ પડશે કે તે દેશમાં લોકચારિત્ર્ય, જ્ઞાન, ભક્તિ, ઉદ્યોગ કે વિજ્ઞાન જેટલાં ખીલ્યાં હોય છે અગર ઊતરતાં હોય છે, તે જ પ્રમાણમાં ત્યાંની કલા ઉત્કૃષ્ટ હોય છે. મતલબ કે કલા દેશની આબાદી માપવાનું એક માપ (મીટર) છે. વળી કલા દેશનો ઇતિહાસ પણ જાળવે છે. રાજાધિરાજાઓનાં રાજ્યો ગયાં, શ્રીમાનોના વૈભવ ગયા, મહાન સત્તાધારીઓ ડૂબ્યા, યોદ્ધાઓ પડયા, પણ કવિઓ અને ચિત્રકારોનાં ભૂતકાળનાં અમર કાવ્યો અને ચિત્રો તો આપણી સામે જીવતાં, આપણાં જીગર ઉછાળતાં મોજૂદ છે.

## "મિલમાલિકો જવાબદાર છે"

પરદેશની કલાને પૂજવામાં આપણે આપણી જીવન સાથે જોડાયેલી સંસ્કૃતિ અને કલા ગુમાવ્યા છે. સંસ્કૃતિને હલકી પાડી છે. શહેરના ધનિકો ખાસ કરીને મિલમાલિકોએ છાપકામમાં પરદેશી કલાને વધુ મહત્ત્વ આપ્યું છે. કલાની બાબતમાં બજારનો ફેશન પર

મોટો આધાર રખાય છે. તેનું પૂજન થાય છે. એવી અયોગ્ય ભાવના જીવનમાં ઊતરે છે.

## સાચી શક્તિ જન્મશે

દિનપ્રતિદિન સમય પલટાયો છે. આપણાં વાસણો, પોષાક, વગેરે રોજની વપરાશની ચીજોમાં અખૂટ કલા પડી છે એ પ્રત્યે ધ્યાન દોરવામાં આવ્યું છે. નાનાં બાળકો પાસે પણ સંગીત અને રંગોની મિલાવટ મુકાવા લાગી છે. એથી માનું છું કે ખરેખર સાચી શક્તિ જ જન્મશે.

## સ્વદેશભક્તિ મરી ગઈ છે

સંસ્કૃતિ અને કલાને જે ટેકો મળવો જોઈએ તે મળતો નથી. એનું એક કારણ છે કે આપણામાંથી સ્વદેશભક્તિ મરી ગઈ છે. એ જીવતી હોય તો જર્મનીના પોસ્ટરો આપણે સાં ન આવે. સ્વદેશભક્તિ બતાવવાથી નહિ પણ કર્મમાં મૂકવાથી આવે છે. તમારે જોવું જોઈએ કે તમારું દ્રવ્ય કયાં વપરાય છે. દેશના ઉદ્યોગોને ખીલવવા પાછળ દ્રવ્યનો ઉપયોગ કરવામાં સાચી દેશભક્તિ રહેલી છે. અને જ્યારે એ થશે ત્યારે અહીં આલ્મોડા, શાન્તિનિકેતન કે બનારસના કલાનાં કેન્દ્રો સર્જી શકીશું.

## સાચું પ્રમાણપત્ર કયું?

કલાના ક્ષેત્રમાં કેટલાકને ડિગ્રીનો મોહ હોય છે. પણ એમાં સરકારના પ્રમાણપત્રને જોવાની જરૂર નથી. તમારામાં રહેલી કલાને વિકસાવી જનહૃદય સુધી પહોંચી જાવ એ જ સાચું પ્રમાણપત્ર છે.



૪૦

## કલાની આરાધના



જીવનભર કલાદેવીની આરાધના કરતાં મને એક પરમ સત્ય લાધ્યું છે કે કલા વ્યક્તિની નહિ પણ વિશ્વની જ હોઈ શકે. જેના માનસમાંથી જન્મેલી કલાકૃતિ જગતસમસ્તનો વારસો બને છે અને સર્જક તો અનંતતામાં લુપ્ત થઈ જાય છે; પણ અનંતતાના પ્રતીક સમી એ કલા કાળ કે સમાજને સૃષ્ટિના અનુભવ અને ઊર્મિથી આવકારતી કે સંસ્કૃતિમાં રંગ પૂરતી અમર પદે વિરાજી રહે છે.

હું પદ્ધતિઓ પૂજનારો નથી. પ્રાણ પ્રકટશે તો પદ્ધતિઓ તો આપોઆપ સર્જાશે છતાં અનુભવ, અભ્યાસ અને ઉપાસના આ સંસ્થાના ઘડતરમાં પ્રધાન તત્ત્વો બનશે. કલા પૂર્વની વધે કે પશ્ચિમની, એની તકરારોમાં અભ્યાસીઓ નહિ જ પડે. આંતરદર્શન અને અનુભવ પ્રત્યેક કલાકારને જેટલાં જરૂરનાં છે તેટલી જ કર્મકુશળતા અને તાલીમ પણ જોઈશે. પરંતુ આપણાં કમનસીબે આ બેમાંથી એકે બાબત ઉપર આપણા દેશની ચિત્રશાળાઓ અને ચિત્રશિક્ષકો પૂરતું લક્ષ આપી શક્યા નથી, અને ગાડરિયા રીતિઓ પ્રચાર પામી છે. એમ છતાં યે મોટી ચિત્રશાળાઓ આપણા પ્રાંતથી ઘણે દૂર અને ખર્ચાળ હોવાથી કેટલાયે ઉત્સુક વિદ્યાર્થીઓ તેમની જીવનપ્રિય ઉપાસનાથી વંચિત રહેતા હશે. બીજી તરફ ચિત્રકર્મકુશળ શિક્ષકો

અને કારીગરોની પણ કેટકેટલા જીવનવ્યવહારમાં અને ધંધામાં ખરેખરી ખોટ જણાય છે એ સમજાવવું પડે એમ નથી.

જગતના બધા ઉદ્યોગો અને કરામતો ઉપર નવી રચના, નવા ઘાટ અને નવા રંગોનું સામ્રાજ્ય ઊતર્યું છે; એ બધામાં કલાકારની બુદ્ધિ પ્રધાનપદ ભોગવે છે, માત્ર હિંદુસ્તાનમાં જ બાપદાદાની કલ્પના મૂડી ઉપર ક્ષુદ્ર નિર્વાહ કરી રહેલા થોડા હાથધંધાઓ અને દેશપરદેશની ચોરેલી ડિઝાઈનો ઉપર કમાઈ રહેલા આપણા વેપારી શ્રીમંતો કલાકારોના અસ્તિત્વનું મહત્ત્વ સમજ્યા જણાતા નથી. જેઓ કંઈક સમજ્યા છે તેવા ધંધાપતિઓ કે રાજાઓ પરદેશના નિષ્ણાતોને મોંમાગ્યાં ખર્ચો આપી કામ લે છે અને સ્થાનિક પ્રતિભાનાં ઉત્તેજન કે ઉછેર સામે નફરતભરી બેદરકારી જ બતાવે છે.







૪૨

## ત્વરાલેખન (સ્કેચિંગ)

૧૯૦૪ના અરસામાં રૂસો જાપાન યુદ્ધ પૂરું થયું હતું અને જાપાને વિરાટ રશિયાને નમાવીને યુરોપની પ્રજાની આંખ ઉઘાડી આપી હતી કે પૂર્વના પ્રદેશો શક્તિ અને સાહસમાં કોઈ રીતે ઊતરે એમ નથી. જાપાનની આ અભિનવ જાગૃતિનો અભ્યાસ કરવા અનેક પ્રવાસીઓ ત્યાં આકર્ષાતા. તે પૈકી સ્વામી ભૂપાનંદ કરીને એક તેજસ્વી સંન્યાસી ત્યાં તાજા જઈ આવેલા ભાવનગર રાજ્યના મહેમાન થયા હતા.

એ વખતે અમારા મિત્ર અને મુરબ્બી શ્રી. હીરાલાલ પંડ્યા ખેતીવાડીના અભ્યાસ માટે અમેરિકા જવાની તૈયારીઓ કરતા હતા અને પ્રવાસની માહિતી મેળવતા હતા. તેમણે આ સ્વામીજીને મળવા જવાનું ઠરાવ્યું ત્યારે મને પણ સાથે લીધો.



સ્વામીજી શ્રી. વિવેકાનંદના જેવા જુસ્સાવાળા હતા. તેમની વાતમાં પ્રેરણા અને ચમક હતી. એ કહેતા હતા. "ભારતના જુવાનોએ હવે જાપાનનો દાખલો લઈ વિદ્યા, બુદ્ધિ, વિજ્ઞાન, સાહસ અને સ્વાર્પણના મંત્રો સાધવા જોઈએ." મારી કલાભિરુચિનો તેમને શ્રી. પંડ્યાએ પરિચય આપ્યો એટલે તેમણે ઉત્સાહથી કહ્યું: "જાપાનમાં દરેક જણ કલાકાર હોય એવું



લાગે છે. દરેક વિદ્યાર્થી કે તરુણ ખિસ્સામાં એક નાની નોંધપોથી રાખે છે અને પોતાના વિષયને લગતી માહિતી કે ચિત્ર ગમે તે વખતે અને ગમે ત્યાં હોય તો પણ તુરત ટપકાવી લે છે." એ વાતે મારા મન પર ચોટ કરી અને તે પછી હું પણ ખિસ્સામાં નાની નોટબૂક રાખતો થઈ ગયો અને આજ સુધી એ રીત ચાલુ રાખી છે. બહુ મોડે ખબર પડી કે આવી રીતે નોંધ







કરવાનો રિવાજ યુરોપના સર્વ કલાકારો પાળે છે. મુંબઈની ચિત્ર-શાળામાં દાખલ થયો ત્યારે મને નવાઈ લાગી કે મારા વર્ગમાં મારા સિવાય કોઈએ નિયમિત નોંધો રાખી ન હતી.

હવે ત્યાં આવી સ્કેચબૂકો રાખવાની ભલામણ થાય છે અને વિદ્યાર્થીના અભ્યાસની તપાસમાં તેને મહત્ત્વનું સ્થાન આપવામાં આવે છે. આ સ્કેચબૂકો (ત્વરિત નોંધો) ચિત્રકારને પોતાને આવતા ખ્યાલો અને નજરે પડતી અવનવી ચિત્રસામગ્રીનો સંગ્રહ કરવાનું અજોડ સાધન છે. તે ઘણી વાર મનમાં ઊઠતા તરંગોના કાચા આલેખન કરી રાખે છે અને તેમાંથી કોઈ વાર અજબ નવનિર્માણ કરે છે.









અનેક વાર તેને અણધાર્યા પ્રસંગો, પાત્રો કે પદાર્થો મળી જાય છે અને જીવનની અમૂલ્ય તવારીખ બની જાય છે. કળાકારોના તૈયાર ચિત્રો કરતાંય આ નોંધનું મહત્ત્વ વધારે ગણાય છે અને બધા કલાકારો તેને બહુ મોંઘું ધન માની સાચવે છે. કોઈ એક માતા આગળ રમતા બાળકની નોંધો ઉપરથી કળાકાર રાફેલનાં ચિત્રો સર્જાય છે. પોતાના ગામડિયા મહેમાનોની સાથે કરતો લીયોનાર્દો અદ્ભુત પાત્ર વળો વૈવિધ્ય આલેખે છે. દૃશ્ય ચિત્રકાર ટર્નર



નિસર્ગની નોંધ કરતો કરતો રોજના વીસ માઈલ પગે ચાલી નાખે છે અને ઓવરકોટના બે ખિસ્સાં ભરેલી અસંખ્ય નોંધો પરથી કુદરતના વિરલ અને ચમત્કારિક દૃશ્યો ઉપજાવે છે.



મહાન કલાકારોને ય આવી નોંધોની જરૂર હોય છે તો સામાન્ય માણસને પોતાના અવલોકનો અને અનુભવોની ચિત્રનોંધો કરતાં આવડે તો એ કેટલું અમોઘ સાધન બને.

સ્કેચ કરનારની દૃષ્ટિ વેધક અને તીવ્ર બને








છે. સ્મૃતિ સચોટ અને વિગતપૂર્ણ થાય છે. અણધારી રીતે કોઇ ને કોઈ પ્રસંગમાંથી તે લાભ ઉઠાવી શકે છે. ઘણી વાર સ્ટેશન પર ટ્રેનની વાટ જોતા ઉતારુઓ ચિત્રકારને નવાં પાત્રો અને વેશભૂષાના રૂપો પૂરાં પાડે છે.



પાત્રોનાં આલેખન કરવા પૂરતો સમય ન મળે તો પછીથી પણ અનુભવે અને અભ્યાસે તેમના સ્મૃતિ ચિત્રો થઈ શકે છે. યુરોપના ચિત્રવર્ગોમાં આ બાબતનો ખાસ અભ્યાસ કરવામાં આવે છે. તેને વિદ્યુતલેખન (Lightening Sketches) એટલે વીજળીના ચમકારાની








માફક ચિત્ર ઝડપી લેવાનું કહે છે. વેગથી જતી ટ્રેનમાંથી કોઈ દૃશ્યરચના ઉપાડી લઈ મનથી આલેખવી, નજર આગળથી પસાર થઈ જતું માનવી કે જાનવરનો ભાવ, વેગ કે સ્વરૂપ સ્મૃતિ બળે ઝડપી લેવું. આ બધા માટે સાધના અને પ્રયોગ જરૂરનાં છે.

પાર્લામેંટની લોબીમાં સ્કેચ કરવાની મનાઈ થઈ ત્યારે ઇંગ્લંડના પ્રસિદ્ધ કાર્ટૂનિસ્ટ સર હેરી ફર્નીસે વાત કરતો જાય અને ખિસ્સામાં હાથ નાખી કાગળ પર રાજદ્વારી પુરુષોની તસવીરો ખેંચતો જાય એવી ટેવ પાડી હતી.

સાધારણ ચિત્રવિદ્યાર્થી ઊંચી અભિલાષા રાખી મહેનત કરે તો ત્વરાચિત્રોની શક્તિ તેને પણ સુસાધ્ય બનશે. પણ એ બે વર્ષોની જ તાલીમ નહિ પણ જીવનભરની ઉપાસના બનવી જોઈએ. તેના માટે ખાસ સમય કે મહેનત જરૂરનાં નથી. ખિસ્સામાં નોટ કે થોડા કોરા કાગળ હોય અને નકામી પડતી ક્ષણોએ તે પેનસિલ કે કલમ ચલાવવા સજાગ્રત હોય તો ગમે તેવા લીટાથી શરૂ કરી તે ચોક્કસ આકૃતિ દોરવાની ભૂમિકા પ્રાપ્ત કરી શકશે.



મેં ઘણી વાર મોટર ઉપડવાની તૈયારી થાય તેવે વખતે ત્વરિત નોંધો લીધી છે. ચાલતા નાટકે નાટકની મજા અને આલેખનની ઝડપ સાચવી છે. ભણતો ત્યારે મારી ગણિત કે ઇતિહાસની નોંધમાં ખૂણે



શિક્ષક કે વિદ્યાર્થી મિત્રોનાં મોઢાં પાડ્યાં છે.

એ બધાના ફલ સ્વરૂપે સંખ્યાબંધ ચોપડીઓ ભરાઇ ગઈ તેમાંથી ઘણુંયે લે ખો સચિત્ર થયા છે અને અહીં આપેલા નાના ત્વરિત ચિત્રો પણ એવી ફુરસદે નકામી જતી ક્ષણોનો સહજ બનેલો સંગ્રહ છે.





પંડીત સુંદરલાલજી કૃત

# ભારતમાં અંગ્રેજી રાજ્ય

## ભાગ ૧—૨

ભાષાંતર કર્તા : ભાસ્કરરાવ વિદ્વાંસ

હિંદમાં અંગ્રેજી સત્તા કેમ સ્થાપન થઈ તે આપણે જે ઇતિહાસમાં ભણ્યા છીએ તે કેવો વિકૃત અને ખોટો છે તેનું સચોટ બ્યાન આ પુસ્તકમાં મળશે. ઠેરઠેર અનેક અંગ્રેજ અધિકારીઓ તથા લશ્કરી સેનાપતિઓનાં લખાણો, અધિકારીઓએ વિલાયત મોકલેલા ખાનગી તેમજ દરબારી દફતરના કાગળો વગેરે વાંચી ઉતારા આપી સાબિત કરવામાં આવ્યું છે કે અંગ્રેજી રાજ્યની સ્થાપના તલવારના જોરે કે બહાદુરીના બળે નથી થઈ.

પણ અનેક છળકપટ સંધિઓ અને કરારનામાંનાં ભંગો કરવાની સતત બુદ્ધિ અને અંદર અંદર વિગ્રહ જગાવવાનાં કાવતરાંના પાયા ઉપર હિંદની બ્રિટિશ સલ્તનત ઊભી થઈ છે.

આવું આ શકવર્તી પ્રકાશન દરેક ભાઈબહેને વાંચવું જોઈએ.

કુલ પાનાં ડેમી આઠપેજી ૧૪૩૬

ત્રિરંગી, બેરંગી અને એકરંગી ચિત્રો

છતાં કીમત માત્ર રૂ. ૧૮–૮–૦ બંને ખંડના

રજી. પોસ્ટેજ ૧–૪–૦

ચત્રભુજ વિ. જસાણી : જસાણી પ્રકાશન ટ્રસ્ટ : ગોંદિયા (મો, પી.)

: પ્રાપ્તિસ્થાન :

ભારતી સાહિત્ય સંઘ લિમિટેડ

ફરનાન્ડીઝ પુલ નીચે : ગાંધી માર્ગ : અમદાવાદ
ભીમરાજ બીલ્ડિંગ, ૪૦૫ કાલબાદેવી રોડ : મુંબઈ–૨